The Department of Public Instruction, Bombay.

A

# BRIEF HISTORY OF THE INDIAN PEOPLE.

BY

SIR W. W. HUNTER, K.C.S.I., C.I.E., LL.D.

TRANSLATED INTO GUJARATI.

THIRD EDITION.—25,000 Copies.



**Bombay:**
**GOVERNMENT CENTRAL BOOK DEPÔT.**

1889.



*Price 7½ Annas.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણીખાતું.

# हिंदना लोकनो टूंको इतिहास.

ડાકટર હંટર કૃત અંગ્રેજી પુસ્તકનું

ગુજરાતી ભાષાંતર.

ત્રીજી આવૃત્તિ—૨૫,૦૦૦ પ્રત.



મુંબઈ:

સરકારી મધ્ય બુક ડીપો.

સને ૧૮૮૯.



કીમત સાડાસાત આના.

# પ્રસ્તાવના.



હિન્દના લોકનું વધવું, દુનિયાને સુધારવામાં તેમણે શું શું કર્યુંછે, અને બીજી પ્રજાઓથી તેમણે શું શું ભોગવ્યું છે, એ દેખાડવાને હું આ ચોપડીમાં કોશિશ કરૂંછું. ઇંગ્રેજોએ લખેલા ટૂંકા ઇતિહાસોમાં, ઘણું કરીને પહેલાં બે હજાર વરસની વાત થોડાં પાનાંમાં પતાવી, જીતાયલો હિન્દ બતાવવા માંડેછે. હિન્દના યુરોપીઓને વાસ્તે કે દેશીઓને સારૂ આ રીત સારી નથી; અને બનેલા બનાવો પ્રમાણે પણ એ નથી. હિન્દના તરૂણોને હિંદના ઇતિહાસમાં કુસંપ અને પરાધીનપણાનો હેવાલ માત્ર આપવામાં આવે ત્યાં લગી આપણા ઇંગ્રેજી હિંદના રાજ્યની નિશાળો સ્વમાન ધારણ કરનાર પ્રજાને ઉછેરવાનું સ્થાન થાય નહિ. માટે જેને હું હિંદના લોકનો ખરો ઇતિહાસ માનુંછું તેમાંનો ટૂંકો હેવાલ અસલ આધાર ઉપરથી લઇને જોડવાનો મેં પ્રયત્ન કર્યો છે. મારાં મોટાં પુસ્તકોમાં એ મૂળ આધારોની તપાસ મેં સંભાળથી કરીછે. વીસ વરસની મેહેનતથી જે પરિણામો મેળવ્યાંછે તેઓની ચર્ચા ન કરતાં તેમને અહિં માત્ર કહેવામાં આવ્યાંછે.

ઇંગ્રેજનાં સગપણની એક પ્રાચીન ગુણવાન જાતિએ મૂળના વનવાસી લોકોને ભેળસેળ કરી ઠરી ઠામ રહેનારી કોમો શી રીતે બનાવી તે દેખાડવાની મેં કોશિશ કરીછે. હિંદની જમીનના

રસાળપણાએ ઉત્તમ જાતને પોતાનો બધો વખત પેટ ભરવાની મહેનતમાં કાઢવાથી ઉગારી ત્યારે તે જાતે અસાધારણ પ્રૌઢ અને સુંદર ભાષા, વિદ્યા, અને ધર્મ શીરીતે ઉત્પન્ન કર્યા, પ્રજાઓને કસવાને માટે કુદ્રતની સામા જે પ્રયત્નો કરવાની જરૂર છે તે કરવા ન પડયાથી જે મોટા ઝગડા બધી પ્રજાઓને ઝીલવા પડે છે. તે ઝીલવાને તેઓ કેવા અયોગ્ય થયા, ઘર વહેવારમાં અને ધ્યાનમાં મચી બીજાં કામકાજ અને રાજ્ય વહેવારને કેવા વિસાર્યા, ધર્મ અને સંસાર સંબંધોમાં હિંદુ મતે હિંદના લોકને જોડાયલા રાખ્યા, પણ તેથી એકમેક થઈ ગયેલી એક પ્રજા કેમ કરી શકાય નહિ, એ બતાવવાનો મેં યત્ન કર્યોછે.

મધ્ય એશીઆના ઉત્પત્તિસ્થાનમાંથી માણસની ભરતી બંગાળામાં આવે એવી તેની (બંગાળાની) સ્થિતિ હતી. જેમ હાલના સમયમાં સાગરની ભરતીનાં મોજાં આવેજ તેમ પૂર્વ કાળમાં દેશ જીતનારનાં મોજાં ઉત્તરતરફથી આવે એવું હતું. પરંતુ તેમના કરેલા વિજય ઉતાવળા છતાં સ્થાયી નહતા; અને વિસ્તીર્ણ છતાં કદી પૂર્ણ નહતા. હિંદુ લોકના ધર્મની અને સંસારની રચના કદી ત્રુટી કે વશ થઈ નહિ. હિંદને જીતનારામાં સર્વથા વડા મુગલ હતા, તેમનો અમલ ૧૩૦ વરસ ચાલ્યો નહિ એટલામાં હિંદુરાજ્યવાળા તેમનો નાશ કરવાપર મંડયા હતા. હાલ ધારણા થઈ શકેછે તે પરથી એમ કહી શકાય કે મુગલ રાજ્યનું હિંદુ મરેઠા, રજપૂતો, અને શીખોથી જીતાવવું ઇંગ્રેજી સત્તાની આવવાથી માત્ર અટકયું. બ્રિટિશ રાજ્ય ટકયું છે તેનું કારણ એ છે કે તેની સત્તા હિંદની સઘળી જાતોના એકત્ર લાભને અર્થે વાપરવામાં આવેછે.

આ વિચારો મારા મનમાં ઘણા વખતથી છે. તથાપિ મેં તેઓને મારા પુસ્તકમાં દાખલ કર્યા નથી, કેમકે હું આશા રાખું-છું કે જે તરૂણો ઇતિહાસને બનેલા બનાવની નોંધ ગણેછે, અને તત્વજ્ઞાનની પોથી ગણતા નથી તેઓને હાથ આ નાની ચોપડી જશે. હિંદનો ઇતિહાસકર્તા હાલ મોટામાં મોટી નોકરી બજાવી શકે તે એ છે કે ખરેખરા બનાવ એવી રીતિ વર્ણવે કે તેઓને લોક વાંચે. જો મારા લખાણમાં સત્ય અને સાદાઈ જોડાયલાં માલૂમ પડશે તો મેં જે કરવા ધારેલુંછે તે પાર પડશે. એથી જો તરૂણ ઇંગ્રેજોની અને તરૂણ દેશીઓની વચ્ચે હેત વધશે તો મને મારી મેહેનતનું ફળ પુશ્કળ મળ્યું એમ હું માનીશ.

સ્ટર્લિંગ કાસ્ટલ, સીમલા,
૧૫ મી જુલાઈ ૧૮૮૨. } ડબલ્યુ. ડબલ્યુ. હંટર.

# अनुक्रमणिका.



## प्रकरण १ लुं.



## प्रकरण २ जुं.

## प्रकरण ३ जुं.



## प्रकरण ४ थुं.

# प्रकरण ५ मुं.

## प्रकरण ६ ठुं.



## प्रकरण ७ मुं.



## प्रकरण ८ मुं.

પાનું.



# प्रकरण ९ मुं.

## प्रकरण १० मुं.

પાનું.

## प्रकरण ११ मुं.

## प्रकरण १२ मुं.



## प्रकरण १३ मुं.

પાનું.

પાનું.



# प्रकरण २४ मुं.

પાનું.

## प्रकरण २५ मुं.



## प्रकरण २६ मुं.

પાનું.

# हिंदना लोकनो टूंको इतिहास.

## प्रकरण १ लुं.

### देशनुं वर्णन.

**સ્થિતિ અને વિસ્તાર.**—હિંદ મોટો ત્રિકોણાકાર, મધ્ય એશિઆથી માંડી દક્ષિણમાં સમુદ્રસુધી ગયલો દેશ છે. એની ઉત્તર સીમા હિમાલય પર્વતોમાં છે; એની પશ્ચિમ બાજુનો ઘણો ભાગ હિંદી મહાસાગરને અડેલોછે, અને પૂર્વ કોરના ઘણા ભાગપર બંગાળી અખાત છે. એમ એની બધી સીમાએ કુદરતી રખવાળ, પર્વતો અને સમુદ્ર છે, અને એને બે રસ્તા છે, એક વાયવ્ય ખૂણામાં અને બીજો ઇશાન ખૂણામાં: તેઓ વડે એ બાકીના એશિઆ સાથે જોડાયલોછે. ઇશાન ખૂણાની હદપર બુદ્ધ ધર્મી બ્રહ્મી રાજ્ય છે; વાયવ્ય ખૂણાની મર્યાદાપર મુસલમાની ધર્મ માનનારા અફગાનિસ્તાન, અને બલૂચીસ્તાનનાં સંસ્થાનો છે, અને એ ઇશાન અને વાયવ્ય ખૂણામાં આંપાને માર્ગે બે કેવળ જુદી જાતના લોક હિંદમાં આવ્યાછે. હિંદનો વિસ્તાર આઠથી છત્રીસ ઉત્તર અક્ષાંશ લગી છે,—એટલે વિષુવવૃત્તના અતિ ઉષ્ણ પ્રદેશોથી સમશીતોષ્ણ કટિબંધમાં ઘણે દૂરસુધી છે. રાજ્યધાની કુલકત્તા ૮૮ પૂર્વ રેખાંશપર છે; એથી સાંજના છ કલાકે ત્યાં સૂરજ આથમેછે તેવારે ઇંગ્લાંડમાં બપોર થઇ ગયા હોયછે. ઉત્તરથી દક્ષિણસુધી હિંદની લંબાઇ, અને પૂર્વથી પશ્ચિમ લગી પહો-

ળાઇ એ બંને આશરે ૧૯૦૦ મૈલ છે; પણ જામફળ (જમરૂખ) ના જેવો વાંક હોઇ તેને દક્ષિણ છેડે કન્યાકુમારી આગળ તેની નોકનું બિંદુ બનેછે. આ અખંડ મૂલકમાં ઇંગ્રેજે બંગાળી આખાતના પૂર્વ કાંઠાના પટને બ્રિટિશ બ્રહ્મદેશને નામે ઉમેર્યોછે. આ વર્ણનમાં સમાયલા મૂલકનું ક્ષેત્રફળ લગભગ ૧૫ લાખ ચોરસ મૈલ છે, અને એમાં ૨૫ કરોડ ૫૦ લાખ માણસની વસ્તી છે, માટે રૂશિઆ બાદ કરતાં બાકીના આખા યૂરોપ જેટલો વિસ્તાર હિંદનો છે, અને વસ્તીમાં તેનાથી અડીઆતું છે.

**ત્રણ પ્રદેશો.**—આ શ્રીમાન રાજ્યમાં, દુનિયાના ઊંચામાં ઊંચા પર્વતોથી તે દરિયાની સપાટીથી થોડા તસુ ઊંચા એવા નદીના મુખપાસે આવેલા ત્રિકોણપ્રદેશો સુધીમાં બહુ તરેહના દેખાવ અને અનેક પ્રકારની હવા (ઉષ્ણમાન) છે. ઉષ્ણ કટિબંધનાં વિકરાળ પશુ અને ઘાડાં વનથી તે જ્યાં સદા રહેનાર બરફ નજરે પડેછે અને જ્યાં પહાડી લોક જવના આછા પાક ઊપજાવેછે, અને નરમ રૂવાંટીવાળાં નાનાં જનાવરોને ઝાલેછે તે લગીમાં સૃષ્ટિની પેદાશથી એ રાજ્ય ભરપૂર છે. પરંતુ બલૂન (વિમાન) માં બેશી નીચી નજર કરી શકીએ તો માલૂમ પડે કે સ્પષ્ટ મર્યાદાવાળા ત્રણ પ્રદેશાનો હિંદ બનેલાછે. એમાંના પહેલામાં હિમાલય છે. એ પહાડ વડે હિંદની ઉત્તરમાં આવેલા એશિઆના બાકીના મૂલકથી તે જુદો પડેછે; ને એની તળેટીથી દક્ષિણે ફેલાતા બીજા પ્રદેશનો આરંભ થાયછે. જે મોટી નદીઓ એ પર્વતમાંથી નીકળેછે તેનાં મેદાનો એ પ્રદેશમાં છે. ત્રીજા પ્રદેશનો ચડતો ઢાળ એ મેદાનના દક્ષિણ છેડાથી શરૂ થાયછે. એ ઊંચો ત્રણ બાજૂવાળો પાધર પ્રદેશ છે, ને એમાં ઠેકાણે ઠેકાણે શિખરો છે; હિંદનો દક્ષિણ દિશામાં આવેલો અર્દ્ધ ભાગ એ છે.

**પહેલો પ્રદેશઃ—હિમાલય.**—એ ત્રણ પ્રદેશમાંના પહેલામાં હિમાલય અને તેની દક્ષિણે ગયેલી શાખાઓ છે. હિમાલય (સંસ્કૃતમાં અર્થ-બરફનું સ્થાન) માં બે હારો કે ભીંતો છે, ને તેઓ લગભગ પૂર્વ પશ્ચિમ એકએકને સમાંતર છે, તથા તેઓની પેલીમેર ખીણ છે. એમાંની દક્ષિણ દિશામાં આવેલી ઓળ હિંદનાં મેદાનોથી ૨૦,૦૦૦ ફુટથી કે ચાર મૈલથી વધારે એકદમ ઉંચી ગયેલીછે. એમાં સૌથી ઉંચો એવરેસ્ટ પર્વત છે. દુનિયામાં એટલો ઉંચો બીજો કોઈ પર્વત નથી. તેની ઉંચાઈ ૨૯,૦૦૨ ફુટ છે. ઉત્તર ભણી એ પહાડો શમી જઇ ખીણની હારો આવેછે, તેઓની ઉંચાઇ સમુદ્રની સપાટીથી આશરે ૧૩,૦૦૦ ફુટ છે. એ ખીણોની પાછળ હિમાલયની અંદરની માળા છે. એ બીજી ડુંગરી ભીંતનાં મથાળાં પણ બરફથી ઢંકાયલાંછે. એમ બનેલી આ પહાડી બેવડી ભીંતોની પેલી મેર મોટા ખાડ કે ખીણોની હારો છે તેઓમાં સિંધુ, સતલજ, અને બ્રહ્મપુત્રને માટે પાણીનો જમાવ થાયછે. આ ખીણોની ઉત્તર બાજૂએ તિબેટનો ઉચ્ચ પ્રદેશ છે તે દરિયાથી ૧૬,૦૦૦ ફુટ ઉંચો છે; હિંદને એશિઆના બીજા ભાગોથી હિમાલય જુદો પાડેછે; તિબેટ અને હિંદની વચ્ચેના પર્વતોનાં મથાળાં હિમથી સદા ઢંકાયલાંછે; અને અતિ મોટાં ગતિવાળાં બરફનાં મેદાન (ગ્લાશિઅર) હળવે હળવે નીચેની ખીણોમાં ઉતરેછે. એમાંના એકની લંબાઇ ૬૦ મૈલની જાણવામાં આવીછે. આ અરણ્યના ઘણાક ભાગમાં માણસથી પેશી શકાતું નથી, અને લશ્કરને જવાનો તેમાં એકે માર્ગ નથી. પરંતુ હિંમતવાળા વેપારીઓ ઘેટાંનાં ચામડાં પહેરી એના ૧૮,૦૦૦ ફુટ ઉંચા ઘાટોની વાટે આવજા કરેછે. થાક અને શ્રમથી મરી ગયેલાં ખચ્ચર અને ટટ્ટૂનાં પડેલાં હાડકાં તેમનો માર્ગ દર્શાવેછે. યક નામે નાની ગાયો પાસે હિમાલયમાં પોઠીનું કામ કરાવેછે. પીઠ ઉપર ભારે બોજા સહિત તેઓ ઊભા ઢાળોપર

ચઢેછે. એ ગાયોની વાળવાળી પૂછડીના વાળોની પીત કે કોરો યૂરોપમાં બનેછે. ઘેટાંની પીઠ પર ટંકણખાર (બોરાક્સ) ની ગુણો લાદી તળેટીના પ્રદેશમાં પાસેનાં બજારોમાં વેચવા લેઇ જવામાં આવેછે. તેમનાં અંગપરથી ઊન કાઢી લઇ, તેમને મારીને તેમના માંસનું ભક્ષણ કરેછે. એમાંનાં કેટલાંકની ઉપર ખાંડ અને કાપડ લાદી પર્વતોમાં પાછાં આણેછે.

**હિમાલયની શાખાઓ.**—હિંદની ઉત્તર દિશામાં હિમાલય બેવડા કોટ રૂપે રહેલોછે એટલુંજ નહિ, પણ તેને બંને છેડે દક્ષિણ ભણી શાખાઓ ફૂટેલીછે, તેઓ ઇશાન અને વાયવ્ય ખૂણાઓની સરહદોનો બચાવ કરેછે. **નાગ** અને **પત્કોઇ** નામે ઇશાનની શાખાઓના પહાડો સુધરેલા **બ્રિટિશ** મુલક અને ઉપલા **બ્રહ્મદેશમાં** વસનારા રાની લોકની વચ્ચે આડ થઇને રહેલાછે. એ આડ હિમાલયમાંથી જ્યાં દક્ષિણ ભણી વળેછે ત્યાં રસ્તો છે તે વાટે **બ્રહ્મપુત્ર** નદ **આસામની** ખીણમાં પશ્યો જાયછે, અને સામે પડખે એટલે બ્રિટિશ હિંદને તમામ વાયવ્ય સીમાડે આવેલી શાખાઓ હિમાલયથી દરિયાસુધી ગયેલીછે. દક્ષિણતરફ તેઓ જેમ આગળ જાયછે તેમ તેઓનાં નામ બદલાયછે. પહેલા ભાગમાં તેઓ **સફેદ કોહ**, બીજામાં **સુલેમાન** પર્વત, અને ત્રીજા કે છેલ્લા ભાગમાં **હાલા** પહાડ કહેવાયછે. આ આડમાં ૧૧,૦૦૦ ફુટથી વધારે ઊંચાં શિખરો છે; પરંતુ હિમાલયથી તે દક્ષિણ દિશાએ વળેછે ત્યાં **ખાઇબર** નામે માર્ગ પડ્યોછે તેમાં થઇ **કાબુલ** નદી હિંદમાં વહેછે. ખાઇબરઘાટ, તેથી દક્ષિણમાં થોડે છેટે આવેલો **કૂરમ** ઘાટ, દેરા ઇસ્મૈલખાનની પાસેનો **ગ્વાલરીઘાટ** અને આગળ વધારે દક્ષિણમાં પ્રખ્યાત **બોલાનઘાટ** એ હિંદ અને અફગાનિસ્તાનની વચ્ચેની ભાગોળો છે.

**હિમાલયનો જલાશય.**—આ ટેકરા ટેકરીવાળો હિમા-

લય પર્વત શત્રુને આવતાં અટકાવેછે, એટલુંજ નહિ, પણ હિંદના લોકને અન્ન અને ધન મેળવવાનું સાધન પૂરૂં પાડેછે. નીચે આવેલા ગરમ પ્રદેશોને માટે પાણીને ભેગું કરી તેનો સંચય કરેછે. દૂર રહેલા ઉષ્ણ કટિબંધના સમુદ્રોમાંથી આખા ઊનાળામાં પુષ્કળ વરાળ થાયછે. એ વરાળ એકઠી થાયછે અને મોસમનો એટલે નિયમિત વખતે વાતો પવન જૂન માસમાં દક્ષિણ દિશાથી વાયછે તે તેને ઉત્તર તરફ લઈ જાયછે. એ વરાળના જથાને ચોમાસાનો વાયુ આખા હિંદ ઉપર ધકેલતો ઉત્તર તરફ લઇ જાયછે,—કોઇવાર એકની પાછળ એક દોડતાં વાદળાંની લાંબી હારમાં તેને તાણી જાયછે. એને એક દેશી કવિએ મોટાં ધોળાં ઊડતાં પક્ષીની ઉપમા આપીછે; કોઈવાર ભારે તોફાની વરસાદ રૂપે જંગલોમાં પડેછે, અને તેના માર્ગમાં આવતાં ગામડાંનાં ઘરોનાં છાપરાં ઉરાડી દેછે, અને ખેતરોમાં રેલ આણેછે. જે ભેજ વાયુ વાટે હિંદપર થઇને જતાં માર્ગમાં વરસાદ રૂપે નીચે પડતો નથી તે અંતે હિમાલય જોડે અથડાયછે. એ પર્વતો તેને ઉત્તરભણી આગળ જતો અટકાવેછે તેવારે તે તેના આગલા ઢાળ પર વરસાદ રૂપે ઉતરેછે, અથવા અંદરનાં શિખરોને ઓળંગવા જતાં ઠરી જઈ તેનું બરફ થાયછે. એ શિખરોની પેલીમેર થોડીજ વરાળ જવા પામેછે તેથી તેઓની દક્ષિણ બાજૂએ જેટલો વરસાદ વરસેછે તેટલો આખી પૃથ્વી ઉપર બીજે કોઇ ઠેકાણે વરસતો નથી, અને તેનું પાણી હિંદની નદીઓમાં જથાબંધ વહ્યું જાયછે, ને ઉત્તરે આવેલા તિબેટનાં મોટાં મેદાનમાં ભાગ્યે કાંઇક વરસાદ વરસેછે. આસામમાં ચેરાંપુંજીના ડુંગરો જોડે ચોમાસાનો પવન પહેલો અથડાયછે ત્યાં દર વરસે ૫૨૩ ઇંચ વરસાદ વરસેછે; એવું કહેવાયછે કે એક વરસમાં (૧૮૬૧ માં) ૮૦૫ ઇંચ વરસ્યો હતો, તેમાંના ૩૬૬ ઇંચ એકલા જૂન માસમાં થયો હતો. લંડનમાં પ્રતિવરસે આ-

શારે એ ફુટ વરસાદ થાયછે, હિંદનાં મેદાનોમાં ૧ થી ૭ ફુટ લગી થાયછે તેવારે ચેરાંપુંજીમાં ૩૦ ફુટ વરસેછે, એટલે મોટામાં મોટી મનવાર (લડાઇનું વહાણ) તરી શકે તેટલું પાણી; ને એક વખત એક વરસમાં ૬૭ ફુટ વરસાદ થયો હતો, એટલે ત્રણ માળની હવેલી ડૂબે એટલું પાણી પડ્યું હતું.

**હિમાલયની નીપજ અને તેનો દેખાવ.**—આ ભારે વરસાદે કરીને હિમાલયના દક્ષિણના ઢાળ ઘણા રસાળ થાયછે. ઉપલા પર્વતો ભૂરા રંગના કેવળ પાષાણના જથા છે, પણ જ્યાં જ્યાં કાંઈ ઊંડી માટી છે ત્યાં ઝાડોનાં જંગલ થાયછે; અને તળેટીએ તરાઇ નામે નીચી ભીની જમીનનો પટ છે તે ઘાડાં જંગલોથી ઢંકાયલોછે; એમાં તાવનો રોગ બહુ થાયછે, તેથી તેમાં વસ્તી થોડીક વગડાઉ માણસોની અને પશુઓની છે. ફર્નનાં ઝાડો અને વાંસની ઝાડીઓ ઊગમણા ડુંગરોને શોભાવેછે; ન્હોડોડેંડ્રાનનાં મોટાં મોટાં ઝાડ થાયછે તે વસંત ઋતુમાં તેનાં લાલ અને ગુલાબી ફૂલોથી આસપાસના પ્રદેશને સુશોભિત કરેછે. દેવદારનાં કાળાં ભભકાદાર ઝાડો જથાબંધ ઊગેછે. ઝાડોની ડાળીઓ લીલ, ફર્ન છોડવા, અને ફૂલવાળા વેલાથી છવાયલી હોયછે. શરદ્ ઋતુમાં રાતી બાજરીનાં ખેતરો પહાડોની બાજૂએ તેજસ્વી લાલ પટીઓ જેવાં દેખાયછે. હિમાલયની વેચાય એવી નીપજમાં ઇમારતી લાકડાં અને કોયલાછે; સાંકડી ગરમ ખીણોમાં અને ઢાળો પર બહુ મહેનતે કરેલી ઊંચી સપાટીઓ ઉપર પકવેલી બાજરી અને જવ, બટાટા તથા બીજાં શાક અને મધ છે. ખરેખરા ઊભા ખડકોમાં ખોદીને કરેલા સાંકડા રસ્તાપર મહા મહેનતે ટટ્ટુઓની અને ખચરોની હારની હાર પોતાના બોજા સાથે આવજા કરેછે. ખચરવાળા અને તેમની મહેનતુ બાયડીઓ ભોજ વૃક્ષ (સરલ) ની ડાળીઓના ભારા અને અનાજના શંકુ આકારી ટોપલા લઇ જોડે ચાલેછે.

**જંગલોનો નાશ.**—નીચેના પ્રદેશોમાં લાકડાં ઓછાં થવાથી ઘણાક પહાડોપરનાં વનનો નાશ થયોછે. તેથી હવે તેઓના ઓડા ઢાળપરથી વરસાદનાં પાણી ઉતાવળે વહી જાયછે, અને નવાં ઝાડો ઊગી શકતાં નથી. ઇંગ્લાંડથી આણેલા બટાટાનો પાક એ ઝાડના નાશમાં મદદ કરેછે. પહાડી એકુતો મોટાં ઝાડોનાં થડની પાસે ઊગેલી વનસ્પતિને ગોળાકારમાં બાળી નાંખેછે, અને પહાડની બાજૂએ ઊંચી સપાટીઓ કરેછે. પછી થોડાં વરસમાં ડાળાંની છાલ અને પાંદડાં ખરી પડેછે, અને ઝાડ ધોળું થયેલું અને સૂકાઇ ગયેલું ઊભું રહેછે. અવ્યવસ્થિત લડાઇમાં મરણ પામેલા દૈત્યની પેઠે કેટલાંક ઝાડ જમીન ઉપર સડેછે; કેટલાંક ધોળાં થડ અને સૂકી ડાળીઓ સહિત ઊભાં રહેછે. અંતે જ્યાં જંગલનો નાશ થયો હોયછે ત્યાં ખૂબ ફાલેલો બટાટાનો લીલો પાક જોવામાં આવેછે. કેટલીક વધારે વગડાઉ જાતો એથીએ વધારે નાશકારી રીતે ખેતી કરેછે. તેમની પાસે હળ અને બળદ ન હોવાથી જંગલને બાળી નાંખેછે અને ચાંચવે જમીન ખોદી એક પછી એક પાક ઉતાવળે પકવીને જમીનને કસ વિનાની ખાલી કરી નાંખેછે. એક કે બે વરસમાં બધી વસ્તી જંગલના બીજા ભાગપર જાયછે, ને તેને પણ એ રીતે સાફ કરી ખાલી કરી નાંખેછે, ને પછી ત્યાંથી ઊપડી તેજ પ્રમાણે બીજી જગાએ જાયછે.

**હિમાલયમાંથી નીકળનારી નદીઓ.**—હિમાલય પર્વતોનું વિશેષ લક્ષણ એ છે કે તેઓના ઉત્તર અને દક્ષિણ બેઉ ઢાળોપર પડેલા વરસાદનાં પાણી હિંદના પ્રદેશોમાં જાયછે; કેમકે પાછળ કહેવામાં આવ્યું તેમ તેઓનો બેવડો કોટ બન્યોછે, અને તેની પૂંઠે ઊંડી ખીણ છે. આગલા એટલે દક્ષિણે આવેલા પહાડોને જે વરસાદ ઓળંગી જાયછે તે અંદરના એટલે ઉત્તરના પર્વતોપર પડેછે, અને પાછળની ખીણમાં વહી જાયછે. હિંદની ત્રણ મોટી નદીઓમાંની બે વધારે લાંબી છે તેઓ સિંધુ અને

બ્રહ્મપુત્ર—હિમાલયના બેવડા કોટની ઉત્તરે આવેલી ખીણમાં ઉત્પન્ન થાયછે; અને ત્રીજી જે ગંગા નદી તેમાં તેનાં દક્ષિણ ઢોળાનું પાણી વહેછે.

**સિંધુ અને સતલજ.**—સિંધુ અને તેને બહુ પાણી પૂરૂં પાડનારી સતલજ નદીનાં તથા બ્રહ્મપુત્રનાં મૂળ એક એકથી ઘણાં દૂર નથી, ને એકાંત ખીણોમાં છે. એ ખીણો અને હિંદની વચ્ચે ૧૫,૦૦૦ ફુટ ઊંચા પહાડોની આડ છે. સિંધુ અને સતલજ પ્રથમ આથમણી દિશામાં વહેછે. પછી હિમાલયમાં દક્ષિણ માર્ગ મળતાં તેઓ તે દિશામાં વળેછે, અને આગળ પંજાબમાં બીજી નાની નદીઓ જોડે મળી તેઓનું એકઠું થયેલું પાણી હિંદી મહાસાગરમાં ભળેછે. આરંભથી અંતસુધી એમના માર્ગની લંબાઇ ૧૮૦૦ મૈલ છે.

**બ્રહ્મપુત્ર.**—બીજી બાજૂએ બ્રહ્મપુત્ર હિમાલયની પાછળ ઊગમણી દિશાએ તેની ફાટોની વાટે તેને બહાર નીકળવાનો માર્ગ આસામના ઇશાન ખૂણામાં જડેછે ત્યાં સુધી વહેછે. અહીં તે એકાએક (સાંકડે ખૂણે) આથમણી દિશાએ વળેછે, પછી દક્ષિણ ભણી જાયછે, અને છેલ્લે બંગાળાના અખાતને મળેછે. સિંધુની પેઠે એના માર્ગની લંબાઇ પણ શુમારે ૧૮૦૦ મૈલ છે. એમ સિંધુ અને બ્રહ્મપુત્ર હિમાલયની પાછળ પ્રથમ પાસે પાસે દેખાવદેછે, તેઓના રસ્તાની લંબાઇ લગભગ બરોબર છે, ને તેઓનાં મુખ હિંદની સામસામી બાજૂએ ૧૫૦૦ મૈલને અંતરે છે. બહાર પડયા પહેલાં પર્વતના બેવડા કોટની વચ્ચેની ખીણમાં બંનેને લાંબો ગુપ્ત માર્ગ છે; અને તેઓ હિંદના પ્રદેશોમાં હિમાલયના ઉત્તર ઢોળોનું પાણી આણેછે. બ્રહ્મપુત્રનું ખરેખરૂં મૂળ હજી માલૂમ પડયું નથી. હિમાલય રૂપી કોટની પછવાડે આશરે ૧,૦૦૦ મૈલ લગી તે સાન્પુ નામે ઓળખાયછે, અને પર્વતમાંથી નીકળી હિંદમાં ધશી આવેછે ત્યારે આ મોટા નદ

બ્રહ્મપુત્ર એટલે બ્રહ્મા કે દેવનો દીકરો, એ સંસ્કૃત નામ ધારણ કરેછે.

ગંગામાં અને તેને મળનારી મોટી જમનામાં હિમાલયના દક્ષિણ ઢાળોનું પાણી આવેછે; સમુદ્રની પાસે આવતાં તેઓ બ્રહ્મપુત્રને મળેછે, અને તેમના મૂળથી ૧૫૦૦ મૈલને છેટે બહુ મુખે એટલે જાળના દોરાની માફક ઘણી શાખાઓ વાટે બંગાળી અખાતમાં ભળેછે.

**બીજો એટલે નદીઓનો પ્રદેશ.**—હિમાલયની નદીઓ જે મોટાં વિશાળ મેદાનોમાં વહેછે તે મારા કહેલા હિંદના ત્રણ પ્રદેશોમાંનો બીજો છે. એનો વિસ્તાર પૂર્વે બંગાળી અખાતથી પશ્ચિમે હિંદી મહાસાગર સુધી છે, અને હિંદી રાજ્યના અતિ ધનવાન તથા ઘણામાં ઘણી ઘાડી વસ્તીવાળા પ્રાંતો એમાં છે. સવારીઓ કરનારાએ એક પછી એક ઇશાન કે વાયવ્ય ખૂણાને માર્ગે હિંદમાં દાખલ થઈ નદીઓને કાંઠે કાંઠે આગળ વધી તેમની પહેલાં આવી વસેલા લોકને દક્ષિણમાં દરિયાભણી હઠાવ્યા. એ નદીઓનાં મેદાનમાં અને તેની આજુબાજૂએ એટલે નીચલા બંગાળા, આસામ, અયોધ્યા, વાયવ્યપ્રાંત, પંજાબ, સિંધ, રજપૂતસ્થાનો અને બીજાં દેશી રાજ્યોમાં ૧૫ કરોડ માણસો હાલ વસેછે. પશ્ચિમ બાજૂએ સિંધુ નદી હિમાલયમાંથી પાણી લાવેછે, પૂર્વ બાજૂએ બ્રહ્મપુત્ર લાવેછે, અને ગંગા તથા તેને મળનારી નદીઓ મધ્ય ભાગને રસાળ કરેછે. હિમાલયથી છૂટી પડ્યા પછી સિંધુ એટલી બધી દક્ષિણમાં વહેછે કે પંજાબની પાંચ નદીઓને ભેગી કર્યા પછી બીજી કોઈ નદી તેને મળતી નથી, અને રજપૂતસ્થાનના મોટા રણનો આરંભ તેના પૂર્વ કાંઠાથી શરૂ થાયછે. છેક પૂર્વમાં બ્રહ્મપુત્ર અદ્યાપિ આછી વસ્તીવાળા આસામની ખીણમાં વહેછે; અને તેના માર્ગના છેક નીચલા ભાગમાં ગંગાની નજીક આવે-

છે ત્યાં માત્ર તેને કાંઠે થોડી વસ્તી છે. પરંતુ ગંગા અને તેને મળનારી મોટી નદી જમના આશરે એક હજાર મૈલ સૂધી હિમાલયને લગભગ સમાન્તર વહેછે, અને તેમાંથી નીકળનારી બીજી ઘણીક નદીઓ તેઓને મળેછે. ઉત્તર હિંદના ઘણાખરા ભાગમાં તેઓ પાણી લાવનારનું કામ સારેછે, અને પોતાનાં ખેતરોને રસાળ કરનારી આ જળદાતા નદીઓને લોક પૂજે-છે. પર્વતોમાં રહેલાં તેઓનાં મૂળને પવિત્ર ગણેછે; અલાહ-બાદ (પ્રયાગ) આગળ તેમનો સંગમ થાયછે ત્યાં વરસોવરસ હજારો લોક જાત્રા જાયછે; પહેલાં સાગરદ્વીપ આગળ તેમનું એકઠું થયલું વહેણ સમુદ્રને મળતું ત્યાં હજી હર વરસે જાનેવારી મહીનામાં મોટી જાત્રા ભરાયછે. ગંગા મૈયામાં (લોક પ્રેમ-પૂર્વક એને મૈયા એટલે મા કહેછે.) નહાવાથી જન્મારાનું પાપ ધોવાઈ જાયછે; અને ભાવિક હિંદુ એવી આશામાં મરણ પામે-છે કે તેની રાખ ગંગાજળ વડે સાગરમાં જાય. ગંગાને કાંઠે મોટાં શહેરો પણ છે. કલકત્તા, પટણા, અને બનારસ (કાશી) ગંગા તીરે વસેલાંછે; તેને મળનારી જમનાને તીરે આગ્રા અને દિલ્હી છે; ને એ બે બેનો ભેગી થાયછે તેના નાકાની જમીન ઉપર અલાહબાદ છે.

**નદીઓથી થતું કામ.**—હિંદના પ્રદેશોવિષે સમજણ પડ-વાને માટે આ મોટી નદીઓ જે કામ કરેછે તેનો વિચાર સ્પષ્ટ મનમાં આવવો જોઇએ; કેમકે એ નદીઓ પ્રથમ જમીન ઉત્પન્ન કરેછે, પછી તેને રસાળ કરેછે, અને છેલ્લે તેનાં જળ તેની ઊપજ દેશ દેશાવર લઇ જાયછે. માણસની ઉત્પત્તિની પહેલાં ઘણા કાળે એ પ્રદેશો ઘણે ઠેકાણે પૃથ્વીની અંદરના અગ્નિબળથી ઊંચા આવ્યા, અથવા કોઈ જળ સમયમાં થઈ બંધાઈ થયા. પણ બીજા ભાગોમાં નદીઓએ પર્વતોમાંથી આ-ણેલા કાંપ (કચરો અને મટોડી) ના તેઓ બન્યાછે, અને

આજે પણ એવી જમીન બનાવવાની પરાપૂર્વની અને ગુપ્ત રીત ચાલુ છે તે આપણે પાસે રહીને નિરખી શકીએ. બંગાળાની ગંગા જેવી મોટી નદીને હિમાલયથી સમુદ્રસુધીના માર્ગમાં બે અવસ્થા છે. પહેલી અવસ્થામાં તે ખીણોને તળીએ વહેછે, બંને બાજૂના દેશનું પાણી અને તેનો કાદવ, તથા વહેળા તેમાં ભળેછે, અને એમ તેના પાણીમાં અને કચરામાં થતા વધારા સહિત તે વેગથી આગળ ધસેછે. નીચલા બંગાળાના મધ્યભાગે ગંગા પહોંચેછે એટલે તેના ભવની બીજી અવસ્થાનો આરંભ થાયછે. અહીં મેદાનોની એક સરખી સપાટીને લીધે તેના વેગને અટકાવ થયાથી તેના પ્રવાહમાં ફાંટા પડી શાખાઓ થઈ જાયછે. જેમ પાણીની ધારને એકાએક આંગળીથી અટકાવતાં તેના વિભાગ થાયછે કે પાણીનો ઘડો જમીન ઉપર નાંખતાં તેના પાણીના રેલા અનેક દિશામાં ચાલેછે તેમ અહીં બનેછે. એમ બનેલાં નવાં વહેણોમાંથી વળી ડાબે અને જમણે બેઉ બાજુએ ફાંટા ફૂટેછે.

**બંગાળનો ડેલ્ટા** (ત્રિકોણ પ્રદેશ).—એ નદીઓની ઘણીક શાખાઓથી વીંટાયલા અને છેદાયલા દેશ બંગાળનો ડેલ્ટા છે. એ ડાળાં પાંખડાંનાં વહેણો આ વિશાળ સપાટ મૂલકમાં ધીમે ધીમે વહેછે; મૂળની દોડતી નદી ઉત્તર હિંદમાંથી જે માટી કે રેતી લાવેછે તે એ શાખાઓનો વેગ ઓછો થઈ જવાથી તેનાથી આગળ લઇ જઇ શકાતી નથી. તેઓ એ કાદવ કચરાને પોતાનાં પાત્રોમાં કે કાંઠા ઉપર મૂકી દેછે, તેના બદામ આકારે બેટ બનેછે, અને થોડે થોડે તેઓનાં (શાખાઓનાં) પાત્રો આસપાસના સપાટ મૂલકથી ઊંચાં થાયછે. એ રીતે ડેલ્ટાઓની એ નદીઓ ઊંચી સપાટીમાં વહેનારી નહેરો બનેછે, ને તેઓ વરસાદની મોસમમાં ઊભરાઈ જઇ પોતાનો કચરો દરેક પડખે આવેલા નીચા દેશમાં મૂકેછે. નીચલા બંગાળામાં હજારો

ચોરસ મૈલ જમીનને મથાળે પ્રત્યેક ઊનાળામાં નવી ભોંય વગર ખર્ચે નદીનાં વહેણો હિમાલયમાંથી આણી પાથરેછે,—આમ સ્વાભાવિક ખાતર પૂરાવાથી હમેશ સારા પાક ઉતર્યા કરેછે.

**નદીઓ જમીન બનાવેછે.**—બેટમાં જેમ નદીઓ આગળ જાયછે તેમ તેમની ચાલ વધારે વધારે ધીમી થતી જાયછે, અને તેથી તેનાં તળીઆં પાડોશાની સપાટીથી વધારે ઊંચાં થાયછે. દરેક શાખા શાખાઓની વચ્ચે નીચી જમીન છે, તેથી ડેલ્ટામાં નીચામાં નીચી ભીની સપાટી બે નદીઓના વચગાળાને શુમારે છે. પાણી કાંઠા ઉપર ચઢી આ નીચાણમાં જાયછે, અને થોડે થોડે પોતાના કચરાથી તેને ભરી દેછે. નદીનાં પાણી તેમાં ધસેછે તેમાં કચરો અને રેતી હોવાથી કોઇવાર તેનો રંગ પીળો હોયછે. ત્યાં કેટલાક દહાડા લગી પાણી રહેછે અને પછી નદીની રેલ ઉતરી જાયછે ત્યારે તે પાછું નદીના વહેણમાં જાયછે; પણ એ વેળા તેનો બધો કચરો નીચે બેઠેલો હોયછે અને તેનો રંગ નીતર્યો ધુંધળો ભૂરો હોયછે. એ નીચાણમાં કાંપ ઠરી રહેછે, અને થોડે થોડે તે ભરાઇ જાયછે ને એ રીતે નવી જમીન બનેછે.

**નદીની ખાડીઓ.**—હિંદી નદીના માર્ગનો છેલ્લો દેખાવ ડેલ્ટાને છેડે છે. ત્યાં ખૂબ ઝાડોનું અને ઝાડીઓનું જંગલ તથા ભેજવાળી જમીન બની રહેછે. અહીં તાવ ઉત્પન્ન કરે એવી હવાવાળાં ઊજડ જંગલોમાં વહેણનાં ડાળાં પાંખડાં દરિયાને મળેછે. નવી જમીન બનવાની ગુપ્ત ક્રિયા અહીં ખુલ્લી પડેછે. ખસેડાય નહિ એવા સમુદ્રના ભારથી વહેણોને છેલ્લો અટકાવ થાયછે તેથી તેમાંનો બાકી રહેલો કાંપ ત્યાં ઠરી બેસેછે, ને ટેકરા કે જમીનની વાંકી ભૂશિરો રૂપે પાણીની ઉપર આવેછે. નદીના પાણીથી સાગરનાં વહેણની ગતિ પણ અટકે-

છે ને તે વહેણમાં આવેલી રેતીનો કાંઠે કાંઠે જમાવ થતો જાયછે. એ રીતે નદીનો કાંપકચરો ઠરવાથી કાંઠો વધી સમુદ્રની જગા રોકેછે, ને સમુદ્રના વહેણમાંની રેતી ઠરવાથી નદીનાં મુખોની આસપાસ દ્વીપો બનેછે. અને આ પ્રમાણે જમીન બનવાની બેવડી ક્રિયા ચાલેછે.

**ખેતરોને પાણી પાવાનું અને માલ લઈ જવાના રસ્તાનું કામ નદીઓ કરેછે.**—મોટી હિંદી નદીઓ પોતાનાં તળીઆંમાં બેટ બનાવીને તથા તેઓને કિનારે નીચી ભેજવાળી જમીનપર કાંપ કચરો પૂરીને નવી ભૂમિ કરેછે એટલુંજ નહિ, પણ તેઓનાં મુખ આગળ ટેકરા, ભૂશિરો અને જમીનના જથા બનાવેછે. સમુદ્રને પાછો હઠાવી તેઓ ધીમે ધીમે પોતાના ડેલ્ટાઓ રચેછે. એ પ્રમાણે તેઓ જે જમીન ઉત્પન્ન કરેછે તેને રસાળ પણ કરેછે. તેઓના રસ્તાના નીચલા ભાગમાં ખેતરોને પાણી પાનાર અને ખાતર પૂરનાર તેઓ સ્વાભાવિક સાધન છે, અને ઉપલા ભાગમાં માણસને આગળ પડી નહેરો ખોદી તેઓનું પાણી લેવું પડેછે. વળી દેશનો માલ શહેરોમાં અને બંદરોમાં લઈ જવાના સોંઘા રસ્તા તેઓ છે; અને ધોરી નસો માણસના શરીરમાં જે કામ કરેછે તે આ નદીઓ બંગાળાના પ્રદેશમાં કરેછે.

**નદીઓ નાશકારક પણ છે.**—પણ તેઓના બળના મહત્વે કરીને વખતે ભયંકર આફતો બનેછે. ભાગ્યે રેલ વગરનું કોઇ વરસ જાયછે. લોકનાં ઢોર, ભરી મૂકેલું અનાજ, છાયલાં ઝુંપડાં, અને તેને છાપરે ચઢી બેઠેલાં ચિન્તાતુર કુટુંબો એ રેલમાં તણાઈ જાયછે. તેમના માર્ગના ઉપલા ભાગમાં તેમનું પાણી નહેરોવડે ખેતરોમાં લઈ જવામાં આવેછે ત્યાં પાણી પાયલી માતબર જમીન તાવ ઉત્પન્ન કરેછે, અને કોઇ ઠેકાણે એ પાણીમાંના રેહ નામે ખારનો પોપડો ખેતરોમાં બાઝવાથી

તેઓ નાશ પામેછે અને તેથી તેમાં કાંઈ ઊગતું નથી. વધારે નીચલા ભાગમાં એ અનિવાર નદીઓ દેશપર અહીં તહીં ભટકેછે, જૂનાં પાત્રો તજેછે, અને નવાં શોધી તેમાં વહેછે, તે નવાં પાત્રો જૂનાં પાત્રોથી વખતે ઘણા મૈલ દૂર હોયછે. આ નિરંતર વિકાર પામતા માર્ગમાં આવેલી ભૂમિને અને ગામોને એ નદીઓ ડૂબાવી દેછે; અને કોઇ વાર પોતાની જમીન પહોળી અને ઊંડી નદીનું પાત્ર બનેછે તે બંગાળી જમીદારને નિરૂપાય થઈ જોયાં કરવું પડેછે. એ નદીઓ શાંતિમાં હોયછે ત્યારે પણ જૂના જમીદારોની ભૂમિ દબાવી મનસ્વીપણે નવાંને આપ્યાં કરેછે. પ્રત્યેક શરદ્ઋતુમાં આ બળવાન વહેણો પોતાને તીરે આવેલાં ખેતરોને અને ગામડાંને નીચેથી ખોદીને પાડી પાડેછે. જમીન બનાવવાના ઉદ્યોગથીજ તેમના વહેવાના રસ્તા બંધ પડેછે, અને એ રીતે તેમના કાંઠા ઉપર આવેલાં ઘણાંક પ્રાચીન બંદરોનાં બંદરો પાણીથી દૂર ઊંચાણમાં આવેલાંછે.

**નદીઓથી બનેલા ઉત્તરના પ્રદેશોના પાક અને દેખાવ.**- બંગાળાની નદીઓના પ્રદેશોમાં વરસમાં બે અને કેટલાક પ્રાંતોમાં ત્રણ પાક થાયછે. ઘણાંક પરગણાંમાં તેનાં તેજ ખેતરોમાં બાર મહીનામાં બે પાક ઉતરેછે. વસંતઋતુમાં કઠોળ, તેલી બીઆં, તથા ઘણીક જાતની લીલોતરીનો પાક થાયછે; સપ્ટેંબર (ભાદરવા) માં ડાંગરનો પહેલો પાક; અને નવેમ્બર (આસો-કાર્તિક) માં વરસનો ડાંગર તથા બીજાં અનાજનો મોટો પાક થાયછે. એ છેલ્લો પાક લણાઈ રહ્યા પહેલાં તો વસંતની રોપણીને સારૂ જમીનને તૈયાર કરવાનો વખત થાયછે; મે માસમાં તાપના દિવસો વિના ખેડુતને નવરાસનો વખત નથી. એ માસમાં તે વરસાદની રાહ આતુરતાથી જુએછે. નદીઓના ઉપલાણે આવેલા ઉત્તર તરફના અને વધારે કોરા મૂલકો કાંઠેથી ઉપર ચઢતાં રસાળ પ્રદેશો હોવાથી તેઓમાં માટીનાં

ઘરોવાળાં ગામડાં છે, અને શોભાયમાન વૃક્ષો છે. વસંતમાં આંબાવાડીઓના મોરના વાસ હવામાં પ્રસરી રહેછે, અને ઊનાળામાં તેમની પુષ્કળ કેરીઓ ઉતરેછે. ફેલાતાં વડનાં ઝાડ અને તેમનાં લટકતાં મૂળ (વડવાઇ) ના સ્તંભ, પાંદડાંના ભરાવવાળા ભભકાદાર પીપળા, પત્ર વગરના તેઓનાં રતાશ પડતાં ફૂલોથી ઢંકાયેલા વગડાઉ કપાસના છોડ, પીંછાં જેવાં પાંદડાંવાળી ઊંચી આમલીઓ અને ઉતાવળે ઊગનારા બાવળ પાકવાળાં ખેતરોની આસપાસ ઊંચાં ઊગેછે. નદીઓ સમુદ્રની નજીક આવતી જાયછે તેમ તાડ દેખાવ દેવા માંડેછે.

**ડેલ્ટાના પાક.**—ડાંગરના ક્યારડાનો સપટો વિસ્તાર અને તેની આજુબાજુએ સદા લીલા વાંસના, નાળિએરના, આરેકા (સોપારી) અને બીજાં કલગી વાળાં તૃણવૃક્ષોના જથા એની ભૂમિનો સાધારણ દેખાવ છે. આ ઘાડી વસ્તીવાળો પ્રદેશ પ્રથમ જોતાં ગામડાં વગરનો દેખાયછે, કેમકે પ્રત્યેક ગામડું કેળની વાડીઓમાં અને ગરથ ઉત્પન્ન કરનારાં ઝાડોમાં ઢંકાયલું હોયછે. નદીની નીચલી મેર ઉતરીએછીએ તેમ વળી પાક બદલાતા જાયછે. ઉત્તરમાં પાકનારાં મુખ્ય અનાજ ઘઉં, જવ, ને જુવાર બાજરો છે. અહીં સાધારણ લોકનો ખોરાક જુવાર બાજરો છે, અને ડાંગર ધનવાન લોકમાં ખપેછે, ને તેને ઊપજાવવાને જમીનને પાણી પાવું પડેછે. ડેલ્ટામાંતો મુખ્ય પાક ડાંગર છે, અને તેજ સર્વ લોકનો ખોરાક છે. સૌથી વધારે જાતોની ડાંગરનાં નામ બંગાળી ખેડુતના જાણવામાં છે. શેરડી, તેલીબીઆં, કપાસ, તમાકુ, ગળી, અને ઘણાક કીમતી મસાલા અને રંગ કરવાની વસ્તુઓ ઉત્તરમાં અને દક્ષિણમાં ઊગેછે. મેદાનની સરહદે આવેલી ડુંગરાપર, પરંતુ મુખ્યત્વે આસામમાં ચાના છોડ ઉછેરવામાં આવેછે; ગંગાના માર્ગને અર્દ્ધ ભાગે કાશી અને પટણાની આસપાસ અફીણના છોડનું વાવેતર થાયછે; રેશમના કીડાનો

ખોરાક જે શેતુર તેનાં ઝાડ વધારે આગળ જતાં નીચલા બંગાળામાં ઊગેછે; બંગાળી ડેલ્ટાનો વિશેષ પાક સણ (જુટ) છે તે એવો છે કે નદીના પૂરથી જે જમીન માતબર ન થયાં કરતી હોય તેનો કસ ખાલી થઈ જાય. જંગલોમાંથીએ લાખ અને તસર નામે હીરના કોશેટા મળેછે. નદીઓના પ્રદેશોમાં જે જે પાક થાયછે તે બધાનાં નામ વાંચનારને થકવે એટલાં છે. વનસ્પતિની જે જે જણસોથી પ્રજાનું પોષણ થાયછે અને તેનાં વસ્ત્ર બનેછે, કે જે વડે પરદેશો જોડે વેપાર ચલાવી શકાયછે, તે સર્વ ઘણું કરીને પુષ્કળ ઉત્પન્ન થાયછે.

**ત્રીજો પ્રદેશઃ દક્ષિણનો ઊંચો પ્રદેશ.**—ઉત્તરે આવેલા હિમાલય પર્વતનાં અને તેની તળેટીએ નદીઓના પ્રદેશોનાં લક્ષણો એમ નિહાળી હવે હું હિંદનો ત્રીજો ભાગ જે ત્રણ બાજુવાળી ઊંચી સપાટ ભૂમિ છે અને જે આ દ્વીપકલ્પનો દક્ષિણમાં આવેલો અર્દ્ધ ભાગ છે તેનુ વર્ણન કરૂંછું. આ ભાગને પ્રાચીન કાળમાં દક્ષિણ દેશ કહેતા હતા, ને એમાં મધ્યપ્રાંતો, વરાડ, મદ્રાસ ઇલાકો, મુંબાઇ ઇલાકો, મ્હેસૂર, સિંધિયા, હોલ્કર, અને નિજામનાં તથા બીજા ખંડિયા રાજાનાં સંસ્થાનો છે. ગંગાના પ્રદેશની દક્ષિણ કોરેથી તેના ચઢતા ઢાળનો આરંભ થાયછે. એની છેક પૂર્વમાં અને પશ્ચિમમાં મૂકેલાં થાણાં પ્રમાણે બે પવિત્ર પહાડ છે, અને વચમાંના આઠસેં મૈલમાં અસ્પષ્ટ પર્વતમાળા ફેલાયલીછે. પશ્ચિમ છેડે આવેલા આબુ ડુંગર રજપૂતસ્થાનના પ્રદેશથી ૫,૬૫૦ ફુટ ઊંચો છે. જેમ દરિયામાં બેટ હોય તેમ આસપાસનાં મેદાનમાં તે ઊભો છે. શ્રાવક લોકનાં સુંદર દહેરાંને માટે તે પ્રખ્યાત છે. અરવલ્લી, વિંધ્યા, સાતપૂડા, અને કાઇમુર પર્વતો તથા બીજી ઊંચી ભૂમિ પૂર્વ દિશાએ છે તેઓની સામા ગંગાના પ્રદેશમાં રાજમહાલ ડુંગરોમાં છે. છેક પૂર્વમાં પારસનાથ નામે ડુંગર છે તે

પણ જૈન તીર્થ છે, અને ગંગાના પ્રદેશની સપાટીથી તેની ઊંચાઈ ૪,૪૦૦ ફુટ છે.

**દક્ષિણ ઉચ્ચ ભૂમિનો દેખાવ.**—આ ભિન્ન ભિન્ન પહાડો મધ્યની ઊંચી ભૂમિને જાણે ટેકો આપનાર ભીંત છે. હાલ સડકો અને રેલવે તેઓમાં પેઠાંછે, પણ પાછલા સમયમાં ઉત્તર અને દક્ષિણ હિંદની વચ્ચે તેઓ પહાડ અને જંગલ રૂપી આડ થઈ રહ્યા હતા, અને આખા હિંદને એક રાજ્ય થવાની અડચણમાં ઘણો વધારો કરનારા હતા. આ ત્રિકોણાકાર ઉચ્ચ ભૂમિમાં મોટાં મોટાં વન, પર્વતનાળા, શિખરો અને તેઓની વચ્ચે ખેડાણવાળા પ્રદેશો અને ઊંચાં મેદાનો છે. એની પૂર્વ અને પશ્ચિમ બાજૂઓ ઘાટ કહેવાયછે. નદીને તીરે આરા ( ઓવારા ) બાંધેલા હોયછે તેઓને અથવા પહાડોમાં આવજા કરવાના માર્ગને ઘાટ કહેછે. પૂર્વ ઘાટ મદ્રાસ ઇલાકામાં ત્રુટક ડુંગરા અને ડુંગરમાળા રૂપે રહેલાછે, અને કોઈ કોઈ ઠેકાણે કાંઠાથી દૂર હોવાથી તેમની અને સમુદ્રની વચ્ચે વિશાળ પ્રદેશ છે. પશ્ચિમ ઘાટ મુંબાઈ ઇલાકામાં દરિયાથી બચાવનાર મોટો કોટ છે. તેની અને કિનારાની વચ્ચે માત્ર સાંકડી પટી છે. એક ભાગમાં તેઓ સાગરમાંથી ઊપડેલા ભવ્ય ઊભા પહાડો અને ભૂશિરો છે, અને સમુદ્રમાંથી ઉતરવાના અતિ મોટાં પગથીઆં જેવા દેખાયછે. પૂર્વ અને પશ્ચિમ ઘાટ કન્યાકુમારીની પાસે મળી ખૂણો કરેછે, અને આ ઉચ્ચ ભૂમિની ત્રણ બાજૂ એમ પૂર્ણ થાયછે. એમની અંદરની ભૂમિ હિમરેખાથી ઘણી નીચી છે, અને તેની સાધારણ ઊંચાઈ ૨,૦૦૦ કે ૩,૦૦૦ ફુટથી વધારે કોઈકજ જગ્યાએ છે. એમાં નામીચો પહાડ **નીલગિરિ** (આસમાની રંગનો પહાડ ) છે. મદ્રાસ ઇલાકાની ઊનાળાની રાજ્યધાની ઉત્તકમંડ દરિયાથી ૭,૦૦૦ ફુટ છે તે એમાં ( **નીલગિરિમાં** )

છે. સૌથી ઊંચું શિખર મ્હેસૂરને દક્ષિણ છેડે દોદાબેત્તા છે તેની ઊંચાઇ ૮,૭૬૦ ફૂટ છે.

**દક્ષિણ ઉચ્ચ ભૂમિની નદીઓ.**—આ પહોળી ઉચ્ચભૂમિનું જળ મુખ્યત્વે પૂર્વકાંઠે જાયછે. ત્રણ બાજૂવાળા આ પ્રદેશની ઉત્તર કોરનું એટલે વિંધ્યાચળના ઉત્તર પડખાનું પાણી ગંગા નદીમાં ભળેછે. વિંધ્યાચળની દક્ષિણ તળેટીએ **નર્મદા** વહેછે, અને તેનું તે તરફનું પાણી શુદ્ધ પશ્ચિમમાં **ખંભાતી અખાત**માં લેઇ જાયછે. **નર્મદા**થી થોડે છેટે દક્ષિણમાં અને લગભગ તેને સમાન્તર **તાપી** નદી વહેછે તે **સાતપૂડા** પહાડનું પાણી તેજ અખાતમાં લેઇ જાયછે. પણ અહિંથી આગળ દક્ષિણમાં જતાં **પશ્ચિમ ઘાટ** આવેછે તે મુંબાઇ ઈલાકાના કિનારાની અને માંહેલા ભાગની ઉચ્ચ ભૂમિના જળની વચ્ચે અખંડ ઊંચી આડ થઈ ઊભો છે. માટે ત્યાંનું પાણી આખો મૂલક ઓળંગતું ઊગમણી દિશાએ વહેછે, કોઈ ઠેકાણે ડુંગરમાળાની આસપાસ વીંટલાતું અને કોઇ જગ્યાએ તેઓની વચ્ચેની ખીણોમાં ધશી જતું આગળ જાયછે. **મુંબાઇ** ભણીનો પવન **પશ્ચિમ ઘાટ** પર વરસાદ આણેછે તેનું પાણી એ રીતિ બંગાળી ઉપસાગરને જઇ મળેછે. **મદ્રાસ** ઈલાકાની ત્રણ મોટી નદીઓ—ગોદાવરી, **કૃષ્ણા**, અને **કાવેરી**નાં મૂળ એમ **મુંબાઇ** કાંઠાના પહાડોમાં છે અને મધ્યની ઉચ્ચ ભૂમિની તમામ પહોળાઇ ઉપર પ્રવાસ કરી હિંદને પૂર્વ કિનારે આવેલા સાગરમાં તેઓ મળેછે.

**દક્ષિણ ઉચ્ચ ભૂમિનાં વન.**—પ્રાચીન સંસ્કૃત કવિઓએ કહ્યુંછે કે આ દક્ષિણ ઉચ્ચ ભૂમિ જંગલોથી ભરપૂર છે. સાલ, અબનુસ, સીસવ (સીસમ), સાગ, અને બીજાં મોટાં ઝાડ ત્યાં હજી પુષ્કળ છે. વિશેષે કરીને ઘાટપર જ્યાં જ્યાં છોડનાં મૂળ બાઝી શકેછે ત્યાં ભવ્ય વનસ્પતિ ફેલાઇ રહેછે. પણ હાલ ખેતીએ જંગલોને પહાડોના અંદરના ભાગમાં ધકેલી

મૂક્યાંછે અને ઘઉં, જુવાર, બાજરી આદિ ઝીણાં ધાન્ય, તમાકુ, કપાસ, શેરડી અને કોઠાળના પાક ખુલ્લા દેશમાં પ્રસર્યા છે. દક્ષિણ હિંદની કાળી જમીન તેના માતબરપણાને માટે પ્રખ્યાત છે; અને ઘાટ તથા દરિયાની વચ્ચેની નીચી જમીન ફળ આપનારાં તાંડ વર્ગનાં ઝાડ, ડાંગેરના તથા બીજા માતબર એક પછી એક થતા પાકમાં નીચલા બંગાળાની પણ બરોબરી કરી શકેછે. પરંતુ એ ઉચ્ચ ભૂમિપર વરસાદની તાણ ઘણી વાર પડેછે; ખેતરોને પાણી પાવાની જુદી જુદી યુક્તિઓ લોકે કરી-છે, કેટલાક પ્રાંતોમાં કુવાનાં પાણી પાયછે, કેટલાકમાં તળાવનાં, અને કેટલાક ભાગમાં નદીની ખીણોનાં મુખ પૂરી લઇ તેનાં કૃત્રિમ સરોવર બનાવી તેનાં પાણી ખેતીમાં વાપરેછે. ઉત્તર અને દક્ષિણના મોસમના પવનથી થોડા માસ વરસાદ વરસેછે તેનાં પાણીનો આ રીતે તેઓ સંગ્રહ કરેછે અને આખા વર-સના ઉપયોગને સારૂ સાચવી રાખેછે. જુવાર, બાજરી, રાગી, વગેરે ઝીણું અનાજ સાધારણ લોકનો મુખ્ય ખોરાક છે. મુખ્ય નિકાસ રૂ અને ઘઉં છે.

**ઉચ્ચ ભૂમિના ખનિજ.**—વળી આ ત્રિકોણાકાર ઉચ્ચ ભૂમિમાં અને તેમાંથી ફૂટી આગળ આવેલા ડુંગરામાં હિંદની ખનિજ દોલત સંતાઇ રહીછે. આ ઉચ્ચ ભૂમિની ઇશાન કોરે બંગાળામાં અને મધ્ય પ્રાંતોની ખીણોમાં ખનિજ કોયલા-ની ખાણોનો મોટો રોજગાર હાલ ચાલ્યો છે. લોઢાની કાંકરી અને ચૂનાના પથરનાં પડ આગળ નવા ઉદ્યમની આશા આપેછે; થોડું ત્રાંબું અને બીજી ધાતુઓ પણ છે. ગોળકોંડાના હીરા ઘણા વખત લગી પ્રખ્યાત હતા. ઘણા પ્રાચીન કાળથી સોનાની રજ નદીનાં પાત્રોમાંથી જડેછે; અને હાલ મદ્રાસ અને મ્હેસૂરમાં સોનાની ખાણો વિદ્યાના નિયમો પ્રમાણે ખોદ-વાનો પ્રયત્ન થવા માંડ્યોછે.

**બ્રિટિશ બ્રહ્મદેશ**.—એમાં ઇરાવદી નદીના નીચલા ભાગનો પ્રદેશ, તેનો ડેલ્ટા અને બંગાળ અખાતના પૂર્વ કાંઠાની પટી છે. એને ઇંગ્રેજે પોતાના હિંદી રાજ્યમાં જોડી દીધોછે. એના ઉત્તર દક્ષિણના વિસ્તારમાં પૂર્વે ઇરાવદી છે, પશ્ચિમે સમુદ્ર છે, અને મધ્યમાં બરડાની કરોડની માફક ઊંચી ડુંગરમાળા છે. એ માળાને યોમા પર્વત કહેછે. એના ઉપર ઘાડાં વન છે, અને ઇરાવદીની ખીણને કાંઠાની પટીથી એ છૂટો પાડેછે. ઉત્તરે આવેલા સ્વતંત્ર બ્રહ્મદેશમાંથી પુષ્કળ સાગ એ નદીની વાટે આવેછે. દરિયા કિનારે સંકડો ઠેકાણે દરિયાનાં પાણી જમીનપર ધુશી ખાડીઓ બનીછે; અને કાંઠાની સપાટ જમીન તથા ઇરાવદીની સપાટ ખીણ ડાંગરનો મોટો ક્યારડો છે. ઊંચી જાતનો તમાકુ પાકેછે તેની નાની સિગાર (પાત્રાં વગરની એકલા તમાકુની વાળેલી બીડી) બનાવી બ્રહ્મી સ્ત્રીપુરૂષો પીએછે. અને મદ્રાસ ઇલાકામાંથી પુષ્કળ તમાકુનાં પાંદડાં પણ અહીં આવેછે. ૧૮૮૬ સુધી બ્રિટિશ બ્રહ્મદેશના ત્રણ પ્રાંત કર્યા હતા—આરાકાન એટલે ઉત્તર તરફના કાઠાંની પટ્ટીનો પ્રદેશ; પેગુ અથવા મધ્યમાં ઇરાવદીની ખીણ; અને તેનાસરિમ અથવા ઇરાવદીની દક્ષિણમાંથી નીચે જતા સાંકડા દરિયાઇ પ્રદેશ અને દ્વીપો. સને ૧૮૮૬ માં ઉપલો બ્રહ્મદેશ બ્રિટિશ રાજ્યમાં ઉમેરાયો. આરાકાન અને પેગુમાં ખનિજ તેલ (પેટ્રોલીઅમ કેરોસીન) ના ઝરા છે. તેનાસરિમ પ્રાંતમાં કલાઇની ખાણો ઘણી છે, અને ત્યાંની લોઢાની કાંકરી સ્વીડનના સર્વોત્તમ લોહપાષાણ જેવી સારી છે. એ ઉપરાંત થોડું સોનું અને ત્રાંબું પણ છે, અને ઘણો ચોખો ચૂનાનો પત્થર છે. ચોખા અને ઇમારતી લાકડાં એ બ્રહ્મદેશની મુખ્ય નિકાશ છે, અને ચોખા સર્વ લોકનો ખોરાક પણ છે.

# प्रकरण २ जुं.

## लोक.

**લોકવિષે સામાન્ય અવલોકન.**—હિંદમાં બે પ્રકારના મૂલક છે; ૧ લો, બ્રિટિશ રાજ્યના પ્રાંતો, ૨ જો, દેશી રાજ્યો. ઈ૦ સને ૧૮૮૧ માં આખા હિંદમાં સાડી પચીસ કરોડ માણસની વસ્તી હતી. રૂમનું રાજ્ય પૂર્ણ કળાએ હતું તેવારે તેની વસ્તીની સંખ્યા ગણવામાં આવી હતી તેના બમણાથી એ વધારે છે. જે દેશી રાજ્યકર્તા સારી રીતે રાજ્ય ચલાવવાને રાજી છે તેઓના હક્કને ઇંગ્રેજો માન આપેછે તે રૂમના રાજ્યકર્તા તેમના તાબાના દેશી રાજાના હક્કને આપતા તે કરતાં વધારે છે. એવા દેશી અધિપતિઓ પંડે હિંદના ક્ષેત્રફળના એક તૃતીયાંશ ભાગપર હજી અમલ કરેછે અને તેમનાં સંસ્થાનોમાં સાડા પાંચ કરોડ માણસ વસેછે. માટે હિંદનો બે તૃતીયાંશ ભાગ માત્ર બ્રિટિશ રાજ્યમાં છે, અને તેની વસ્તી લગભગ ૨૦,૦૦,૦૦,૦૦૦ માણસની છે.

**દેશી સંસ્થાનો.**—વાઈસરાયે તેમના દરબાર ખાતે નીમેલા બ્રિટિશ રેસિડંટની મદદથી અને તેની સલાહ પ્રમાણે દેશી ભૂપતિઓ પોતપોતાનાં રાજ્યોમાં અમલ ચલાવેછે. એમાંના કેટલાક લગભગ સ્વતંત્રપણે રાજ કરેછે; અને કેટલાકને ઓછો અધિકાર છે. એ ખંડીઆ રાજાનો મોટો જથો છે, ને તેઓને પોતાની ઊપજ અને પોતાનાં લશ્કરો છે. જે વધારે મોટા છે તેઓને તેમની રૈયતને દેહાંતદંડ સુધીની સજા કરવાનો અધિકાર છે; પણ જે કરારથી તેઓએ ઇંગ્રેજ સરકારની તાબેદારી સ્વીકારીછે તે કરારમાં સઘળાના અખતિઆરની મર્યાદા ઠરાવેલીછે. ઉપરી સરકારના અધિકારને રૂએ ઇંગ્રેજ સરકાર એ ખંડિયાં રાજ્યોને માંહોમાંહે વરવાઢ અથવા પરરાજ્યો જોડે સંધિ

કરવા દેતાં નથી. જ્યારે કોઈ રાજા પોતાની રૈયતપર અયોગ્ય રીતે અમલ કરેછે ત્યારે બ્રિટિશ સરકાર વચમાં પડેછે; જુલમ કરનારને ઠપકો દેછે અને જરૂર પડે તો પદભ્રષ્ટ કરેછે; નબળાનું રક્ષણ કરેછે, અને સર્વને સલાહશાંતિ રખાવેછે.

**બાર બ્રિટિશ પ્રાંત.**—બ્રિટિશ રાજ્યના બાર પ્રાંત કર્યાછે. દરેક પ્રાંતને માથે ગવર્નર કે મુખ્ય અધિકારી છે. પણ એ બધા હિંદની સરકારને એટલે ગવર્નર—જનરલ ઇન કૌન્સિલને આધીન છે. ગવર્નર—જનરલને વૉઇસિરાય પણ કહેછે. શીઆળામાં તેમની રાજધાની કલકત્તામાં અને ઉનાળામાં સિમલામાં હોયછે. હિમાલયમાં દરિયાની સપાટીથી ૭,૦૦૦ ફુટની ઉંચાઇએ સિમલા છે. હિંદના વૉઇસિરાયની નીમણુક ઇંગ્લાંડમાં મહારાણી કરેછે; મદ્રાસ અને મુંબાઇના ગવર્નર પણ તેજ પ્રમાણે નીમાયછે; બીજા પ્રાંતોના મુખ્ય અમલદારની નીમણુક હિંદના ઇંગ્રેજ નોકરોમાંથી ગુણ પ્રમાણે કરવામાં આવેછે, અને તે વાઇસિરાય કરેછે, પણ લેફ્ટેનન્ટ—ગવર્નરની જગા આપવામાં સ્ટેટ સેક્રેટરીની મંજૂરી લેવી પડેછે.

**ક્ષેત્રફળ અને વસ્તી.**—નીચેના કોઠાથી બાર બ્રિટિશ પ્રાંતોનાં ક્ષેત્રફળ અને વસ્તી જાણવામાં આવશે :—

## બ્રિટિશ હિંદના બાર પ્રાંતો (૧૮૮૧).

| પ્રાંતનાં નામ. (એમાં આવેલાં દેશી રાજ્યો બાતલ કરતાં.) | ક્ષેત્રફળ. ચોરસ મૈલ. | કુલ વસ્તી. ૧૮૮૧ માં. | દર ચોરસ મૈલે માણસની સંખ્યા. |
|---|---|---|---|
| ૧ મદ્રાસ ઈલાકો ............................ | ૧,૩૯,૬૯૮ | ૩,૧૧,૭૦,૬૩૧ | ૨૨૩ |
| ૨ મુંબઈ ઈલાકો ............................ | ૧,૨૪,૧૨૨ | ૧,૬૪,૫૪,૪૧૪ | ૧૩૨ |
| ૩ બંગાળા ઈલાકો (લેફ્ટેનેન્ટ–ગવર્નરને તાબે)... | ૧,૬૩,૯૦૨ | ૬,૬૬,૯૧,૪૫૬ | ૪૦૭ |
| ૪ પંજાબ ઈલાકો (લેફ્ટેનેન્ટ–ગવર્નરને તાબે)... | ૧,૦૭,૯૮૯ | ૧,૮૮,૫૦,૪૩૭ | ૧૭૫ |
| ૫ વાયવ્ય પ્રાંતો (લેફ્ટેનેન્ટ–ગવર્નરને તાબે) ... ૬ અયોધ્યા (આઉદ) પ્રાંત (ચીફ કમિશનરને તાબે) | ૧,૦૬,૧૦૪ | ૪,૪૧,૦૭,૮૬૯ | ૪૧૬ |
| ૭ મધ્ય પ્રાંતો (ચીફ કમિશનરને તાબે) ......... | ૮૪,૪૪૫ | ૯૮,૩૮,૭૯૧ | ૧૧૬ |
| ૮ બ્રિટિશ બ્રહ્મદેશ (ચીફ કમિશનરને તાબે)...... | ૮૭,૨૨૦ | ૩૭,૩૬,૭૭૧ | ૪૩ |
| ૯ આસામ (ચીફ કમિશનરને તાબે) ............ | ૪૬,૩૪૧ | ૪૮,૮૧,૪૨૬ | ૧૦૫ |

| પ્રાંતનાં નામ. (એમાં આવેલાં દેશી રાજ્યો બાતલ કરતાં.) | ક્ષેત્રફળ. ચોરસ મૈલ. | કુલ વસ્તી. ૧૮૮૧ માં. | દર ચોરસ મૈલે માણસની સંખ્યા. |
|---|---|---|---|
| **૧૦ વરાડ*** (કમિશનરને તાબે) ................ | ૧૭,૭૧૧ | ૨૬,૭૨,૬૭૩ | ૧૫૧ |
| **૧૧ અજમેર** (કમિશનરને તાબે) .............. | ૨,૭૧૦ | ૪,૬૦,૭૨૨ | ૧૭૦ |
| **૧૨ કુર્ગ** (કમિશનરને તાબે) .................. | ૧,૫૮૩ | ૧,૭૮,૩૦૨ | ૧૧૩ |
| બ્રિટિશ હિંદને માટે કુલ .................... | ૮,૮૧,૮૨૫ | ૧૯,૯૦,૪૩,૯૯૨ | ૨૨૬ |

* વરાડમાં છ "સોંપેલા જિલ્લા" છે. કરાર પ્રમાણે કોંટિજંટ ફોજનો ખર્ચ આપવો જોઈએ તેને તથા બીજા દેવાને પેટે હૈદરાબાદના નિજામે એ છ જિલ્લા ઈંગ્રેજને વહીવટ કરવાને સોંપ્યાછે.

## હિંદનાં ખંડિયાં રાજ્યોના બાર જથા (૧૮૮૧).

| | સંસ્થાનનું નામ. | ક્ષેત્રફળ. ચોરસ મૈલ. | કુલ વસ્તી. ૧૮૮૧. | દર ચોરસ મૈલે માણસની સંખ્યા. |
|---|---|---|---|---|
| ગવર્નર-જનરલ ઇનકાઉન્સિલને તાબે. | ૧ રજપૂતસ્થાન ... | ૧,૨૯,૩૫૦ | ૧,૦૨,૬૮,૩૯૨ | ૭૯ |
| | ૨ હૈદરાબાદ (નિજામનું રાજ્ય) ... | ૭૧,૭૭૧ | ૯૮,૪૫,૫૯૪ | ૧૩૭ |
| | ૩ મધ્ય હિંદ એજંસિ અને બુંદેલખંડ ... | ૮૯,૦૯૮ | ૯૨,૬૧,૯૦૭ | ૧૦૩ |
| | ૪ વડોદરા ... | ૮,૫૭૦ | ૨૧,૮૫,૦૦૫ | ૨૫૫ |
| | ૫ મ્હૈસૂર ... | ૨૪,૭૨૩ | ૪૧,૮૬,૧૮૮ | ૧૭૦ |
| સ્થાનિક સરકારોને તાબેનાં. | ૬ મણીપુર ... | ૭,૫૮૪ | ૧,૨૬,૦૦૦ | ૧૬ |
| | ૭ મુંબઇ સરકારને તાબેનાં દેશી સંસ્થાનો... | ૭૨,૪૫૦ | ૬૯,૪૧,૨૪૯ | ૯૬ |
| | ૮ મદ્રાસ સરકારને તાબેનાં દેશી સંસ્થાનો... | ૯,૪૦૬ | ૩૩,૭૮,૧૯૬ | ૩૫૯ |
| | ૯ બંગાળા સરકારને તાબેનાં દેશી સંસ્થાનો. | ૩૭,૯૮૮ | ૨૮,૬૫,૪૦૫ | ૭૫ |
| | ૧૦ પંજાબ સરકારને તાબેનાં દેશી સંસ્થાનો... | ૩૫,૮૧૭ | ૩૮,૬૧,૬૮૩ | ૧૦૭ |
| | ૧૧ વાયવ્ય પ્રાંતોની સરકારને તાબેનાં દેશી સં૦ | ૫,૧૨૫ | ૭,૪૧,૭૫૦ | ૧૪૫ |
| | ૧૨ મધ્ય પ્રાંતની સરકારને તાબેનાં દેશી સં૦ | ૨૮,૮૩૪ | ૧૭,૦૯,૭૨૦ | ૫૯ |
| | હિંદનાં ખંડિયાં રાજ્યના કુલ ... | ૫,૨૧,૧૧૬ | ૫.૫૩.૫૧.૦૮૯ | ૧૦૬ |

ઉપલામાં ફ્રેંચ અને પોર્ટુગીજના કબજાના મુલકના આંકડા ઉમેરીએ તો આખા હિંદના આંકડા મળશે. એમાં બ્રિટિશ બ્રહ્મદેશ સુદ્ધાં તમામ હિંદનો સમાવેશ થાયછે.

| | ક્ષેત્રફળ ચોરસ મૈલ. | વસ્તી. | દર ચોરસ મૈલે માણસની સંખ્યા. |
|---|---|---|---|
| બ્રિટિશ હિંદ ........................ | ૮,૮૧,૮૨૫ | ૧૯,૫૦,૬૩,૯૯૨ | ૨૨૬ |
| ખંડિયાં રાજ્યો ........................ | ૫,૨૧,૧૧૬ | ૫,૫૩,૫૧,૦૮૯ | ૧૦૬ |
| પોર્ટુગીજનાં સંસ્થાનો ........................ | ૧,૦૮૬ | ૪,૦૭,૭૧૨ | મુખ્યત્વે શાહેરોમાં અથવા પરાંમાં. |
| ફ્રેંચ સંસ્થાનો ........................ | ૧૭૮ | ૨,૭૧,૪૬૦ | |
| બ્રિટિશ બ્રહ્મદેશ સુદ્ધાં આખા હિંદના કુલ આંકડા ........................ | ૧૪,૦૪,૨૦૫ | ૨૫,૫૦,૬૩,૭૫૩ | ૧૮૨ |

**વસ્તીનું થાડાપણું.**—બ્રિટિશ હિંદમાં ઘણી થાડી વસ્તી છે; અને કેટલાક ભાગમાં તો એટલી બધી ભીડ છે કે રૈયતને ખેડવાને ઘણી મુશ્કેલીએ જમીન મળેછે. બ્રિટિશ પ્રાંતોના દર ચોરસ મૈલ જમીનને સરાસરી ૨૨૯ માણસનું પોષણ કરવું પડેછે. દેશી સંસ્થાનોમાં સરાસરી દરચોરસ મૈલને માત્ર ૧૦૯ માણસનું એટલે અર્ધાથી એ ઓછાનું પોષણ કરવું પડેછે. બ્રહ્મદેશ અને આસામના બહાર રહેલા પ્રાંતોને બાદ કરીએ તો બ્રિટિશ હિંદમાં દર ચોરસ મૈલે સરાસરી ૨૫૮ માણસ છે; માટે દેશી રાજ્યોની વસ્તીથી બ્રિટિશ હિંદની વસ્તી લગભગ અઢી ગણી થાડી છે. આ વસ્તી કેટલી થાડી છે તેનો વિચાર મનમાં બરોબર આણવાને જાણવું જોઇએ કે ૧૮૭૧ માં ફ્રાંસમાં દરચોરસ મૈલે માત્ર ૧૮૦ માણસ હતા; અને થાડી વસ્તીવાળા ઇંગ્લાંડમાં જ્યાં દરચોરસ મૈલ ૨૦૦ આદમી થવા આવેછે, ત્યાં એ વસ્તી ગામડીઆ ન હોતાં શાહેરી હોયછે અને તે હુનરનાં કારખાનાં, ખાણુ કે શાહેરના ઉદ્યમ વડે પેટ ભરેછે.

**હિંદમાં મોટાં શહેરો થોડાં છે.**—ઇંગ્લાંડમાં જેમ મોટાં નગરો ઘણાં છે તેમ હિંદમાં નથી. સને ૧૮૭૧ માં વીસ હજારથી વધારે વસ્તીવાળાં શાહેરોમાં ઇંગ્લાંડ અને વેલ્સની વસ્તીનો લગભગ અર્દ્ધ ભાગ વસતો હતો, ને તેથી ઉલટું બ્રિટિશ હિંદમાં વસ્તીનો માત્ર એકવીસાંશ($\frac{1}{21}$) એવાં નગરોમાં વસનાર હતો. હિંદ તો મોટો ગામડીઓ મુલક છે: ઘણીક જગાઓ જે કસ્બા કહેવાયછે, તેઓ માત્ર ગામડાંના જથા છે ને તેની વચમાં આવેલાં ખેતરોમાં ઢોર હાંકી આણેછે અને ખેતી અને કાપણી થાયછે.

**માય નહિ એટલી વસ્તીવાળા જિલ્લા.**—માટે હિંદમાં ખેડુતોની થાડી વસ્તી જોવામાં આવેછે. જ્યાં જ્યાં તેમની સંખ્યા એક એકરે એકથી એટલે ચોરસ મૈલે ૬૪૦ થી વધારે છે

ત્યાં તેમને જમીનમાંથી પેટપૂર અન્ન મેળવવું કઠણ પડેછે. શાહેરની પડોશમાં કે જ્યાં ખેતરોને કૂવાનાં કે નદી તળાવનાં પાણી પાવાનું મળેછે, ત્યાં આ મુસ્કેલી જણાતી નથી. એમ છતાં હિંદમાં લાખો ખેડુતોમાંનું દર માણસ અર્ધા એકરપર જેમ તેમ કરીને નિર્વાહ કરેછે. એવા જિલ્લાઓમાં જ્યારે વરસાદ થોડા ઇંચ ઓછો પડેછે ત્યારે લોક બહુ આપદા ભોગવેછે: જ્યારે વરસાદ ઘણોજ ઓછો વરસેછે ત્યારે હજારો આદમી દુકાળથી મરી જાયછે.

**ઓછી વસ્તીવાળા જિલ્લા.**—જેમ હિંદના કેટલાક ભાગમાં જમીનથી પોષણ થઇ શકે તેથી વધારે આદમી છે, તેમ કેટલાક ભાગમાં પુષ્કળ રસાળ ભોંય છે, તેને ખેડનારા નથી. ઇંગ્લાંડમાં ઘાડી વસ્તીવાળા ભાગમાંથી નીકળી આછી વસ્તીવાળા ભાગમાં લોક ખુશીથી જઇને વસેછે. પણ હિંદમાં તો ખેડુત પોતાનાં ખેતરોને વળગી રહેછે; અને તેના ઘરમાં એટલા બધા દીકરા થાય કે આખા કુટુંબનું ગુજરાન તે ખેતરાંની ઊપજવડે થાય નહિ તેમ છતાં તેઓને બધા છોકરામાં વહેંચી દેછે. જ્યાં ખેડવાને જોઇએ તેટલી મસ જમીન મળે ત્યાં હિંદના ખેડુતો જઇ વસે તો તેમની હાલત સુધારવામાં અને દુકાળ અટકાવવામાં સરકારની ઘણામાં ઘણી કોશિશથી જેટલું બની શકે તે કરતાં વધારે લાભ થાય.

**ભમતા ખેડુતની ખેતીની રીત.**—ઘણાક ડુંગરોપર અને સરહદપર આવેલા પ્રદેશોમાં ખપ કરતાં એટલી બધી વધારે જમીન છે કે તેનું ગણોત આવતું નથી. કોઇ કસવાળા સ્થળપરનું જંગલ કાપી નાંખી ત્યાં પહાડી લોક થોડાં વરસ વસેછે; તે ઉપર ઉતાવળે એક પછી એક પાક પકવી તેને નાકૌવત કરી નાંખી તેઓ ત્યાંથી જતા રહેછે ને તે સ્થળે પાછું જંગલ ઊગેછે. એ જગાએ ગણોત લેવામાં આવતું નથી, પણ એવા ભટકતા પહાડી માણ-

સોનું દરેક કુટુંબ જે રાજાના રક્ષણમાં વસેછે તેને માથાવેરો આપેછે. એ ભમતા ખેડુતોની સંખ્યા વધેછે ત્યારે તેઓ એમ ભટકવું છોડી દઇ રીતસર ખેતી કરેછે. આખા બ્રિટિશ બ્રહ્મદેશમાં આ બંને રીતો જોડે જોડે ચાલેછે; પણ હિંદની ઘાડી વસ્તીવાળા પ્રદેશોમાં ભમતા ખેડુતો રહ્યા નથી, અને ખેતી કરનાર પ્રત્યેક કુટુંબ તેજ સ્થળે પેઢી દર પેઢી ઘણા કાળ સુધી વસેછે.

**ગણોતમાં વધારો.**—આજથી સો વરસ પર પણ બંગાળાની જમીનને ખેડવાને જોઇએ એટલા ખેડુત નહુતા,ને જમીનદાર લોક તેમને પોતાની જમીનપર વસવાને થોડું ગણોત લઇ લલચાવતા. હવણા ખેડુતો એટલા વધી ગયાછે કે કેટલાક જિલ્લામાં તો તેઓ મોંમાગ્યાં ગણોત આપી થોડી જમીન મેળવેછે. માટે ગણોતનો દર ઘટારત કરતાં વધી જતો અટકાવવાને સરકારને કાયદા કરવા પડ્યાછે. જે ખેતરો ઘણા વખતથી જે ખેડુતો ખેડતા હોય તેપર તેમના હક્ક એ કાયદામાં માન્યાછે; અને એમ વંશપરંપરા ખેડનારા ખેડુતો કનેથી લેવાનો ગણોતનો વાજબી દર કોર્ટ ઠરાવે તે ઉપરાંત લેઇ શકાય નહિ.

**ખેતી કરનારાઓનું દાસ્ય કાઢી નાંખ્યું.**—જુના વખતમાં વસ્તી ઓછી હોવાથી ખેતી કરનાર દરેક કુટુંબ જમીનદારને ઘણું કીમતી હતું. હિંદના ઘણા ભાગોમાં કોઇ ખેડુત ગામમાં આવી એકવાર વસ્યો એટલે પછી તેને ત્યાંથી જવા દેતા નહિ. જે ડુંગરી મૂલકોમાં ભમતા ખેડુતો અદ્યાપિ છે તેઓમાંના કોઇ કુટુંબને ત્યાંનો રાજા તે મૂલકમાંથી નીકળી જવા દેતો નથી; કેમકે દરેક કુટુંબ માથાવેરો આપેછે તેનું નુકસાન ખમવાની શક્તિ તે રાજામાં નથી. કેટલાક પ્રાંતોમાં નીચલા વર્ગના ખેડુતોને જમીન સાથે જોડાયલા દાસો ઇંગ્રેજના જોવામાં આવ્યા.

બંગાળાના અગ્નિકોણમાં એવા એ કૃત ગુલામોને છોડવવાની કોશિશ ઇંગ્રેજ અધિકારીઓએ કરી, તેથી લગભગ બંડ ઊઠયું હતું. પહેલાં જેઓ ગુલામ હતા તેઓના વંશજો હજી હયાત છે; પણ તેઓ સ્વતંત્ર છે.

**લોકના ચાર પ્રકાર.**-હિંદુ અને મુસલમાન એ બે જાતના લોક હિંદમાં વસેછે એવું આગલા યુરોપી ગ્રંથકરનારા લખતા. પણ એ લોકની વધારે ઝીણી તપાસ કરતાં તેઓમાં નીચલા ચાર પ્રકાર જણાયછે:—૧લો, અનાર્ય જાતો. એમને મૂળવતની કે ભુમિયા કેટલાક કહેછે, ને એમની સંખ્યા સને ૧૮૭૨ માં બ્રિટિશ પ્રાંતોમાં ૧,૮૦,૦૦,૦૦૦ (એક કરોડ એશી લાખ) હતી.* ૨ જો, આર્ય કે સંસ્કૃત ભાષા બોલનારી જાત. એ હાલ બ્રાહ્મણ અને રજપૂત કહેવાયછે. એમની સંખ્યા ૧,૬૦,૦૦,૦૦૦(એક કરોડ સાઠ લાખ) છે. ૩જો, મિશ્ર લોક. એ હાલ ઘણું કરીને હિંદુ નામે ઓળખાયછે ને આર્ય અને અનાર્ય (મુખ્યત્વે કરીને અનાર્ય) માંથી ઉત્પન્ન થયાછે. એમની સંખ્યા ૧૨,૧૦,૦૦,૦૦૦ ( બાર કરોડ દશ લાખ ) છે. ૪ થો, મુસલમાન. એઓ ઇ૦ સ૦ ૧૦૦૦ ને શુમારે આવવા લાગ્યા, ને એમની સંખ્યા ૪,૫૦,૦૦,૦૦૦ (ચાર કરોડ પચાસ લાખ) છે. એમ ૨૦,૦૦,૦૦,૦૦૦ ( વીસ કરોડ ) માણસો થાયછે. તેઓ બ્રિટિશ રાજ્યમાં વસેછે. હિંદનાં ખંડિયાં રાજ્યોમાં ૫,૫૦,૦૦૦૦૦ ( પાંચ કરોડ પચાસ લાખ ) આદમીઓ વસેછે તેઓ પણ એ ચાર પ્રકારના મળીને થાયછે, પરંતુ પ્રત્યેક પ્રકારની સંખ્યા જાણવામાં આવી નથી.

**ઈતિહાસના સમયની પૂર્વેની બે મુખ્ય જાતો.**-માટે હિંદની વસ્તીનાં મુખ્ય મૂળ અનાર્ય અને આર્ય જાતો હતી; અને આપણે પ્રથમ આ પ્રાચીન લોકો વિષે સ્પષ્ટ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. હિંદના છેક પ્રાચીન ઇતિહાસનું

*સને ૧૮૮૧ માં જે વસ્તીપત્રક થયું તેમાં વર્ગણીની નવી પદ્ધતિ સ્વીકારીછે તે આગળ ૪૭-૪૮ મે પાને જોવી.

આપું જ્ઞાન મળેછે તેમાં ભૂમિને માટે વઢતી બે જાતો જણાયછે. એમાંની એક જાતના લોક ગોરી ચામડીના હતા, અને તેઓ થોડા વખતથી વાયવ્ય કોણના ઘાટોને રસ્તે આવ્યા હતા,—આ લોક પોતાને આર્ય કહેતા. આર્ય એટલે ઉત્તમ કે ઉમરાવ કુળના. તેઓ પ્રૌઢ ભાષા બોલનારા અને પ્રિય તથા બળવાન દેવોને પૂજનારા હતા. આ આર્યો હિંદના બ્રાહ્મણ અને રજ-પૂત થયા. બીજી જાત નીચી હતી અને તે ઘણા વખતથી આ દેશમાં રહેતી હતી. નવા આવનારા શ્રેષ્ઠ લોકે તેને પર્વતોમાં હાંકી કાઢી, કે સપાટ પ્રદેશમાં ગુલામ બનાવી. આ બે જાતોના મુકાબલે શુદ્ધ વંશજોની સંખ્યા હાલ લગભગ સરખી છે; હાલ-ની હિંદની વસ્તીનો મોટો જથો એ બેની વચ્ચેની નાતોનો છે અને તેઓ મુખ્યત્વે ઓછી સુધરેલી જે અનાર્ય જાત તેમાંથી ઉત્પન્ન થઇછે. આગળ આપણા જોવામાં આવશે કે સિથિ-અન નામે ત્રીજી જાતે ૯૦ સનના આરંભને શુમારે હિંદમાં અગત્યનો દેખાવ દીધો. એમના પછી એક હજાર વરસે મુસલમાન આવ્યા.

# प्रकरण २ जुं.

## अनार्य लोक.

**અનાર્ય કે મૂળવતનીઓ.**—હિંદની જુનામાં જુની વસનારી જાતમાં ઘણીક ઉપજાતિઓ હતી, અને એ લોકને પોતાનું જાતિનામ ન હોવાથી તેઓ અનાર્ય કે મૂળવતનીઓ કહેવાયછે. તેમણે લખેલા લેખ પાછળ મૂકયા નથી; વાસ્તવિક જોતાં તેઓને અક્ષરજ્ઞાન કે ચિત્રલિપિનું જ્ઞાન ન હતું. તેમને હાથે થયેલાં જે કામ આજ લગી રહ્યાંછે તેઓ અણઘડ પાષાણ-ચક્રો, અને સીધા પાલિયા તથા માટી અને પાષાણના ઢગલા છે. એ પાલિયા અને ઢગલાની નીચે, યુરોપના પ્રથમના લોકની પેઠે તેઓ પોતાનાં મડદાં દાટતા. એ કબરોમાં જે રહ્યું છે તે ઉપરથી એટલુંજ માલૂમ પડેછે કે કોઇ ઘણા દૂરના અને અનિશ્ચિત સમયમાં તેઓને સારાં ઘાટીલાં કઠણ અને પાતળાં માટીનાં ગોળ વાસણ બનાવતાં આવડતાં; કે તેઓ લોઢાનાં હથિયારથી વઢતા અને ત્રાંબાનાં અને સોનાનાં ઘરેણાં પહેરતા. એમની પૂર્વેની રહેલી વસ્તુઓ ઉપરથી સાબીત થાયછે કે આ પ્રાચીન ઘોરો બનાવનારા તેમની પહેલાં થઇ ગયેલી પુરાતન જાતોમાંથી ઉતરેલીમાંની એક રહેલી જાત હતી. એમની પહેલાં હિંદમાં જે લોક વસતા હતા તેઓ ધાતુથી અજાણ્યા હતા, અને ઓપેલા ચકમકના કુવાડાથી તથા યુરોપના ઉત્તર ભાગમાંથી જડેછે તેવાં ચતુરાઈવડે બનાવેલાં બીજાં પથરાનાં હથીઆરોથી વઢતા. અને એમની પહેલાં પણ એમનાથી વધારે અણઘડ જાતો થઇ ગઈ હતી, તેમના કઠણ પત્થરનાં છરા અને અણઘડ હથીઆરો નર્મદાના પ્રદેશમાંથી જડેછે. ઘણાજ દૂરના વખતે થઇ ગયેલા પાષાણ-યુગ પછી અને પ્રથમ ધાતુ-યુગને અંતે આપણા

જોવામાં આવેછે કે મૂળવતની લોકને નવા આવેલા આર્ય લોક મારી દબાવવા લાગ્યા હતા.

**અનાર્ય લોકને આર્ય લોકે નીચેપ્રમાણે વર્ણવ્યાછેઃ—** વિજયી આર્ય લોકે જુની જાતોને દસ્યુ એટલે દુસ્મન અને દાસ એટલે ગુલામ કહ્યાછે. આર્ય લોક વધારે ટંડા ઉત્તરમાંથી હિંદમાં આવ્યા અને પોતાની ગોરી ચામડીને માટે વડાઇ માનતા. સંસ્કૃતમાં રંગને માટે વર્ણ શબ્દ છે તેનો અર્થ જાતિ કે નાત થઇ ગયોછે. ઓછામાં ઓછાં ૩,૦૦૦ અને ૪,૦૦૦ વરસોની પહેલાં વેદ રચનારા પ્રાચીન આર્ય કવિઓ થઇ ગયા તેમણે તેમના પ્રતાપી દેવોની સ્તુતિ એટલા માટે કરીછે કે તે દેવોએ દસ્યુ લોકને હણી આર્ય વર્ણનું રક્ષણ કર્યું; તથા 'કાળી ચામડીને આર્ય વીરને તાબે કરી.' તેમના પોતાના 'રૌદ્ર દેવતાઓ ઉગ્ર આખલાની પેઠે ધરતી આવી કાળી ચામડીને વિખેરી નાંખેછે' એવું તેઓ કહેછે. વળી જેના મુખનો આકાર સુંદર છે એવા આર્ય લોકને એ મૂળવતની લોકના ચપટા મોંગોલી ચહેરાથી ચીતળી ચઢતી. વેદનો એક કવિ એ અનાર્ય લોકને 'નાક વગરના' કે ચપટા નાકવાળા કહેછે, અને બીજો પોતાના 'સુંદર પૂર્ણ નાક' વાળા દેવની સ્તુતિ કરેછે. એ વખત પછી ઓછાંમાં ઓછાં એક હજાર વર્ષે મહાન સિકંદરની સવારી હિંદમાં આવી તેવારે તેના સાથીઓએ એશિયાની કોઇ અનાર્ય જાતની તેજ પ્રકારની બદસુરત વિષે ટીકા કરીછે. વેદના મંત્રોમાં આ મૂળવતનીઓને તિરસ્કાર ભરેલાં પુષ્કળ વિશેષણ લગાડયાંછે, 'યજ્ઞમાં વિઘ્ન કરનારા', 'માંસના ખાઉધર', 'કાચુંખાનારા', 'કાયદાવગરના', 'યજ્ઞ નહિ કરનારા', 'જેને દેવતા નથી અને વિધિ નથી એવા'. વધારે વખત જતાં અને આ અણઘડ જાતોને જંગલોમાં ધકેલી મુકવામાં આવતાં તેઓને એથી વધારે ખરાબ અને કદરૂપા વર્ણવ્યા, ને અંતે આર્ય કવિઓએ અને ગોરાએ તેમને 'રાક્ષસ'

અને 'દૈત્ય' ઠરાવ્યા. જેમ શત્રુ કે વેરીને માટે પ્રાચીન જર્મન ભાષામાં જે બોલ હતો તેપરથી ઇંગ્રેજીમાં 'ફીન્ડ' એટલે શેતાન શબ્દ બન્યોછે તેમ એમનું જાતિનામ જે 'દસ્યુ' એટલે 'દુશ્મન' તેનો અર્થ વેતાલ, ભૂત, પિશાચ, કે અસુર એટલે દૈત્ય કે શેતાન થયો.

**વધારે સુધરેલી અનાર્ય જાતો.**—પરંતુ બધી અનાર્ય જાતો જંગલી નહિ હોય. ધનવાન દસ્યુ એટલે અનાર્ય માણસો વિષે સાંભળવામાં આવેછે; વેદના મંત્રોમાં તેમના સાત ગઢ અને ૯૦ કિલ્લા વિષે કહ્યુંછે. આર્ય લોકે પાછળથી અનાર્ય લોક સાથે સંધિ કરી; અને હિંદનાં કેટલાંક અતિ બળવાન રાજ્યો પર અનાર્ય રાજા અમલ ચલાવતા હતા. અનાર્ય લોક ધર્મના વિધિ વિનાના અથવા પરલોકના અભિલાષ વિનાના નહતા. એક પ્રાચીન સંસ્કૃત ગ્રંથમાં લખ્યુંછે કે તેઓ પોતાનાં મડદાંને વસ્ત્ર ઘરેણાં વગેરે બક્ષિસોમાં આપેલી ચીજોથી શણગારેછે; એમ કરવાથી તેઓ ધારેછે કે તેમને 'પરલોક મળશે.' બેડોળ પથરાની સમાધોની નીચેથી કાંસાના, ત્રાંબાંના, અને સોનાના કકડા નીકળેછે તે એ ઘરેણાં છે. દક્ષિણ હિંદમાં આર્ય લોકે સવારી કરી તેનું વર્ણન રામાયણ નામે સંસ્કૃત વીરરસ કાવ્યમાં છે. તેમાં એક અનાર્ય સરદારે પોતાના લોકને વિષે કહ્યું છે કે તેઓ 'ભયંકર ઝડપથી દોડનારા, લડાઇમાં હઠે નહિ એવા, અને રંગે ઘનશ્યામ છે'.

**હાલના અનાર્ય લોક.**—હાલના વખતમાં એ પુરાતન લોકો કેવી અવસ્થામાં છે તેની તપાસ કરીએ. આર્ય લોકે આવી તેમને સપાટ પ્રદેશોમાંથી હાંકી કાઢ્યા ત્યાર પછી, જેમ નાબુદ થયેલાં જનાવરોના પાછળ રહેલા અવશેષ ડુંગરોની ગુફામાં હોયછે તેની પેઠે તેઓ પર્વતોમાં સંતાઇ રહ્યાછે. એમ માણસની જાતિઓનું હિંદ મોટું સંગ્રહસ્થાન છે. એમાં તેને નીચામાં નીચી જંગલી અવસ્થાથી ઊંચામાં ઊંચી સુધરેલી

સ્થિતિમાં જોઇ શકિયેછીએ. આ નમૂના પ્રેક્સિલ એટલે સૂકાં હાડકાં નથી, પણ જીવતી જાતો છે, ને તેઓમાંની દરેક જાત પોતપોતાની વિચિત્ર રૂઢીઓ અને ધર્મના વિધિઓ પાળેછે.

**આન્દામન બેટવાશીઓ.**—બીજાથી જુદા પડી ગયેલા આન્દામન બેટના રહેવાશીઓ કે બંગાળી અખાતના અનાર્ય લોક માણસ જાતમાં સૌથી વધારે જંગલી હાલતમાં છે. અરબ તથા પ્રથમના યૂરોપી વહાણવટીઓએ તેમને શ્વાનમુખા અને માણસને ખાનારા લખ્યાછે. સને ૧૮૫૫ માં ઇંગ્રેજ અમલદારોને ત્યાં થાણું બેસાડવા મોકલ્યા તેવારે તેમના જોવામાં ત્યાં માણસના માંસનો આહાર કરનારા નાગા લોક માત્ર જોવામાં આવ્યા; તેઓ ખુશીને વખતે રાતી મટોડી શરીરે ચોળતા અને શોકને સમે કાળી માટીના લેપ પોતાનાં તનપર કરતા. દોસ્તી કે ખુશી દેખાડવાને તેઓ રડવા જેવો શોર કરતા; તેમનાં નામ સામાન્ય જાતિ (લિંગ) નાં હતાં. એ નામ તેમને જન્મ્યાં પહેલાં આપવામાં આવતાં તેથી બેમાંની હરકોઈ (નર કે નારી) જાતિને લાગુ પાડવાં પડતાં; રોગ ફેલાવનાર કોઈ અપદેવતાને તેઓ દેવ માનતા, તે ઉપરાંત દેવસંબંધી વધારે સમજણ તેમને ન હતી. તેમની જોડે વહેવાર ચલાવવાના દરેક પ્રયત્નને પાંચ વરસ સૂધી તીરના વરસાદથી તેમણે પાછો વાળ્યો. પણ એમાંના કેટલાકને માટે થાણાની નજીક છાપરીઓ બાંધી કે તેમાં રહી તેઓને દવા અને ખોરાક મળે. એવું કરવાથી આપણા અમલદારોએ તેમને હળવે હળવે મનાવ્યા અને શાંત કર્યા.

**મદ્રાસ ઈલાકાના ડુંગરી માણસો.**—મદ્રાસ ઈલાકાના દક્ષિણ ભાગમાં અનમલૈ નામે ડુંગરો છે તેમાં ઘણીક અનાર્ય જાતો વસેછે. પુલીઅર નામે લાંબા વાળવાળા ને જંગલી દેખાવના લોક જંગલની નીપજનો તથા ઊંદરનો કે તેમનાથી ઝાલી શકાય તેવા બીજાં નાનાં જનાવરોનો આહાર કરી

ગુજારો ચલાવેછે; અને દેવ્યોને પૂજેછે. મુન્દવેર નામે એક બીજી જાત છે તે કોઇ ઠેકાણે સ્થાયી ઘર કરીને ન રહેતાં પોતાનાં ઢોર સહિત છેક અંદરના ભાગના ડુંગરામાં ભટકેછે. તેઓ કોતરોમાં કે પાંદડાંની મરૂડીમાં રહેછે, અને તેની તે જગાએ ભાગ્યે એક વરસથી વધારે વાર વસેછે. જાડા હોઠ અને નાનાં શરીરવાળા કુદર, 'ડુંગરોના ધણી,' જરા ઊંચી જાતના લોકનો કાંઇક રહેલો ભાગ છે. તેઓ શિકાર વડે પોતાનો નિર્વાહ કરેછે, અને તેમનાથી વધારે જંગલી જાતોપર કાંઇક સત્તા ચલાવેછે. પ્રાચીન અનાર્ય લોકે તેમનાં મડદાંને દાટી તેઓ ઉપર પત્થરની સમાધિો કરીછે તેઓ (કિસ્ત્વએન અને દોલ્મેન) આ ડુંગરોમાં ઘણી છે. હિંદના નૈઋત્ય ખૂણાના નૈર નામે ડુંગરીલોકમાં બહુપતિ કરવાનો તેમનો જૂનો રિવાજ હજુ ચાલુ છે. એક નારીને ઘણા વર હોયછે, અને હરકોઇ માણસની મિલકતનો વારસો તેના દીકરાને ન મળતાં તેની બેનનાં છોકરાંને મળેછે. હિંદને સામે છેડે હિમાલયના અનાર્ય લોકમાં પણ આ રૂઢી ચાલતી દેખાયછે.

**વિંધ્યા પર્વતમાં વસનારાં અનાર્ય લોક.**—ઉત્તર અને દક્ષિણ હિંદની વચ્ચે આવેલી ગિરિમાળાઓમાં પુષ્કળ વગડાઉ જાતો વસેછે. એ જંગલી જાતોમાંના સૌથી વધારે જાણીતા કદાચ ભીલ લોકો છે તેઓ નર્મદા નદીની છેક ઉત્તરે ઉદેપુર સંસ્થાનથી મુંબાઇ ઇલાકાની ખાનદેશ એજન્સી લગી ગયેલા વિંધ્યા પર્વતોમાં રહેછે. તેઓ બકરાં અને ઘેટાંનાં ટોળાં લઇને જંગલના પહાડી પ્રદેશોમાં ભટકતા ફરેછે અને શિકાર વડે તથા જંગલની સ્વાભાવિક નીપજ વડે જેમ તેમ કરીને પોતાનું ગુજરાન ચલાવેછે. ઉદેપુર સંસ્થાનમાં તેઓ નાનાં ઝુંપડાં બાંધીને વશ્યાછે. આખા ગામપર દુશ્મનો એકદમ છાપો મારી ન શકે તેટલા માટે દરેક ઝુંપડું જુદી જુદી ટેકરીપર બાંધેલું છે. હરકોઇ

એક કુટુંબને ઝાલી શકાય, પરંતુ તે ફીફીઆરીઓ ફૅરેછે તેપ-રથી બાકીનાં કુટુંબોને ભયની સૂચનાં મળેછે અને થોડીવારમાં એ લડાઇની રાડ એક ટેકરીથી બીજી ટેકરી સૂધી પ્રસરી જઇ અડધા નાગા જંગલી લોકોનાં ટોળાં તે ઘૂસનારને મારી કહાડવાને હથિયારબંધ ધશી આવેછે. ઇંગ્રેજી અમલ થયા પ-હેલાં ભીલલોકો ઘણે દૂર સૂધી ગામો લૂંટી અને બાળી આસપા-સના પ્રદેશોમાં વસનારા લોકોને ઘણો ત્રાસ આપતા; અને દેશી રાજ્યકર્તાઓ વખતે વખતે ભીલ લોકોની ત્રાસદાયક કતલો કરીને વેર વાળતા; સને ૧૮૧૮ માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને થડ-માંનો મુંબઇ તાબાનો ખાનદેશ જિલ્લો મળ્યો, અને તેણે ભીલ લોકપર પહેલી ચઢાઇ કરી તેનું પરિણામ દુઃખદાયક નીપજ્યું; કંપનીના અડધા માણસ જંગલોમાં તાવથી મરણ પામ્યા. ત્યા-રપછી તરતજ સર જેમ્સ ઑટ્રામે એ જંગલી જાતોને પોતાના કબજામાં લીધી. તેણે તેમને ઉજાણીઓ ખવાડીને તથા વાઘ-ના શિકાર કરાવીને તેમની જોડે દોસ્તી બાંધી. શિકારી પશુ-ઓને શોધી કહાડવામાં નવ ભીલ લડવૈયા તેના નિરંતર સોબતી હતા તેઓ વડે નિયમિત ભીલ પલટણનો આરંભ થયો. એ પલટણમાં સને ૧૮૨૭ માં ૬૦૦ માણસ હતા અને તેઓ ઇંગ્રે-જ સરકારને માટે બહાદુરીથી લડયા હતા. પોતાના વધારે જંગલી જાતભાઈઓ લૂંટફાટ કરતા તેનો આ વફાદાર ભીલો-એ અટકાવ કીધો અને તેઓ એટલા તો વિશ્વાસુ નીવડયા છે કે ખાનદેશની પોલિટિકલ એજન્સીના વિશાળ પ્રદેશમાં તેમને હમણા પોલીસના સિપાઈઓની તથા તીજોરીના પહેરે-ગીરોની નોકરી પર રાખ્યાછે.

**મધ્ય ભાગના અનાર્ય લોક.—મધ્ય પ્રાંતોની** વસ્તીનો મોટો ભાગ અનાર્ય લોક છે. કેટલાંક ઠેકાણાંના રહેવાશી-ઓનો અર્દ્ધ ભાગ તેઓ છે. તેઓમાં સૌથી અગત્યની જાત

ગોંડ નામેં છે તે કેટલેક દરજ્જે સુધરીછે; પરંતુ વધારે વગડાઉ જાતો તો જંગલ છોડતી નથી અને શિકાર વડે ગુજારો ચલાવેછે. એવા સમાચાર મળ્યાછે કે તેમાંની કેટલીક જાતો થોડાં વરસપર ચકમકનાં તીર વાપરતી. તેઓ બહુ જબરાં કામઠાં વાવરેછે. એ કામઠાંને પગેવતી ઝાલી બે હાથે પણછ અથવા દોરી ખેંચી તીર ફેંકેછે. તેમનું ફેંકેલું તીર હરણના શરીરની આરપાર જઈ શકેછે. **મારી** લોક ઘાસનાં ઝુંપડાંમાં રહેછે, અને અજાણ્યા માણસને આવતો દેખી નાશી જાયછે. વરસમાં એકવાર તે સ્થળના રાજાનો આદમી તેમની પાસેથી ખંડણી લેવાને આવેછે, તેને તેઓ જંગલની નીપજ આપેછે. પરંતુ એ ખંડણી ઊઘરાવનાર માણસ તેમનાં ઝુંપડાંમાં ન પેસતાં ઢોલ વગાડેછે ને પછી સંતાઈ જાયછે. પછી શરેમાળ **મારી** લોક બહાર આવી પોતાને જે આપવાનું હોયછે તે કોઈ મુકરર કરેલી જગાએ મૂકી પોતાને ભરાઈ બેસવાને ઠામે પાછા જતા રહેછે.

**પાંદડાં પહેરનારી ઓરિસ્સાની જાત.**—આગળ ઈશાનમાં આવેલા ઓરિસ્સાનાં ખંડિયાં સંસ્થાનોમાં એક ગરીબ જાત વસેછે, તેમાં ૧૦,૦૦૦ માણસ છે, ને તેનું નામ **જુઆંગ** કે **પતુઅ** (એટલે પાંદડાં પહેરનાર) છે. થોડા વખત પહેલાં તેમનાં બઈરાં નવસ્ત્રાં ફરતાં, કે મણકાની થોડી માળા માત્ર પહેરતાં અને તેને આગળ તથા પાછળ પાંદડાંનો એક એક ગુચ્છો લટકાવતાં. ઈ૦ સને ૧૮૭૧ માં ઇંગ્રેજ અમલદારે એ ટોળીનાં બધાં બાઈડી ભાયડાને એકઠાં કરી બોધ કર્યો. ને ભાષણ પૂરૂં થયા કેડે દરેક બઈરીને પહેરવાને લૂગડાંનો એક એક કકડો આપ્યો. એ નવાં લૂગડાં પહેરી તેઓ હારબંધ નમન કરતાં તે અમલદારની આગળ ચાલી ગયાં, ને છેલ્લે પોતાની કમરેથી ઉતરેલાં પત્રાંના ગુચ્છાને એકઠા કરી ગમ્ભીરપણે બાળી નાંખ્યા. એ ગુચ્છા માત્ર તેમનાં વસ્ત્ર હતાં.

**હિમાલયની જાતો.**—હિંદની ઉત્તર સીમાપર જતાં હિમાલયના ઢાળ અને નાકાંમાં ઘણીક જાતના વગડાઉ અનાર્ય લોક વસેછે. આસામના કેટલાક ડુંગરી લોકની બોલીમાં ગાઉ કે હરકોઇ બીજી જમીનના માપવડે અંતર જણાવવાને શબ્દ નથી, પણ માર્ગમાં તમાકુ કેટલો ખાધો કે પાન કેટલાં ચાવ્યાં તે ઉપરથી કેટલું ચાલ્યા તે ગણેછે. કામ કરવું તેમને ગમતું નથી; અને ઘણું કરીને તેઓ વિકરાળ, કાળા, અને ઠીંગણા છે. તેમને પૂરું ખાવા મળતું નથી. આગલા વખતમાં આસામની ખીણમાં ગામડાં લૂંટી તેઓ જેમ તેમ કરી ગુજારો કરતા. હવણા પ્રતિવર્ષે કપડાં, ચાંચવા, અને અનાજ આપી સીમાડાનો બંદોબસ્ત રાખવાનું પોલીસના જેવું કામ તેમને સોંપ્યુંછે. પૂર્વે તેઓ કેવાં કામ કરતા હતા તે તેમનાં નામપરથીએ જણાઇ આવેછે. આસામમાં અકસ નામે એક જાત છે, તેમાં બે ટોળીઓ છે, તેમાંની એકના નામનો અર્થ 'હજાર ચૂલાને ખાનાર' છે, અને બીજીના નામનો અર્થ 'કપાસના ખેતરમાં સંતાઇ રહેનારા ચોર' છે.

**વધારે સુધરેલી અનાર્ય જાતો.**—ત્રણ હજારથી વધારે વર્ષોપર વેદના કવિઓએ વર્ણવેલીછે તેવીજ માણસ જાતના સુધારાના આરંભની અવસ્થામાં ઘણીજ અનાર્ય જાતો અદ્યાપિ છે. પરંતુ કેટલીક જાતો ઘણી આગળ વધીછે, અને તેમનો સંસારવહેવાર કાંઇક સારા નીવડેલા પ્રકારનો છે. અણઘડ જાતોની પેઠે આ ઊંચી જાતો પણ આખા હિંદપર ચોમેર વિખરાયલીછે, અને તેમાંની બે જાતોનો, સંતાલ અને કંધ એ બેનો, ટૂંકો હેવાલ લખી મારે અટકવું પડશે.

**સંતાલ લોક.**—નીચલા બંગાળામાં ગંગાના પ્રદેશને સીમાડે આવેલા ડુંગરોમાં સંતાલ લોક વસેછે. સપાટ ભૂમિના લોકનાં ગામોથી તેમનાં ગામ જુદાં છે, અને તેમની વસ્તીની

સંખ્યા શુમારે દશ લાખ માણસની છે. શિકારી વનચર લોકની ઘણી રૂઢીઓને હજી તેમણે છોડી નથી, તથાપિ હળનો ઉપયોગ તેઓ શીખ્યાછે અને ક્રાસખી ખેડુત બની સ્થાયી વસ્તી કરી રહ્યાછે. દરેક ગામનો રાજવહીવટ તે ગામનો મુખી પટેલ કરેછે. તે ગામ વસાવનાર મૂળ પુરૂષનો તે વંશજ છે એમ તે ગામના લોક ધારેછે. એ મુખીના હાથ નીચે એક મદદગાર પટેલ છે, અને એક પગી કે ચોકીદાર છે. ગામના છોકરાના અમલદાર નોખા હોયછે, અને તેઓનો ઉપરી અને તેનો મદદગાર એ બેની પૂર્ણ આજ્ઞામાં તેમને પરણતાં સૂધી રહેવું પડેછે. ક્રૂર હિંદુ જાતિભેદ સંતાલ લોકના જાણવામાં નથી. તેઓ પોતાની બહુધા સાત શાખા ગણેછે અને તેઓને પોતાના મૂળ પૂર્વજના સાત પુત્રોથી ઉત્પન્ન થયેલી માનેછે. આખું ગામ જોડે ઉજાણી કરેછે, જોડે શિકાર કરેછે, અને જોડે દેવપૂજન કરેછે. જાતિબંધન એવું જબરૂં છે કે ગુનેહગારને જાત બહાર કરવો એજ સંતાલ લોકમાં સજા હતી. ભારે ગુનોહ કરનારને ગામમાં આગપાણીની બંધી કરી જંગલમાં એકલો કાઢી મેલતા. જાતિજોડે પ્રગટ રીતે પતાવવાથી નાના અપરાધ માફ કરવામાં આવતા; એ કરવાને માટે અપરાધીએ બધા ગામને ઉજાણી આપવી તથા સર્વને સારૂ ચોખાનો દારૂ મસ પૂરો પાડવો જોઇએ.

**સંતાલ લોકની ક્રિયાઓ.**—એ લોકમાં બાળલગ્ન થતાં નથી. ૧૫ થી ૧૭ વરસ લગીની ઉમરે તરૂણ સ્ત્રીપુરૂષો પોતાને મનગમતાં લગ્ન કરવા જેવડાં થાયછે તેવારે તેઓ પરણેછે. પરણવાની ક્રિયાને અંતે કન્યાનો તેનાં પીએરીઆં જોડેનો સંબંધ ત્રુટચો એ જણાવવાને તેનાં સગાં બળતા અંગારાને ઘરનાં સાંબેલાં વતે કચરેછે ને પાણી છાંટીને હોલવી નાંખેછે. સંતાલો પોતાની સ્ત્રીઓનું સન્માન કરેછે, અને પહેલી વાંઝણી હોય

તોજ બીજી પરણેછે. તેઓ પોતાનાં મડદાંને ક્રિયા સહિત બાળેછે, અને મડદાના માથાની ખોપરીના ત્રણ કકડા દામોદર નદીમાં નાંખેછે. એ નદીને તેઓ પવિત્ર માનેછે.

**સંતાલ લોકનો ધર્મ.**—વેદના મંત્ર ભણનારાને દિવ્ય અને હિતકરનારા દેવો હતા તેવા સંતાલોના જાણવામાં નથી તો એક સર્વ શક્તિમાન અને કલ્યાણકારી દેવ માણસ જાતનું પાલન કરેછે, એ તેમનાથી કેમ સમજાય? હિંદુ અને મુસલમાનોએ મારી પીડીને હાંકી કાઢેલા સંતાલના સમજવામાં આવતું નથી કે જે દેવ તેનાથી વધારે બળવાન હોય તે તેને હાનિ કરવાની ઇચ્છા કેમ ન કરે. કોઇ વાચાળ પાદ્રી ખ્રિસ્તિ વિશ્વાસી દેવ વિષે તેમને બોધ કરતો હતો તેને એક સંતાલે કહ્યું કે તે સમર્થ એક દેવ મને ખાઇ જાય તો પછી શું? સંતાલ ધારેછે કે પૃથ્વી રાક્ષસોથી ભરપૂર છે, ને તેની કુદૃષ્ટિથી બચવાને સારૂ તે બકરાં, કૂકડાં અને મરઘડાંનો તેમને ભોગ આપેછે. પોતાના પૂર્વજોનાં ભૂત, નદીના પિશાચ, વનનાં ભૂત, કૂવામાં વસનારા વેતાલ, પર્વતોમાં રહેનાર રાક્ષસો, અને બીજાં ઘણીક જાતનાં ભૂત, પ્રેત, જોગણીઓ આદિક અદૃશ્ય જીવોને સંતોષી ખુશી રાખવા જોઇએ એવું તેઓ માનેછે. આસપાસ ઊગી ગામને છાયો આપનારાં સાલનાં ઝાડોમાં ગામનાં ભુત વસેછે એવું તેઓ માનેછે. હરકોઇ બીજા ઝાડમાં એ ભૂતો ને રાક્ષસો વસતા હોય તેઓ પૂજવા રહી જાય નહિ માટે કેટલાંક ગામડાંના લોક દરેક ઝાડની આસપાસ નાચેછે.

**સંતાલોનો ઈતિહાસ.**—ગયા સૈકાના અંતની લગભગ સૂધીમાં સંતાલ લોક પાસેના પ્રદેશો લૂંટી ગુજારો કરતા. પરંતુ બ્રિટિશ અમલ નીચે તેઓ શાંત ખેડુત થઈ ઠરી ઠામ બેઠા-છે. તેમની અને નીચલા પ્રદેશનાં ગામોના લોકોની વચ્ચે ટંટા થતા અટકાવવાને આપણા અમલદારોએ સીમાડાના પથ-

રા સન ૧૮૩૨ માં દટાવ્યા. પરંતુ નાણાં ધીરનારા તેઓમાં ઉતાવળે દાખલ થયા; અને ભોળા ડુંગરી લોકો દેવાદાર થઈ ગયા. સગાં વહાલાંના સબળ સ્નેહને લીધે ગામ છોડી નાશી ન જતાં હિંદુ બ્યાજખોરોના દાસ જેવા થઈ ગયા. બિચારો સંતાલ હર વરસે પોતાનો તમામ પાક લેણદારને આપી દે, અને તેના કુટુંબને કામ કરી શકવા જોગ ખોરાક માત્ર તે લેણદાર આપે. તે મરી જાય તેવારે એ આખા ભવનો બોજો તેનાં છોકરાંને માથે પડતો; કેમકે એ લોક બાપનું ઋણ આપવામાં એટલી બધી આબરૂ માને છે કે દીકરાને તેનું કરજ માથે લેવું પડે છે. ૧૮૪૮ માં ત્રણ ગામના તમામ લોક નિરાશ થઈ પોતાનાં ખેતરો છોડી જંગલમાં નાશી ગયા. સને ૧૮૫૫ માં પોતાનાં તીરકામઠાં સહિત ૩૦,૦૦૦ સંતાલો પોતાની હાલત ગવર્નર-જનરલને જણાવવાને કલકત્તે આવવા નીકળ્યા. તેઓ સર્વે પ્રથમ શીતસર ચાલ્યા; પણ પંથ લાંબો હતો, ને ખાવાનું જોઈએ તે મળ્યું નહિ તેવારે ભૂખ્યા માણસો ચોરી કરવા લાગ્યા. તેમની અને પોલીસની વચ્ચે કજીઓ થયો; ને એક અઠવાડીઆમાં તેઓ હથીઆરબંધ બંડખોર થયા. એ ફિતૂર સરકારે તોડ્યું, પણ તેમ કરતાં ખેદકારક ખૂન વહ્યું. તેમની ફર્યાદ સરકારે ધ્યાન દઈને સાંભળી અને બ્રિટિશ અધિકારીની દેખરેખ નીચે ઘણી સાદી રાજ્યરીતિ તેમને ઠરાવી આપી. હવણા તેઓ આબાદીમાં છે. તેઓ શરમાળ અને વહેમી હોવાથી હરકોઈ નવી વાતથી ડરે છે. સને ૧૮૮૧ માં વસ્તીપત્રક કર્યું તેની સામા તેમાંના થોડાક હથીઆર લઈ ઊઠ્યા હતા.

કંધ અથવા કોંધ લોક.—કંધ શબ્દનો અર્થ પર્વતવાસી છે. એમની વસ્તી આશરે એક લાખ આદમીની છે. ઓરિસ્સાને કાંઠેથી ઊભા અને વનથી છવાયલા પહાડો છે જેમાં તેઓ વસે છે. તેઓ રાજ્યવહીવટ માટે એમ સમજે છે કે દરેક કુળમાં સત્તા તેના વડીલના હાથમાં રાખવી. કુટુંબમાં બાપને

હાથ ખરેખરો પૂર્ણ અધિકાર છે. તેની હયાતીમાં ઉમરે આવેલા દીકરાનો હક્ક મિલ્કતપર જરાએ નથી. પણ તેઓ પોતાની બાયડીઓ અને છોકરાં સમેત તેના ઘરમાં રહેછે અને મોટી મા જે રાંધે તે સઘળા જમેછે. જમાતમાંની વડી શાખાના ઘરમાં જે વડા દીકરો હોય તે આખી જમાતનો નાયક છે; પણ જો તે એ ઓહ્દાને લાયક ન હોય તો તેને કાઢી લોક તેની જગાએ તેનો કાકો કે નાનો ભાઈ નીમેછે. જમાતમાં જે વડા હોય તેમને ભેગા કર્યા વિના એ નાયક કોઈ પ્રકારના કામમાં પડતો નથી.

**કંધ લોકની વરવાઢો અને સજા કરવાની રીતો.**—સને ૧૮૩૫ માં ઇંગ્રેજે ઓછા સખ્ત કાયદા દાખલ કર્યા ત્યારસુધી કંધ લોકમાં ખૂનને માટે. ખૂનથી વેર વાળવાનો ધારો હતો. મરનાર આદમીના કુટુંબીઓ મારનારનો ઘાત કરવાને બંધાયલા હતા; પણ અનાજ અથવા પશુ આપી મરનારના કુટુંબને સંતોષે તો પછી વેર વાળે નહિ. જે માણસ બીજાને જખમી કરે તેણે તેને સાજો થતાં લગી પાળવો જોઇએ. ચોરેલો માલ પાછો આપવો, અથવા તેનું મૂલ ભરી આપવું, પણ જે કંધપર બે વાર ચોરી સાબીત થાય તેને જાતિ બહાર કાઢી મૂકવામાં આવતો. એમની મોટામાં મોટી સજા એ હતી. વાંધા પતાવવાને દ્વંદ્વ યુદ્ધ કરતા, અથવા હથીઆરબંધ ટોળાઓ વઢતી, કે ઊકળતા તેલથી કે તપાવેલા લોઢાથી ધીજ કરતા, કે કીડીના દર ઉપર, કે વાઘના નખ ઉપર, કે ધીલોડીના ચામડા ઉપર સોગન ખવરાવતા. ઘરનો પિતા અપુત્ર મરી જાય તો તેની જમીન ગામના બીજા વડીલ પુરૂષોને વહેંચી આપવામાં આવતી; કેમકે સ્ત્રીને જમીનદાર થવાનો અધિકાર નથી, ને વળી જે કંધ પોતાને હાથે જમીનનો બચાવ કરી શકે નહિ તેને પણ તે અધિકાર નથી.

**કંધ લોકની ખેતી.**—હિંદુ લોક એક ઠેકાણે વશી ખેતી કરેછે, અને ઓછા સુધરેલા અનાર્ય લોક ખેતીનાં ઠેકાણાં થોડાવખતમાં બદલેછે એ બે રીતોની વચલી રીત કંધલોકની છે. જેમ ઓછા સુધરેલા અનાર્ય લોક જંગલનો કોઇ ભાગ બાળી ત્યાં થોડા પાક કરી બીજા ભાગમાં તેમ કરવા ઊપડી જાયછે તેમ કંધ લોક કરતા નથી, ને હિંદુઓ વંશપરંપરા તેનાં તેજ ખેતરો ખેડેછે તેમ પણ કરતા નથી. જમીનનો કસ ખાલી થઇ ગયેલો જણાય તેવારે તેને છોડી તેઓ બીજી જગ્યાએ જઇ વસેછે; તેમનાં કેટલાંક રહેઠાણોમાં એવો નિયમ હતો કે ચોદ વરસે ગામની જગ્યા તજી બીજે સ્થળે જઇ નવું ગામ વસાવવું.

**કંધ લોકનાં લગન, કન્યાહરણ.**—ઉજાણીમાં કે જમણવારમાં લોક મળ્યા હોય તે સમે બળાત્કારે કન્યાને લેઇ જવી એ કંધ લોકનું લગ્ન છે. વરનો બાપ તે કન્યાનું મુલ આપેછે, અને બહુધા મજબૂત તથા પોતાના દીકરાથી કેટલેક વરસે મોટી કન્યા પસંદ કરેછે. એ પ્રમાણે એ જાતમાં આશરે ચોદ વરસની ઉમરે છોકરી પરણેછે અને દશ વરસની ઉમરે છોકરો પરણેછે. વર મોટો થઈ તેની જોડે રહી શકે ત્યાંવેર વહુ સસરાના ઘરમાં ચાકર પ્રમાણે રહેછે. બાયડી ઘણું કરીને ભાયડાને વશ કરી તેનાપર ઘણી સત્તા મેળવેછે; એક બાયડી જીવતી હોય ત્યાં લગી તેની રજાવિના કંધ બીજી નારીને પરણી શકે નહિ.

**કંધ ગામોના દાસ.**—ખેતી અને યુદ્ધ એ બે વાનાં કરવાં કંધને ગમેછે ને બીજાં બધાં કામને તે ધિક્કારેછે, પણ દરેક ગામની જોડે નાનાં ઝુંપડાંની એક હાર હોયછે તેમાં વધારે નીચી જાતના લોક રહેછે. એ નીચી જાતને જમીનદાર થવાની, યુદ્ધે ચડવાની, અથવા ગામની દેવપૂજામાં સામિલ થવાની મના છે. આ ગરીબ લોક ગામમાં ગંદું કામ કરેછે, તથા

વણકર, લુહાર, કુંભાર, ભરવાડ, અને કલાલનાં કામ પણ તેઓ વંશાપરંપરા કર્યાં જાયછે. તેમની જોડે કંધો ભલાઈથી વર્તે છે અને વરો થાય તેનું જમણ તેમને માટે પાછળ રાખવામાં આવેછે. પરંતુ તેઓ કદી ઉંચ વર્ણમાં દાખલ થઈ શકે નહિ. જે કામ તેઓ કરેછે, તે કરવાથી કંધ પતિત થયો ગણાયછે, ને તેમનું રાંધેલું પણ કંધથી ખવાય નહિ. સપાટ પ્રદેશમાંથી આર્ય લોકે કંધ લોકને પાછા હઠાવી ડુંગરોમાં હાંકી કાઢ્યા તે વખતે એ ડુંગરોમાં કોઈ વધારે અણઘડ જાત વસતી હશે તેનો શેષ ભાગ એ છે એવું ધારવામાં આવ્યુંછે.

**કંધ લોકમાં નરમેધ.**—સંતાલ લોકની પેઠે કંધ લોકને પણ ઘણા દેવોછે, ગોત્રદેવો, જ્ઞાતિદેવો, કુળદેવો, અને ઘણાક અપદેવો અને અસુરો છે. પરંતુ ભૂદેવ કે પૃથ્વીદેવ એ તેમનો મોટો દેવ છે, અને તે સૃષ્ટિમાં ઉત્પન્ન કરનાર શક્તિ છે. વરસમાં બેવાર વાવણી કરતી વેળા અને કાપણી કરતી વેળા, તથા વિશેષ આફત કે દુષ્કાળને સમયે આ ભૂદેવને માણસનો ભોગ જોઈતો. કંધ લોકના દરેક ગામની પાસે નીચ વર્ણના લોક વસતા હતા તેમને માથે એ ભોગને માટે સપાટ પ્રદેશમાંથી માણસ ચોરી લાવવાનું કામ હતું. બ્રાહ્મણ અને કંધ એ બે જાતને એમાંથી બાતલ કરી હતી. બીજી હરકોઈ જાતનો આદમી એ બલિદાનને સારૂ ખપે એવો ધારો હતો. જૂનો નિયમ એ હતો કે **ભોગને કાજે આણેલા આદમીનું મૂલ આપવું જોઈએ.** તેને ગામમાં લાવતા તે વખતે પ્રત્યેક ઘરને ઊમરે સન્માન સહિત મિષ્ટાન્ન ભોજન કરાવવામાં આવતું. વધ કરવાનો દિવસ આવતાં સુધી તેની એ પ્રમાણે પરોણાચાકરી થતી. તે દહાડે ભોગ આપવાની ક્રિયા કરી તેને મારી નાંખતા, ને તે વેળા કંધ લોક તેના કાન આગળ બૂમો પાડી કહેતા કે 'અમે કીમત આપી તને ખરીદ્યોછે, તેથી અમારે શિર પાપ નથી!' ગામનાં

ખેતરોમાં નાંખવાને તેના માંસની અને લોહીની વહેંચણ કરતા.

**કંધ લોકની બ્રિટિશ રાજ્યમાં હાલત.**—૯૦ સને ૧૮૩૫ માં કંધ લોક આપણા રાજ્યમાં દાખલ થયા, અને તે વખતથી માણસના ભોગની બંધી કરીછે. તેમના ડુંગરોમાં સડકો કરીછે, અને ગુજરીઓ ભરાયછે. તેમની રીતભાતમાં જેમ બને તેમ થોડો હાથ ઇંગ્રેજ અમલદારો ઘાલેછે અને કંધ લોક હવે શાંત અને આબાદ થયાછે.

**ત્રણ અનાર્ય કુળો.**—ત્રણ હજાર વર્ષોની પૂર્વે આર્ય લોકે આ મુલક પર સવારી કરી તેવારે તેમણે જે જૂના લોકને જોયા, જેઓ અદ્યાપિ આખા હિંદમાં વિખરાયલા દેખાયછે, ને જેઓ ઇતિહાસના સમયની પહેલાંની દુનિયાના અવશેષ છે તેઓ ક્યાંથી આવ્યા હશે? તેમની કને લખેલા હેવાલ નથી. તેમની દંતકથાથી થોડુંજ જ્ઞાન મળેછે. પણ તેમની બોલી ઉપરથી જણાયછે કે તેઓ ત્રણ કુળના છે. એક કુળ તિબેટ અને બ્રહ્મદેશમાંથી ઇશાન ખૂણાને માર્ગે આવેલુંછે, અને તેમાંથી ઉત્પન્નથયેલી જાતો આજે પણ હિમાલય પર્વતની મર્યાદામાં વસેછે. બીજું કુળ કોલારી (કોળી) છે તે પણ ઇશાનના ઘાટોને રસ્તે બંગાળામાં પેઠેલું જણાયછે. હિંદનો જે અર્દ્ધ ભાગ દક્ષિણમાં આવ્યોછે તેની ત્રણ બાજૂવાળી ઉચ્ચ ભૂમિની ઇશાનમાં જે પહાડો છે તેઓમાં મુખ્યત્વે કરીને તેમનો વાસ છે. ત્રીજું દ્રવિડ કુળ છે તે સામે પડખે વાયવ્યકોણના ઘાટોને માર્ગે પંજાબમાં પેઠેલું જણાયછે. ત્રણ ખૂણીઆ ઉચ્ચ ભૂમિના દક્ષિણ ભાગમાં હિંદની દક્ષિણને છેડે કન્યાકુમારી સુધી તેઓની વસ્તી છે.

**અનાર્ય લોકનાં લક્ષણ.**—અનાર્ય જાતો જોડે ભલમનસાઇએ વર્ત્તવાથી તેઓ સાચા, નિમકહલાલ, અને માયાળુ ઘણું કરીને માલૂમ પડેછે. પહાડોમાં વસનારા લોકમાં સારા સિપાઈ

થવાના ગુણ છે; ને સપાટ પ્રદેશમાં ચોર જાતો છે તેઓને પણ ખબરદાર પોલીસ બનાવી શકાયછે. જે ફોજોએ દક્ષિણ હિંદ બ્રિટિશને જીતી આપ્યું તેના સિપાઇ મદ્રાસ ઇલાકાના અનાર્ય જાતોના હતા. જે પ્લાસીના સંગ્રામથી બંગાળ દેશ જીતાયો તેમાં પણ તેઓ વઢ્યા હતા. બહાદુર ગુર્ખા લોક હિમાલયની એક અનાર્ય જાત છે. તેમની પલટણો હિંદી ફોજમાં છે. તેઓ અતિ શૂરી પલટણોની પંક્તિએ છે, અને થોડા વખતપર અફગાનિસ્તાનમાં બહુ માન પામી હતી.

**અનાર્ય લોકોનું ભવિષ્ય.**—દુનિયાના ઘણા દેશોમાં જંગલી જાતોને સુધરેલી જાતોએ કચરી મારીછે અથવા મારી નાંખી છે. મેક્સિકો તથા પેરૂના મૂળવતનીઓની, ઉત્તર અમેરિકાના રાતી ચામડીવાળા લોકોની, અને આસ્ટ્રેલિઆ તથા ન્યૂઝીલાંડના મૂળ ભૂમિયાઓની ઘણે દરજ્જે એજ દશા થઇ છે. પરંતુ હિંદની અનાર્ય જાતો ઇંગ્રેજી અમલમાં ઘટવાને બદલે આબાદ થતી જાયછે. તેમના પર્વતોમાં અને જંગલોમાં થઇને રસ્તા પાડ્યાછે તથા ડુંગરોમાં બજાર ભરાયછે તેને લીધે નિર્વાહ કરવાનાં નવાં સાધન તેમને પ્રાપ્ત થયાંછે; અને સને ૧૮૭૨ તથા સને ૧૮૮૧ નાં વસ્તીપત્રકો પરથી જણાયછે કે તેમનાં છોકરાંની સંખ્યાનું પ્રમાણ બીજી હિંદી જાતોનાં છોકરાંની સંખ્યા કરતાં વધારે છે. તેઓ દ્રવ્યવાન થતા જાયછે તેમ તેઓ હિંદુ રિવાજો ગ્રહણ કરતા જાયછે અને તેઓમાંના ઘણા લોકો દરવર્ષે હિંદુ ધર્મની મીનમાં આવેછે. બીજા લોકો પોતાનો ધર્મ છોડી ખ્રિસ્તી ધર્મમાં દાખલ થાયછે અને સંભવિત લાગેછે કે બે ત્રણ જમાનામાં જે અનાર્ય જાતો પોતાના મૂળ રિવાજોને અને ધર્મક્રિયાઓને અદ્યાપિ વળગી રહીછે તેમનો કિંચિત્ અવશેષ માત્ર રહેશે. ઘણા અનાર્યોને સને ૧૮૮૧ ના વસ્તીપત્રકમાં હલકી વર્ણના હિંદુઓમાં ગણ્યાછે, અને ૧૮૭૨ ના

વસ્તીપત્રકમાંથી મૂળ ભૂમિઆઓના આંકડા ૩૦ મે પાને અને બીજે સ્થળે મેં ઉતાર્યા છે તે કરતાં સને ૧૮૮૧ ના વસ્તીપત્રકમાં શુદ્ધ મૂળ ભૂમિયાઓની ઘણીજ થોડી સંખ્યા બતાવેલી છે. એનો ખુલાસો એ છે કે સને ૧૮૭૨ માં વર્ગણીની જે પદ્ધતિ સ્વીકારી હતી તે પરથી મૂળ ભૂમિયાઓ સને ૧૮૮૧ ના વસ્તીપત્રકથી જણાયછે તેના કરતાં વધારે સંપૂર્ણરીતે જાતવાર જણાઈ આવતા હતા.

# प्रकरण ४ थुं.

## हिंदमां आर्य लोक.

**આર્યકુળ.**—વાયવ્ય ખૂણેથી પ્રાચીન કાળમાં કોઈ કુલીન જાત હિંદના પ્રથમના વસેલા લોકમાં ઘૂસતી જોવામાં આવેછે. પ્રતાપી **આર્ય** કે ઇન્ડો જર્મનિક કુળ, જેમાં **બ્રાહ્મણ**, **રજપૂત**, અને ઇંગ્રેજ એ સર્વે અવતર્યાછે તે કુળમાંની એ જાત હતી. એનો મૂળ વાસ **મધ્ય એશિયામાં** હશે એમ જણાયછે. એ સામાન્ય રહેઠાણમાંથી એ જાતની કેટલીક શાખાઓ પૂર્વ ભણી ચાલી અને કેટલીક પશ્ચિમ ભણી ગઈ. પશ્ચિમ તરફ ગયેલી શાખાઓમાંની એકે **પારસી** રાજ્ય સ્થાપ્યું; બીજીએ **આથેન્સ** અને **સ્પાર્ટા** વસાવ્યાં, અને તે **ગ્રીક** પ્રજા બની; એક ત્રીજી શાખા આગળ ઈટાલીમાં ગઈ ને ત્યાં સાત ડુંગરીપર નગર બાંધ્યું તે વધીને પાદશાહી **રોમ** શહેર થયું. એજ શાખાની એક ટુકડીએ ઐતિહાસિક કાળની પૂર્વે સ્પેનમાં જઈ રૂપાની ખાણો ખોદી; અને પ્રાચીન ઇંગ્લાંડ પ્રથમ જોવામાં આવેછે તેવારે ત્યાં કોઈ **આર્ય** વસ્તી ડાળીઓનાં હાડકાંથી માછલાં પકડતી અને **કાર્નવાલ**ની કલાઈની ખાણો ખોદતી દેખાયછે. એ દર્મિયાન **મધ્ય એશિયાના** મૂળ વાસમાંથી આર્ય કુળની બીજી શાખાઓ ઊગમણી દિશાએ ગઈ હતી. હિમાલયના ઘાટોને માર્ગે જબરી ટાળીઓ પંજાબમાં પેઠી અને આખા હિંદમાં પ્રસરી. એ ટાળીઓમાં મુખ્યત્વે **બ્રાહ્મણ** અને રજપૂત હતા.

**યૂરોપમાં અને એશિયામાં પ્રથમ વસનારી જાતોને આર્ય લોક જીતી લેછે.**—આર્ય શાખાઓ પૂર્વમાં અને પશ્ચિમમાં જ્યાં ગઈ ત્યાં જે લોકોને હાથ જમીન હતી તેઓ ઉ-

પર પોતાની શ્રેષ્ઠતા બતાવી. ભૂમધ્યસમુદ્રના કાંઠાની આસપાસ આર્ય લોકના વસવાની વાત એ પ્રાચીન યૂરોપનો ઇતિહાસ છે; અને અર્વાચીન સુધારો, એ બહોળા અર્થના બોલનો માયનો એજ છે કે એ જાતની પશ્ચિમ શાખાઓનો સુધારો. તેમજ આર્ય કુળની પૂર્વમાં ગયેલી જે શાખાઓ હિંદમાં વશી તેમનો ઇતિહાસ એજ હિંદનો ઇતિહાસ છે.

**પોતાના મૂળ સ્થાનમાં આર્ય લોકની અવસ્થા.**—મધ્ય એશિયાની અસલ છાવણીમાં આ કુલીન આર્ય જાતો કેવી હાલતમાં હતી તે વિષે થોડુંજ જણાયલુંછે. તેમના ઘણા વખતથી છૂટા પડેલા યૂરોપ અને હિંદમાંના વંશજની ભાષાઓમાં રહેલા શબ્દો પરથી પંડિતો અનુમાન કરેછે કે તેઓ પોતાનાં ઢોર સહિત ઘાસનાં અરણ્યોમાં ભટકતા અને અનાજના પાક કરવાને તેમાં લાંબા વખત સુધી મુકામ કરતા. ઘરકામનાં ઘણાં-ખરાં પશુઓને પાળેલાં હતાં; લોઢું તેમના જાણવામાં હતું; લુગડાં વણવાનો અને સીવવાનો એ બેઉ હુનરો તેમને આવડતા હતા; તેઓ લુગડાં પહેરતા, અને રાંધેલો ખોરાક જમતા. સમશીતોષ્ણ કટિબંધમાં સખ્ત મહેનત કર્યા સિવાય ગુજરાન ન ચલાવાય એવી અવસ્થામાં તેઓ રહેતા. એ કુળની પૂર્વ અને પશ્ચિમ એ બન્ને શાખાઓના સ્મરણમાં જૂનામાં જૂના વખતની વાતો છે તેઓમાં તેમને ટાઢ વાતી તે છે. ગરમ હિંદમાં આર્ય કવિઓએ વેદની પ્રાર્થનામાં દીર્ઘાયુષ્ માગ્યુંછે તેમાં 'શતમ શરદમ્' માગ્યાછે, એટલે સો શિયાળા સુધી જીવવાનું માગ્યુંછે.

**યૂરોપી અને હિંદી બોલીઓ આર્ય ભાષાના જુદા જુદા પ્રકાર માત્ર છે.**—ગ્રીક તથા રોમન લોકના, ઇંગ્રેજના અને હિંદુના પૂર્વજો એશિયામાં ભેગા રહેતા, તેમની બોલી જુદી ન હતી, અને દેવો પણ જુદા ન હતા. યૂરોપની અને

હિંદની ભાષાઓ પ્રથમ જોતાં તો એક એકથી બહુ ભિન્ન દેખાયછે, તથાપિ તેઓ મૂળની આર્ય બોલીમાંથી નીકળીને વધેલા ફાંટા છે. કુટુંબ સંબંધના સાધારણ શબ્દોને આ વિશેષે કરીને લાગુ પડેછે. બાપ, મા, ભાઇ, બેન અને વિધવાનાં નામ, ગંગાને કાંઠે, ટૈબરને કાંઠે, અને ટેમ્સને કાંઠે બોલાતી ઘણીખરી ભાષાઓમાં મળતાં આવેછે. ઉદાહરણ, દુહિતા અંગ્રેજીમાં ડૉટર—એ બોલ લગભગ તે બધીઓમાં છે. તે સંસ્કૃતમાં 'દૂધ દોહવું' એ શબ્દોના બે ધાતુ છે તેમાંથી બન્યોછે; જે કાળે અસલના આર્ય કુટુંબમાં બાળક દીકરી દૂધ દોહનારી હતી તે કાળ યાદ દેવરાવેછે.

**યૂરોપી અને હિંદી ધર્મોનું સામાન્ય મૂળ.**—યૂરોપ અને હિંદના પ્રાચીન ધર્મોનું મૂળ એકજ હતું. મધ્ય એશિયામાં વસતા હતા તેવારે આપણા સામાન્ય પૂર્વજોએ પુરાણ કથા સાંભળેલી તેપરથી કેટલેક દરજે તેઓ બન્યા હતા. વેદના કેટલાક દેવો ગ્રીસના અને રોમના દેવો હતા; અને આજે પણ કલકત્તાના બ્રાહ્મણો, ઈંગ્લાંડના પ્રોટેસ્ટંટ પાદ્રીઓ, તથા પીરૂના કાથોલિક પાદ્રીઓ પરમેશ્વરને જે નામોથી ભજેછે તેઓ એક પ્રાચીન આર્ય શબ્દ (દેવ, પ્રકાશપામનાર) પરથી થયેલાછે.

**હિંદી આર્યોનું પ્રસ્થાન અથવા પ્રયાણ.**—વેદના મંત્રો આર્ય કુળની હિંદી શાખાને અગ્નિ કોણમાં પ્રવાસ કરતી અને તેમના નવા ધામમાં આવેલી દર્શાવેછે. આરંભના મંત્રો તેમને ખૈબર ઘાટની ઉત્તરે કાબુલમાં દેખાડેછે; પછીના મંત્રો તેમને ગંગા સુધી પહોચેલા જણાવેછે. વચગાળાના મૂલકમાં તેમનું વિજયપૂર્વક આગળ વધવું થયું તેનું લગભગ દરેક ડગલું વેદના મંત્રોમાં દેખાયછે. પંજાબની પાંચ નદીઓમાં પાણીની ચાલુ આવક હોવાથી પોતાની ભટકતી ઢોરચાર હાલત છોડી દઈ એ આર્ય લોક ઠરી ઠામ રહેનારા ખેડૂત બન્યા. જે નદીઓએ

આ મોટો ફેરફાર કરવાને તેમને શક્તિમાન કર્યા તે નદીઓની વેદના કવિઓએ સ્તુતિ કરીછે. કદાચ એ ફેરફાર હરકોઇ પ્રજાના સુધરવામાં અતિ અગત્યનું પગલું છે. તેમણે ગાયું કે, 'સિંધુ, બહુ કીર્તિમાન, ધન આપનાર અમારૂં કહેવું સાંભળે; (અમારાં) પહોળાં ખેતરોને પાણીથી (રસાળ કરે).' જે પર્વતની શાખાઓની વાટે તેઓ હિંદમાં આવ્યા અને જેની તળેટીપર ઘણા વખતસુધી રહ્યા તે હિમાલય પર્વતની છાપ તેમની યાદદાસ્તપરથી જાય નહિ તેવી પડી. 'જેની વડાઇ હિમવાળાં (બરફવાળાં) શિખરો, સમુદ્ર અને આકાશ નદી પ્રસિદ્ધ કરેછે તેની' સ્તુતિ વેદના કવિએ કરીછે. હિંદમાં આર્ય લોક પોતાનો ઉત્તરનો વાસ કદી ભૂલ્યા નહિ. તેમના દેવો અને ગાંધર્વો (ગાનારા) ત્યાં વસતા; ત્યાં માણસને સ્વર્ગથી સુવાચાશક્તિ મળતી; ને હિમાલય પર્વતમાં ઊંચે દેવોને અને વીરોને વસવાનું સ્વર્ગ છે, ત્યાં ભલા અને શૂરા માણસો સદા વિરામેછે.

ઋગ્વેદ.—આર્યલોક પ્રથમ પંજાબમાં વસ્યા તેનું મોટું સ્મારક પુસ્તક ઋગ્વેદ છે. એ પૂજનીય મંત્રગ્રંથ ક્યારે બન્યો તે જાણવામાં આવ્યું નથી. પુરાવા વિના જૂનામતને માનનારા હિંદુઓ માનેછે કે તે અનાદિ છે, અથવા ઓછાંમાં ઓછાં ઇ૦ સનની પહેલાં ૩૦૦૧ વરસપર બનેલોછે. યૂરોપી પંડિતો ખગોળવિદ્યાથી મળેલાં વર્ષોપરથી અનુમાન કરેછે કે ઇ૦ સનની પૂર્વે શુમારે ૧૪૦૦ વરસપર તેનું રચાવવું ચાલતું હતું. વેદલખાતી વખતે પુરાતન કાળમાં બનેલી ગ્રહણાદિ બિનાઓ જ્યોતિષની ગણતરીથી ઊપજાવી તેમાં દાખલ કરી, વેદ જાણે તેજ પુરાતનકાળમાં રચાયા હોય એવો તેને ભાસ આપેલો લાગેછે. આપણે એટલુંજ જાણીએ છીએ કે ઇ૦ સન પહેલાં છઠ્ઠા સૈકામાં બુદ્ધ ધર્મનો ઉદય થયો તેની પૂર્વે ઘણા સમયથી વેદનો ધર્મ ચાલતો હતો. ઋગ્વેદસંહિતા એ ઘણો પ્રાચીન કાવ્યસંગ્રહ છે. એમાં ૧૦૧૭ સૂક્તો છે.

તે સૂક્તોમાં ૧૦,૫૮૦ મંત્રો છે. એ મંત્રોપરથી જણાયછે કે સિંધુને કાંઠે વસેલા આર્યોમાં ઘણાં ગોત્ર હતાં, અને તેઓ વખતે માંહેમાંહે વઢતાં ને વખતે સંપ કરીને કાળી ચામડીના અસલ વતનીઓની સામાં થતાં. પાછલા વખતમાં જ્ઞાતિનો (નાતનો) જે અર્થ થયોછે તેવે અર્થે તે સમયમાં જ્ઞાતિ નહતી. પ્રત્યેક કુટુંબમાં જે પિતા હોય તેજ પોતાના ઘરનો પુરોહિત એટલે ગોર હતો. ગોત્રના પિતાનું અને પુરોહિતનું કામ નાયક કરતો; પણ યજ્ઞયાગની ક્રિયામાં જે વિશેષ કુશળ હોય તેને મોટા પર્વપર લોકની વતી તે કામ કરવાને નાયક ઠરાવતો. રાજા ઠરાવવાનું કામ પણ લોકને હાથ હતું એવું દીસેછે: એ રાજાને તેઓ વિસ-પતિ કહેતા. વિસપતિ એટલે વસનારાનો મુખી કે ઉપરી. એ ઇલિકાબજૂની ફારસી બોલીમાં વીસ-પયિતિ અને યૂરોપના મધ્યભાગે લિટચુઇનિયાની બોલીમાં ઉવીએજ—પતિસ રૂપે આજે પણ હયાત છે. સ્ત્રીઓ ઊંચ અવસ્થાએ હતી; વેદનાં કેટલાંક અતિ સુંદર સૂક્તો સન્નારીઓનાં અને રાણીઓનાં રચેલાંછે. લગ્ન એ પવિત્ર કામ ગણાતું. વરવહુ બન્ને ઘરનાં ધણી (દમ્પતી) હતાં; ને દેવની ઉપાસના જોડે કરતાં. વરના મડદા જોડે વિધવાને બાળવાનો ચાલ નહતો; અને વેદના જે મંત્રોને પાછળથી બ્રાહ્મણોએ મરડી મચરડીને એ ચાલની મંજૂરી આપનાર ગણ્યાછે તેઓનો અર્થ કેવળ ઊલટો છે. શોક કરનાર વિધવાને વેદ મંત્રમાં આ પ્રમાણે કહ્યુંછે.—'ઊઠ બાઇ, આ જીવતા જગતમાં આવ. અમારી પાસે આવ. તારા પતિ પ્રત્યે તારા પત્નીધર્મ તેં બજાવ્યા છે'.

**વેદથી જણાતો આર્યલોકનો સુધારો.**—વેદના આર્યોમાં લુવાર, કંસારા, સોની, સૂતાર, હજામ અને બીજા કારીગરો હતા. તેઓ રથે ચઢી લડતા અને ઘોડે પણ બાહોશી રીતે ચઢતા, પણ એ વેળા યુદ્ધમાં હાથી વાપરવામાં આવતા નહિ. તેઓ

ખેડુત થઈ વશ્યા હતા, હળવડે ખેડતા હતા, ગામમાં ને નગરમાં રહેતા હતા. પરંતુ પોતાની ગાયો અને ગાયની કોહોડો સહિત ભમવાની રીત પણ તેમણે રાખી હતી. એ વખતમાં પશુ એ તેમનું મુખ્ય ધન હતું–દંડ આપવાનું નાણું પણ એજ હતું.–લાટિન ભાષામાં 'પેકુસ' એટલે પશુનું ટોળું એવો શબ્દ હતો તેપરથી નાણાને માટે 'પેક્યુનિઆ' બોલ નીકળ્યો તે વાત એપરથી યાદ આવેછે. વેદમાં વિગ્રહને માટે એક શબ્દ છે, તેનો અર્થ ગાય મેળવવાની ઇચ્છા થાયછે. હાલના હિંદુઓ ગોમાંસ ખાતા નથી, પણ વેદનાં આર્ય તે ખાતા હતા; સોમ નામે છોડનો દારૂ બનાવી પીતા; અને તેજ ભારે ખાન અને આકરૂં પાન દેવોને ધરાવતા. એમ એ લઢુ આર્યો ઊગમણ દિશાએ ઉત્તર હિંદમાં પ્રસર્યા. એજ જાતના પાછળ આવતા લોક તેમને આગળ હાંકી કાઢતા, અને આગલા કાળી ચામડીના દેશીઓને તેઓ હાંકી કાઢતા કે દાસ બનાવતા. એક નદીના પ્રદેશમાંથી બીજી નદીના પ્રદેશમાં તેઓ જથાબંધ બૈરાં છોકરાં સહિત કૂચ કરતા, દરેક ગૃહપિતા જોદ્ધો; ખેડુત અને ગોર; જોડે તેની નારી, છોકરાં અને તેનું ગોવારૂં.

**વેદના દેવો.**—આ ખુલ્લા દિલના માણસો પોતાપર અને પોતાના દેવોપર ઘણો ભરોસો રાખતા. બીજી વિજયી પ્રજાઓની પેઠે તેઓ પોતાને અને પોતાના દેવોને જીતાયલા દેશના લોકોથી અને તે લોકોનાં તુચ્છ અને બેડોળ દેવલાંથી બિલકુલ ઉત્કૃષ્ટ માનતા. હરકોઇ પ્રજાને ફતેહ મેળવવામાં આ ઉત્તમ આત્મનિષ્ઠા મોટી સહાયતા છે. સૃષ્ટિની મોટી શક્તિઓ એ તેમના દેવો હતા. સંસ્કૃત ધાતુ દિવ, અર્થ પ્રકાશવું, એ ઉપરથી દેવ શબ્દ બન્યોછે, માટે દેવનો શબ્દાર્થ પ્રકાશ પામનારા છે. **સ્વર્ગપિતાને**—સંસ્કૃતમાં દ્યઉશ-પિતર, રોમનો દિઇસ પિતર કે જ્યુપિતર, ગ્રીસનો ઝેઉસ; અને **આવરણ કરનારા આકાશ,**—

સંસ્કૃતમાં વરૂણ, લાટિનમાં ઉરાનસ, ગ્રીકમાં ઓરાનોસ. હર ચોમાસામાં અમૂલ્ય વરસાદ વરસેછે, અને તેનાઉપર સુકાળ કે દુકાળનો આધાર છે. એ વરસાદ જે વરાળનો બનેછે તે પાણીની વરાળ કે ઇંદ્રિના મંત્ર સર્વથી વધારે છે. એ વસનારાના ધ્યાનમાં તેમના નવા ખેડુતના ધંધાને માટે વરસાદની અગત્ય દિવસે દિવસે વધારે જણાઇ તેથી આસ્તે આસ્તે તે વેદના દેવો-માં મુખ્ય પદવી પામ્યો. 'ઓ ઇંદ્ર, દેવો તને પહોચતા નથી, ને માણસો પણ પહોચતા નથી; તું બળમાં બધાને જીતેછે'. મંત્રની સંખ્યા સંબંધી કદાચ ઇંદ્રથી ઉતરતો અગ્નિ છે. 'અગ્નિ દેવ (લાટિનમાં ઇગ્નિસ), સુર્વ દેવોથી બાળક સમૃદ્ધિનો ધણી અને દાતા છે.' તોફાનના દેવો મરૂત છે, 'જેઓ પર્વતને ધ્રૂજાવેછે, અને વનને ફાડી કકડા કરેછે.' ઉષા 'કુળવાન પ્રભાત' (ગ્રીકમાં એઓસ), 'આપણાપર તરૂણ વહુની પેઠે પ્રકાશેછે ને પ્રત્યેક પ્રાણીને પોતાના કામપર જવાને જગાડેછે.' ઉષાની આગળ ઉતાવળે સવારી કરનારા 'અશ્વિન' એ સૂર્યો-દયનાં પહેલાં કિરણો છે. તેઓ 'તેજના સ્વામી' છે. સૂર્ય, વાયુ, મિત્ર (એટલે તડકો અથવા દિવસનો હિતકારી સમય), યજ્ઞના કામની સોમવલ્લીનો રસ અને બીજા ઘણાકનું વેદમાં આવાહન કર્યુંછે,—સઘળા મળીને આશરે તેત્રીસ દેવો છે, 'જેમાંના અ-ગીઆર દેવલોકમાં વસેછે, અગીઆર પૃથ્વીપર, અને અગી-આર અંતરિક્ષમાં તેજસ્વી રહી વસેછે.'

**વેદમાં પરમેશ્વર વિષે વિચાર.**—અહિં આવી વસનાર આર્ય પોતાના પ્રકાશમાન દેવો જોડે ઘણાજ મિત્રભાવે રહેતો. તે રૂક્ષણ માગતો અને તેને ખાતરી હતી કે તે તેને મળશે. વળી પૃથ્વી અને આકાશની શોભા અને મર્મથી તેના મનપર ઊંડી અસર થતી. ખરે સૃષ્ટિના પ્રભાવથી તેનું મન એટલું બધું ભરપૂર હતું કે જે વેળા તે પોતાના પ્રકાશમાન દેવોમાંના

હરેકોઇની સ્તુતિ કરતો તે વેળા બીજા દેવ છે એવું તેના મનમાં ન હતું, અને નિયંતા પરમેશ્વર તેજ હોય તેમ તેનું વન્દન કરતો. મોટા દેવોમાં પ્રત્યેકને જેમાં પરમેશ્વર કહેલો એવા મંત્રોનાં ઉદાહરણ આપી શકાય; 'એ ઇંદ્રિ દેવો કે માણસો તને પહોચી શકતા નથી.' એક બીજા મંત્રમાં સોમને 'સ્વર્ગ અને પૃથ્વીનો રાજા અને સર્વને જીતનાર' કહ્યોછે. વરૂણને માટે પણ કહ્યું છે કે 'તું સર્વનો પ્રભુ છે, સ્વર્ગનો અને પૃથ્વીનો; જેઓ દેવ છે તે સર્વનો અને જેઓ માણસ છે તે સર્વનો તું રાજા છે.' માટે વેદના કવિઓમાં જેઓ વધારે જ્ઞાની હતા તેઓ એક પરમેશ્વર પૂજનારા કહેવાય, પણ સર્વ પ્રસંગે તેનો તેજ દેવ નહોતો.

**વેદનો એક મંત્ર.**—'આરંભમાં સુવર્ણ બાળક ઉદય પામ્યો. તે સર્વસ્વનો મૂળ જન્મેલો પ્રભુ હતો. તેણે પૃથ્વીને અને આકાશને સ્થાપન કર્યાં. કયા દેવને અમે અમારો હવિ અર્પણ કરીએ (ભોગ ધરાવીએ)?

'જે પ્રાણદાતા છે, જે બળદાતા છે; જેની આજ્ઞાં સર્વ પ્રકાશમાન દેવો માન્ય કરેછે; જેની છાયા અમરપણું છે, જેની છાયા મોત છે, તેને. કયા દેવને અમે અમારો હવિ અર્પણ કરીએ?

'જે પોતાની શક્તિ વડે શ્વાસ લેતા અને જાગૃત થતા જગતનો રાજા છે તેને. માણસ અને પશુ સર્વપર જે અમલ કરેછે તેને. કયા દેવને અમે અમારો હવિ અર્પણ કરીએ?

'જેના વડે આકાશ તેજોમય છે, અને પૃથ્વી દૃઢ છે તેને; જેનાવડે સ્વર્ગ, બલકે ઊંચામાં ઊંચું સ્વર્ગ સ્થાપન થયુંછે તેને; જેણે અજવાળું અને હવા જોઇએ તે પ્રમાણે આપ્યાં તેને; કયા દેવને અમે અમારો હવિ અર્પણ કરીએ?

'જેણે પોતાના સામર્થ્ય વડે જળ—મેઘની ઉપર (વાદળાંની

ઉપર ) પણ જોયું તેને; જે પોતે એકલોજ પરમેશ્વર છે ને બધા દેવોથી શ્રેષ્ઠ છે તેને. કયા દેવને અમે અમારો હવિ અર્પણ કરીએ ?'

**મુડદાં બાળવાનો ચાલ.**—મૂળ વતનીઓ પોતાનાં મુડદાંને પત્થરની બેડોળ ઘોરો નીચે દાટતા અને આર્યો, હિંદમાં તેમજ ગ્રીસ અને ઈટાલીમાં પોતાનાં મુડદાંને ચિતામાં બાળતા. મરનારનું કુળ ઇચ્છવાના કેટલાક સરસ મંત્રો છે,—'સિધાર તું. પ્રાચીન માર્ગે તું સિધાર, જે સ્થળે આપણા પિતૃ ગયાછે ત્યાં જા. પૂર્વજોને મળજે; જમરાજાને મળજે. તારી અપૂર્ણતાઓ તજી સ્વધામ જા; કોઇ શરીરમાં જોડાઈ જા; પ્રકાશમાન વસ્ત્રવાળું રૂપ ધારણ કર.' 'જેને માટે અમૃતની નદીઓ વહેછે તેમની પાસે એને જવાદો. જેમણે ધ્યાન વડે જય મેળવ્યોછે તેમની કને એને જવાદો; જેઓ પોતાના વિચાર અદૃષ્ટ ભણી દૃઢ કરી સ્વર્ગે ગયાછે, જેઓ યુદ્ધમાં બળવાન, જે વીરોએ બીજાને અર્થે પ્રાણ ખોયાછે, જેમણે પોતાનું દ્રવ્ય ગરીબને આપ્યુંછે તેમની પાસે એને જવાદો. પુનર્જન્મનું મત એમના સમયમાં નહોતું નીકળ્યું. ચિતાની આસપાસ કુંડાળું વળી ઋષિયો મંત્ર ભણી દૃઢ ભાવથી માનતા કે મરનાર સ્નેહી પાધરો સુખી અવસ્થા ભોગવવા અને તેની પહેલાં ગયેલાં વહાલાંને ભેળો થવા નક્કી ગયો. પાછળના અથર્વવેદના એક મંત્રમાં કહ્યુંછે કે,—' તું અમને સ્વર્ગે લઈ જા; ચાલો આપણી પત્નીઓને અને બાળકોને જઇ મળીએ.' 'સ્વર્ગમાં જ્યાં આપણાં વહાલાં સુખમાં વસેછે,—આ દેહના દોષ પાછળ મૂકી લંગડાપણાથી છૂટી અવયવની વક્રતાથી છૂટી,—ત્યાં આપણાં માબાપને અને આપણાં છોકરાંને જોઈએ.' 'પાણી છાંટનાર દેવતા તને ઉપર લેઇ જાઓ, વાયુમાં તેમની ઉતાવળી ગતિ વડે તને શીતળ કરો, અને ઝાકળ વડે તને છાંટો.' ' એને લેઈ

જાઓ, એને તેડી જાઓ; તેને તેની સંપૂર્ણ બુદ્ધિ સહિત પુણ્ય-લોકમાં જવાદો. જે અંધારી ખીણ તેની આસપાસ અમર્યાદ પ્રસરેલીછે તે ઓળંગી અજન્મ આત્મા સ્વર્ગે ચઢો. જેને પાપના ડાઘા લાગ્યાછે તેના પગ ધુઓ; તેને ચોખ્ખે પગે ઉપર જવાદો. અંધકારને ઓળંગી, ઘણી દિશામાં આશ્ચર્યથી નિહાળતા, અજન્મ આત્માને ઉપર સ્વર્ગે જવાદો.'

**પાછલાં વેદશાસ્ત્ર.**—આગળ વખત જતાં પ્રાચીન મંત્ર-સંહિતાથી એટલે ઋગ્વેદથી તૃપ્તિ થઇ નહિ. તેથી બીજા ત્રણ અનુષ્ઠાનગ્રંથો ઉમેરાયાથી ચાર વેદ થયા. જે ધાતુપરથી લાટિન શબ્દ 'વાઇડીયરી' જોવું; ગ્રીક 'કૈડો' કે ઓઇડા, હું જાણુંછું; અને ઇંગ્રેજી 'ઉવિસ્ડમ' હું જાણુંછું, થયાછે તેજપરથી વેદ શબ્દ થયોછે. બ્રાહ્મણોનો ઉપદેશ એવો હતો કે વેદ ઇશ્વરપ્રેરિત છે, અને 'પરમેશ્વરનું જ્ઞાન' એ વેદ શબ્દનો અર્થ છે. પ્રથમ ઋગ્વેદ હતો, અર્થાત્ સાદામાં સાદા રૂપમાં મંત્રો હતા. બીજો સામવેદ સોમયાગને સારૂ ઋગ્વેદના મંત્રોનો બન્યો. ત્રીજો યજુર્-વેદ છે. એમાં મોટા યજ્ઞોવખત ભણવાના ઋગ્વેદના મંત્રો છે, અને ગદ્ય વાક્યો પણ છે. એના બે આવૃત્તિમાં વિભાગ થયેલા છે. તેનાં નામ કૃષ્ણ યજુર્વેદ અને શુક્લ યજુર્વેદ છે. ઋગ્વેદને છેકે ઓછામાં ઓછા જૂના મંત્રો છે તેનો અને ત્યાર પછી બનેલા મંત્રોનો બનેલો ૪થો એટલે અથર્વવેદ છે.

**બ્રાહ્મણ નામે ગ્રંથો.**—ચારેમાંના પ્રત્યેક વેદના સંબંધમાં બ્રાહ્મણ નામે ગદ્યગ્રંથો છે. તેઓમાં યજ્ઞો વિષે અને પુરોહિ-તોને કરવાનાં કામ વિષે ખુલાસો છે. એ બ્રાહ્મણોને પણ વેદ-ની પેઠે ઇશ્વરપ્રેરિત પુસ્તક માન્યાંછે. એ વેદો અને બ્રાહ્મણો હિંદુ-ઓના ઇશ્વરપ્રેરિત ગ્રંથો છે—શ્રુતિ, શબ્દાર્થ પરમેશ્વરથી સાંભ-ળેલું, ઇશ્વરપ્રેરિત છંદોનું કામ વેદના મંત્રોથી સરતું. અને ઇશ્વરપ્રે-રિત ધર્મમતનું કામ બ્રાહ્મણોથી થતું. એમાં પાછળથી સૂત્રો ઉ-

મેરવામાં આવ્યાં. સૂત્રો એટલે કાયદા અને ક્રિયા વિષે ટૂંકામાં અર્થવાળાં વાક્યોની દોરડી. એ પછી ઉપનિષદો બન્યા. એમાં પરમેશ્વર અને આત્મા વિષે વિચાર લખ્યાછે; 'અરણ્યક એટલે અરણ્યમાં રહેનારા વૈરાગીઓને માટે ગ્રંથો.' અને ઘણો વખત વચમાં ગયા પછી પુરાણો 'કે જૂની કથાઓ' જોડાઇ. પરંતુ વેદની પેઠે એ સર્વ ઇશ્વરપ્રેરિત કે પરમેશ્વરથી સાંભળેલું (શ્રુતિ) ગણાતું નહિ. પણ માત્ર સ્મૃતિ એટલે સાંભરેલું ગણાતું.

**ચાર નાતો બની.**—એ દર્મિયાન ચાર નાતો થઇ હતી. પંજાબની પાંચ નદીઓના પ્રદેશમાં વસેલા પ્રાચીન આર્ય લોકમાં પ્રત્યેક ગૃહપિતા, ખેડુત, યોદ્ધો, અને પુરોહિત કે ગોર હતો. પરંતુ જે બુદ્ધિવાન કુળોમાં વેદના મંત્રો રચાયલા કે પાઠ થયેલા તેમને મોટા યજ્ઞ કરવાનું કામ આસ્તે આસ્તે રાજા સદા સોંપવા લાગ્યા. એવું સંભવેછે કે એ રીતે ગોરની જ્ઞાતિ ઉત્પન્ન થઇ હશે. આર્યો વધારે મૂલક જીતતા ગયા તેમ ભાગ્યશાળી યોદ્ધાને બીજાઓથી વધારે જમીન મળી અને તે પોતાને હાથ ન ખેડતાં જીતાયલા અનાર્યોપાસે ખેડાવી. એ રીતે ચાર નાતો બની. પહેલી ગોરની એટલે બ્રાહ્મણની, બીજી લડવૈયા કે રાજાની જોડે યુદ્ધે ચઢનારા સાથીઓની. એમને રજપૂત (રાજપુત્ર) કે ક્ષત્રી કહેતા અને એનો શબ્દાર્થ 'રાજકુળના' એવો થાયછે. ખેડુત થઇ વશ્યા હતા એ ત્રીજી નાત થઇ. જૂનું વૈશ્ય નામ હતું તેજ એમણે પોતાને માટે રાખ્યું. 'વિશ' ધાતુપરથી વૈશ્ય શબ્દ બન્યોછે. વેદના પ્રથમના સમયમાં બધા લોકનું એ નામ હતું. ચોથા શૂદ્ર કે જીતાયલા અનાર્ય લોકો; એ દાસ થયા. પહેલી ત્રણ જ્ઞાતો આર્ય વંશની હતી, અને તેમને માનવંતુ દ્વિજ એટલે બે વાર જન્મેલા એવું નામ આપવામાં આવ્યું હતું. એ ત્રણે નાતો યજ્ઞ વખત હાજર હોઇ શકે, અને ત્રણેને પૂજવાના પ્રકાશમાન દેવો એકજ હતા. 'કાળા વંશની દાસ જાતો'

વેદમાં કહીછે, તેઓને શૂદ્ર ગણીછે. વિજયી આર્ય દ્વિજોનો અને તેમનો ભેદ 'એકવાર જન્મેલા' એ અને બીજી તિરસ્કારની સંજ્ઞાઓથી કરવામાં આવતો. દેશના મોટા યજ્ઞ થતા ત્યાં તેઓને આવવા દેતા નહિ, અને યજ્ઞની પછી જમણવાર થતી તેમાં પણ તેઓને દાખલ નહોતા કરતા. દાસપણામાંથી તેઓ કદી છૂટી શકે નહિ; અને ખેતરનાં મહા મહેનતનાં અને ગામનાં કઠણ અને ગંદાં કામ તેમને માથે હતાં.

**બ્રાહ્મણ જ્ઞાતિની વડાઈ સ્થાપન થઈ.**—ચારે વર્ણોમાં બ્રાહ્મણ એટલે ગોર કે ગુરૂ વર્ગે ઉત્તમ પદવી ધારણ કરી. પણ હિંદની પ્રજામાં સર્વથી ઊંચા મનાવવામાં તેમને ક્ષત્રિય એટલે લશ્કરી લોક જોડે લાંબી વાર ઝઘડો કરવો પડેલો જણાયછે. એ વડાઈ તેમને ઈશ્વરથી મળીછે એવો બોધ કરી તેમણે તેને દૃઢ કરી. તેમણે જણાવ્યું કે બ્રહ્માએ જગત્ સરજ્યું તેવારે તેના મુખમાંથી બ્રાહ્મણ નીકળ્યા, બાહુમાંથી ક્ષત્રી, જાંગમાંથી કે પેટમાંથી વૈશ્ય અને ચરણમાંથી શૂદ્ર નીકળ્યા. આ કથા એટલે દરજે ખરી છે કે હિંદુ લોકનું બુદ્ધિબળ બ્રાહ્મણ હતા, હથીઆર પકડી લડનારા ક્ષત્રી હતા, અન્ન ઊપજાવનાર વૈશ્ય હતા, અને શૂદ્રો નીચે ચંપાયલા દાસ હતા, એમાં ફેર નથી. ગમે તેમ હોય, તોપણ બ્રાહ્મણોએ પોતાનો અધિકાર સ્થાપન કર્યા પછી તેનો ઉપયોગ ડહાપણથી કર્યો. વેદના જૂના સમયથી તેમણે માન્ય કર્યું કે જેઓ ધર્મગુરૂની ઉત્તમ પદવી ભોગવે તેમણે સંસારનો વૈભવ છોડી દેવો જોઈએ. ધર્માચાર્યનું કામ માથે લેતાં બ્રાહ્મણોએ રાજ્યાધિકારપરથી હાથ ઊઠાવ્યો. તેઓ દેવથી નીમાયલા પ્રજાઓના ઉપદેશક અને ભૂપતિઓના મંત્રી હતા, પણ તેઓ પોતે રાજા થઈ શકે નહિ. જેમ સેવા કરવી એ શૂદ્રની ફરજ હતી, જમીન ખેડવી અને મધ્ય વર્ગના વેપાર અને હુનર કરવા એ વૈશ્યનું કામ હતું; તેમ દેશના દુશ્મન સામે

વઢવું એ ક્ષત્રિયનો ધર્મ હતો, અને દેશના દેવોને સંતોષવા એ બ્રાહ્મણોનું કર્ત્તવ્ય હતું.

**બ્રાહ્મણના જન્મારાના ચાર આશ્રમ.**–પ્રતિદિવસે બ્રાહ્મણને એક પછી એક કરવાની ક્રિયા, અભ્યાસ, અને ફરજો હતી. તેમના આખા જન્મારાના ચોખ્ખા દેખાડેલા ચાર આશ્રમ ઠરાવ્યા હતા. તેઓ જન્મે ત્યારથી ધર્મને અર્થે બ્રાહ્મણ ન હતા, પણ બાલ્યાવસ્થા પૂરી થયે તેમને જનોઇ દેઇ દ્વિજ કરતા ત્યારે તેઓ બ્રાહ્મણ થતા. કોઇ મોઠી ઉમરના ગુરૂની પાસે રહી વેદ પાઠ કરવામાં, અગ્નિની સંભાળ લેવામાં, અને તે ગુરૂની સેવા કરવામાં તેમનું કિશોર વય, અને તરૂણાવસ્થાનો સમય જતો. આ બ્રહ્મચર્ય આશ્રમનો લાંબો અભ્યાસ પૂરો થયા પછી તે બીજા એટલે ગૃહસ્થાશ્રમમાં દાખલ થતો. હવે તે લગ્ન કરી ગૃહસ્થના ધર્મ બજાવતો. પરિવાર ઉછેરીને તથા સંસારનું અનુભવિક જ્ઞાન મેળવીને એ આશ્રમનું કાર્ય પૂર્ણ કર્યા પછી તે વનમાં રહેવા જતો. એ ત્રીજો કે વાનપ્રસ્થાશ્રમ હતો. વનમાં કંદમૂળ અને ફળાહારથી નિર્વાહ કરી તે પોતાની ધર્મસાધના વધારે ભાવથી કરતો. ચોથા આશ્રમમાં તે સંન્યાસી થતો. એ વેળા તે સંસારનો કેવળ ત્યાગ કરીને પોતાના મનને એવી અવસ્થામાં લાવવાનો પ્રયત્ન કરતો કે શરીરનાં સુખઃદુખ અને ગરજોની દરકાર ન રાખતાં બ્રહ્મમાં ભળી જવાપર તે આસક્ત થઇ જાય. આ ચોથા આશ્રમમાં વગર માગે જે આપે તે વિના બીજું કાંઇ તે ખાતો નહિ, અને સંસારની માયાની લાલચમાં પડાય નહિ માટે હરકોઇ ગામમાં એક દિવસથી વધારે વાર રહેતો નહિ. આખા જન્મારામાં તે પૂરી પરહેજગારી પાળતો; મદ્યપાન કરતો નહિ. સાદું ભોજન જમતો અને ઇંદ્રિયદમન કરતો; વિગ્રહના તોફાનથી તે વેગળો રહેતો, કેમકે લડવું એ તેનું કામ ન હતું, પણ પ્રાર્થના કરવી, અને પોતાના વિચાર

6

અભ્યાસમાં અને ધ્યાનમાં રોકવા એ તેનું કર્તવ્ય હતું. એક બ્રહ્મર્ષિ કહેછે કે 'આ જગત કેવું છે? કોઈ ઝાડના ડાળાપર પક્ષી રાત્રે બેસેછે ને સવારે ઊડી જાયછે તે ડાળા જેવું છે.'

**હમણાના બ્રાહ્મણ.**—આત્મ અભ્યાસ કરવામાં અને ઇંદ્રિયજીત રહેવામાં જીવતર કાઢવું એવો જે નિયમનો હેતુ છે તે દુનિયાના ઇતિહાસના પૂર્વ કાળમાં પાળનારા બ્રાહ્મણ હતા. ૩૦૦૦ વર્ષથી વંશપરંપરા ચાલતી કેળવણીનું અને મિતાહારનું પરિણામ હાલના બ્રાહ્મણ છે. આસપાસની વસ્તીથી કેવળ જુદો માણસજાતનો પ્રકાર એથી પ્રગટ થયોછે. કાંસા રંગી ગાલ અને મોટા અવયવવાળા તથા નવરાશપર પ્રેમ રાખનાર આર્ય વંશી રજપૂત એટલે લડાયક નાતથી, અને કાળી ચામડી, ચપટાં નાક, જાડા હોઠ, ટૂંકાં શરીર અને બંદૂકની ગોળી જેવાં માથાંવાળા નીચ અનાર્ય નાતોથી બ્રાહ્મણનો ભેદ વટેમાર્ગુ મુસાફરના જોવામાં પણ આવેછે. સુંદર ઘાટીલા હોઠ અને નાક, ગોરૂં મુખ, ઊંચું કપાળ અને કાંઈક નાળિએરના આકારની ખોપરીવાળો બ્રાહ્મણ—જે એમ સમજેછે કે શિષ્ટાચાર પોતામાંજ ભરેલોછે એવો માણસ—બન્ને વર્ગોના માણસોથી નોખો પડેછે. હથીઆરના બળથી દેશના લોકપર અધિકાર ન મેળવતાં વંશપરંપરાની કેળવણી અને મિતાહારથી જે વર્ગ તે મેળવેછે, તેનો આ દાખલો છે. એક પછી એક એમ જાતજાતના લોક હિંદઉપર સવારી કરી ફરી વળ્યા, રાજ્યવંશો ઉદય થયા અને અસ્ત પામ્યા, ધર્મ સ્થાપન થયા અને લય પામ્યા, પરંતુ ઇતિહાસનું પરોઢિયું થયું ત્યારથી બ્રાહ્મણ શાંતપણે અમલ કરેછે; તેઓ લોકને વશ રાખેછે, અને લોક તેમને પૂજેછે, તથા પરપ્રજાઓ તેમને હિંદી લોકમાં સર્વોત્તમ લક્ષણના ગણેછે. બ્રાહ્મણોએ જે સત્તા સંપાદન કરી તે ઘણે દરજ્જે તેમણે કરેલા ગુણનું ફળ હતું. તેમણે પોતાના આર્ય સ્વદેશીઓને સારૂ ઉત્કૃષ્ટ

ભાષા અને વિદ્યા ઊપજાવી. બ્રાહ્મણો ગોર અને તત્વજ્ઞાની હતા એટલુંજ નહિ, પણ તેઓ પોતાના દેશના કાયદા રચનારા વિદ્વાન, અને કવિ હતા. અસલના વતની લોકોપર, હિંદના ડુંગરોમાં અને વનમાં વસનારી જાતોપર તેમની સત્તા વધારે અગત્યની હતી. ચકમક અને પાષાણ-યુગના બાકી રહેલા આ જંગલી લોકોને તેમણે પ્રાચીન કાળમાં ધાતુ અને દેવોનું જ્ઞાન દીધું.

**બ્રાહ્મણોની ધર્મવિદ્યા.**—બ્રાહ્મણો માંહોમાંહે જલદી સમજવા લાગ્યા કે વેદના મંત્રોના જૂના દેવો પરમેશ્વર નહોતા, પણ કાવ્યકલ્પના છે. જ્યારે તેમણે એ વિષે વિચાર કર્યો ત્યારે તેમને માલૂમ પડ્યું કે સૂરજ, પાણીની વરાળ, ઘેરી લેતું આકાશ, વાયુ (પવન) અને ઉષા (પ્રભાત) એ દરેક જુદો અને સર્વોપરિ સરજનહાર હોઈ શકે નહિ, પરંતુ એ સઘળા એક આદિ-કારણથી ઉત્પન્ન થયેલા હોવા જોઈએ; વેદના દેવોનો જાહેર અનાદર કરી તેમણે બીજી અજ્ઞાન જ્ઞાતિઓને ગભરાવી દીધી નહિ. ઈશ્વરી શક્તિ દેખાડનાર તેનાં સુંદર કૃત્યો તરીકે તેમણે તે પ્રકાશમાન દેવોને માન્યા, અને તેમને નામે વિનયપૂર્વક યજ્ઞ કર્યા ગયા. તથાપિ બ્રાહ્મણોએ પોતાની જ્ઞાતિમાં એક અદ્વૈત પરમેશ્વરનો બોધ કર્યો. બાકીના લોકસમુદાયને ચાર નાતો, ચાર વેદ, અને ઘણા દેવો માનવા દીધા. તોપણ બ્રાહ્મણોમાં જેઓ ઊંડા વિચાર કરી શકે તેવા હતા તેમના લક્ષમાં ઉતર્યું કે આરંભમાં એક નાત, એક વેદ, અને એક પરમેશ્વર હતાં.

**હિંદુના ત્રણ મુખ્ય દેવ.**—વેદમાં દેવોના સેળભેળ થઈ ગયેલા જૂના સમૂહ હતા તેને ઠામે એક દેવ, અને તે દેવોનાં ગુણદર્શક ત્રણ ગંભીર રૂપ તેમાં બ્રહ્મા એ સરજાવનાર, વિષ્ણુ એ પાલન કરનાર, અને શિવ એ નાશ કરનાર અને ફરીને ઉત્પન્ન કરનાર, એવા વિચાર ઊઠ્યા. આ ત્રણેનાં મૂળ રૂપ વેદના દેવોમાં હતાં; અને અદ્યાપિ એ હિંદુ ત્રિપુટીનાં ત્રણ

મુખ્ય રૂપ છે. એ ત્રણમાંના પહેલા બ્રહ્મા, કે સરજાવનાર, એવા વિષયાતીત હતા કે લૌકિક દેવ થઈ શકે નહિ. ત્રણમાંના બીજા દેવ વિષ્ણુ વધારે ઉપયોગી અને હિતકારક હતા. એના દશ અવતાર થયેલા કહેવાયછે, અર્થાત્ તે ધરતીપર દશ વાર આવીને રહેલા મનાયછે. ત્રણ દેવમાંના ત્રીજા શિવને નાશ કરનાર અને ફરીને ઉત્પન્ન કરનાર માનેછે. એમ શ્રદ્ધાવાન માણસને મન મોત એ અવસ્થાનું બદલાવવું અને નવા ભવમાં પેસવું માત્ર છે. વિષ્ણુ અને શિવનાં ભિન્ન ભિન્ન નર અને નારી રૂપો એ હિંદુલોકના હાલના દેવતા છે.

**બ્રાહ્મણોનું તત્વજ્ઞાન.**—એ રીતે બ્રાહ્મણોએ હિંદી લોકને માટે ધર્મ રચ્યો. ત્યાર પછી તત્વજ્ઞાનનાં શાસ્ત્રો બનાવ્યાં. એ વિષય પર છ દર્શન (ષડ્દર્શન) એટલે જ્ઞાનનાં દર્પણ છે ને તેઓ ઇ૦ સનની પહેલાં ઓછાંમાં ઓછાં ૫૦૦ વરસપર રચાયાં હતાં. એમને પોતાનું વિદ્યામંડળ પણ હતું. ઇ૦ સનની પૂર્વે શુમારે ૩૫૦ વરસ પર સંસ્કૃતમાં રચાયલું પાણિનીનું વ્યાકરણ અદ્યાપિ એ ભાષાના અભ્યાસનો પાયો છે. આ બાબતમાં રોમન અને ગ્રીક લોકથી અને ગયા સૈકા સુધીમાં હરકોઈ યૂરોપી પ્રજાથી બ્રાહ્મણો ઘણા આગળ વધ્યા હતા. એમની સંસ્કૃત એટલે સંપૂર્ણ કરેલી ભાષા માત્ર પંડિત લોકના વાપરવામાં આવતી. એ ભાષાનું વધારે સારૂં રૂપ પ્રાકૃત કહેવાતું હતું ને તે સાધારણ લોકની બોલી હતી. આ જૂના પ્રાકૃતપરથી હાલની હિંદની બોલીઓ નીકળીછે. બ્રાહ્મણો તો હમેશ સંસ્કૃતમાં લખતા. વખત જતાં એ મૃત ભાષા થઈ. અર્થાત્ બોલાતી બંધ પડી, માત્ર ગ્રંથોની ભાષા રહી. માટે ધર્મના ગ્રંથો માત્ર બ્રાહ્મણોજ વાંચી શકતા કે નવા રચી શકતાં; એ પ્રમાણે હિંદમાં વિદ્યા માત્ર એમનામાંજ રહી.

**હિંદની વિદ્યા.**—ઇ૦ સન પહેલાં ૨૫૦ વરસ જેટલા જૂના

વખતમાં બે પ્રકારના મૂળાક્ષર હિંદમાં વપરાતા હતા. પરંતુ બ્રાહ્મણો પોતાની પવિત્ર વિદ્યા લખી રાખવા કરતાં મુખ પાઠથી ચાલુ રાખવાને વધારે પસંદ કરતા. સારા બ્રાહ્મણને વેદ અને બીજા ગ્રંથો મોઢે કરવાના હતા. આ કરવું વધારે સહેલું હતું; તેનું કારણ એ કે તે બધી વિદ્યા શ્લોકમાં હતી. બહુ પ્રાચીન કાળમાં વેદના મંત્રો રચાયા પછી શુદ્ધ, સાદું અને થોડામાં ઘણું સમાય તેવું ગદ્ય લખવાની રીત ચાલી હતી. પરંતુ બે હજારથી વધારે વર્ષોથી બ્રાહ્મણોએ પદ્યમાં પુસ્તકો રચ્યાંછે; અને હિંદમાં ગદ્ય લખવાનો હુનર જતો રહ્યોછે.

**બ્રાહ્મણોનું જ્યોતિષશાસ્ત્ર.**—વાર્ષિક યજ્ઞોના યોગ્ય દિવસ મુકરર કરવાને બ્રાહ્મણોએ આકાશી પદાર્થોની ગતિનું અવલોકન કર્યું. ત્રણ હજાર વર્ષોની પૂર્વે વેદના કવિઓએ સૌર વરસનો ઠીક વર્તારો કર્યો હતો. તેમણે વરસના ૩૬૦ દહાડા ઠરાવ્યા હતા, અને દર વરસે સવા પાંચ દિવસ એમાં ખૂટે તેને માટે દર પાંચ વરસે એક અધિક માસ ઠરાવ્યો. તેમને ચંદ્રની કળાનું, ગ્રહોની ગતિનું, અને રાશિચક્ર તથા રાશિઓનું જ્ઞાન હતું. ઈ૦ સ૦ પહેલાં ૩૨૭ માં ગ્રીક લોક ભરતખંડમાં આવ્યા તેવારે બ્રાહ્મણો ખગોળવિદ્યામાં ઘણા આગળ વધ્યા હતા, તથાપિ એ નવા આવનારા કનેથી વિદ્યા શીખવામાં તેઓ લજવાયા નહિ. બ્રાહ્મણોની ખગોળવિદ્યામાં પાંચ મત છે. તેમાંના એકનું નામ રોમક મત એટલે ગ્રીક વિદ્યા છે. પણ આગળ જતાં આ બાબતમાં હિંદુઓ ગ્રીક લોકથી ચઢિયાતા થયા. બ્રાહ્મણ જોષીઓની કીર્તિ પશ્ચિમ તરફ ફેલાઈ, અને ઈ૦ સને ૮૦૦ ને શુમારે તેમના ગ્રંથોના તરજુમા આરબોએ કર્યા ને તે માર્ગે તેઓ યૂરોપમાં પહોચ્યા. ઈ૦ સને ૧૦૦૦ માં મુસલમાનો હિંદને લૂંટવા અને ઊજડ કરવા લાગ્યા ત્યાર પછી બ્રાહ્મણોની વિદ્યાની પડતી થઈ. તોપણ વખતે વખતે હિંદ ખ-

ગોળવેત્તા ઉત્પન્ન થતા, અને તેમનાં નિરીક્ષાસ્થળો આજે પણ કાશીમાં અને બીજે ઠેકાણે જોવામાં આવેછે. સને ૧૭૦૨ માં પ્રખ્યાત ફ્રેંચ ખગોળવેત્તા ડીલા હેરે તારાની યાદી પ્રસિદ્ધ કરી હતી તેને હિંદી ખગોળવેત્તા રાજા જયસિંહે સુધારી હતી.

**બ્રાહ્મણોનું વૈદ્યકશાસ્ત્ર.**—બ્રાહ્મણોએ પોતાને માટે વૈદ્યકશાસ્ત્ર પણ રચ્યું. જેમ તેમણે પોતાના વાર્ષિક યજ્ઞોની તારીખો ઠરાવવાને કાજે આકાશી પદાર્થોનો અભ્યાસ કર્યો તેમ યજ્ઞોમાં જુદા જુદા ભાગ યોગ્ય દેવોને અર્પણ કરવામાં તેમણે જનાવરોના વધ કરવામાં શરીરવ્યવચ્છેદ વિદ્યાનો આરંભ કર્યો. વૈદ્યક વિદ્યાને તેમણે ઉપવેદમાં એટલે પાછળથી થયેલી ઈશ્વરપ્રેરિત વિદ્યા ગણી. જનાવરોનાં મડદાંને ચીરવામાં પ્રાચીન બ્રાહ્મણો દોષ ગણતા નહિ. વળી માંસને બદલે પાટલાપર મીણના થર કરીને તે વડે તથા છોડવાની ડાળીઓવડે છેદવાની યુક્તિઓ તેઓ વિદ્યાર્થીઓને શીખવતા. બૌદ્ધમતના અધિપતિઓએ માણસને અને પશુને સારૂ દવાખાનાં અને પાંજરાપોળો આખા હિંદમાં સ્થાપી હતી. તેઓ વ્યાધિઓનું અને તેઓના ઉપચારોનું જ્ઞાન મેળવવાનાં મોટાં સાધનો થઈ પડયાં.

વૈદ્યકવિદ્યામાં બ્રાહ્મણોએ ગ્રીક લોક પાસેથી કાંઈ જ્ઞાન મેળવ્યું નથી, પણ ગ્રીક લોકને તેમની પાસેથી મળ્યુંછે. ઈ૦ સન ૮૦૦ ને શુમારે સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતર અરબી ભાષામાં કરી અરબ લોકે તેમાંથી બ્રાહ્મણોની વૈદ્યક વિદ્યા લીધી. ૧૭ મા સૈકા સુધી યુરોપમાં વૈદ્યક વિદ્યાનો પાયો અરબી ગ્રંથો હતા. મધ્ય યુગોમાં વૈદ્યક વિદ્યાપર યુરોપમાં પુસ્તકો લખાયાં તેમાં ઘણીકવાર હિંદી વૈદ્ય ચરકના મતને પ્રમાણ ગણી જણાવવામાં આવ્યુંછે. ઈસુખ્રિસ્તની પહેલાં એ ચરક થઈ ગયો એવું ધરાયલુંછે.

**હિંદુ વૈદ્યક વિદ્યાની પડતી.**—બુદ્ધ ધર્મ જઈ અર્વાચીન

હિંદુધર્મ (ઈ૦ સ૦ ૬૦૦ થી ૧૦૦૦ સુધીમાં) સ્થાપન થયો ને તેની સાથે નાતની બહુ સખ્ત બેડીઓ ફરીને જડાઈ ત્યારથી બ્રાહ્મણો લોહી અને મૃત પદાર્થને અડવામાં વધારે છીટ માનવા લાગ્યા. વૈશ્ય એટલે ખેડુત જ્ઞાતિની મા અને બ્રાહ્મણ બાપથી ઉત્પન્ન થયેલી વૈદ્ય નામે નીચી નાતને તેમણે વૈદ્યનો ધંધો આપ્યો. મડદાંને અડકવાથી અને 'મુએલા બળદને ચીરીને જોવા વગેરેની' ક્રિયાથી એ વૈદ્ય જ્ઞાતિ પણ વધારે વધારે વેગળી રહેવા લાગી. વાઢકાપની વિદ્યામાં ચતુરાઈ મેળવવાને મડદાં ચીરવાની તો પહેલી જરૂર છે. બુદ્ધ ધર્મ પડી ભાગતાં ધર્માદા ઔષધશાળાઓ બંધ પડી તેથી પણ હિંદી વૈદ્યક વિદ્યાને ઘણી હાનિ થયેલી. મુસલમાનો ઈ૦ સને ૧૦૦૦ થી દેશ જીતવા લાગ્યા ત્યારથી નવા મતના પરદેશી વૈદ્યો દાખલ થયા. સંસ્કૃત પુસ્તકોના અરબી તરજુમામાંથી તેઓ એ વિદ્યા ભણ્યા હતા. હિંદુસ્તાનના મુસલમાન પાદશાહો તથા અમીર ઉમરાવોનો આશ્રય માત્ર મુસલમાન હકીમોનેજ મળવા લાગ્યો. હિંદુ વૈદ્યકવિદ્યાની પડતી વધતાં વધતાં એટલી વધી કે તે અંતે ગામડિયા વૈદ્યોને હાથ જઈ પહોંચી. એમના જ્ઞાનમાં થોડા જેવા તેવા સંસ્કૃત શ્લોક, વસાણાંની યાદી, જાદુના છુમંતર, અપવાસ, અને ઊંટવૈદું માત્ર રહ્યું. એવા વૈદ્યને બંગાળામાં કવિરાજ કહેછે, પણ બ્રિટિશ સરકારે સ્થાપેલી વૈદ્યક શાળામાં (મેડિકલ કાલેજોમાં) હવે હિંદુ વિદ્યાર્થીઓ પુષ્કળ ભણેછે, અને એ પ્રમાણે એ વિદ્યાનો ફરી ઉદય થવા માંડયોછે.

**હિંદી સંગીત શાસ્ત્ર.**—બ્રાહ્મણોમાં પોતાની સંગીત કળા પણ હતી. ઈ૦ સનની પૂર્વે કમમાં કમ ચારસેં વરસપર તેમણે સાત સ્વર કલ્પેલા તેઓ ઈરાનમાં થઈ અરબસ્તાનમાં ગયા. અને ત્યાંથી ઈ૦ સનના ૧૧ મા સૈકામાં યૂરોપના સંગીતમાં દાખલ થયા. મુસલમાની અમલમાં હિંદુ સંગીતની પડતી થઈ,

જુદી પદ્ધતિનું ગાયન શીખેલા યૂરોપી લોકને એ એના નાના પ્રકારના સ્વર વિભાગ અને ઉપસ્વરોને લીધે, મીઠું લાગતું નથી; પરંતુ તે ઘણું સ્વયંકૃત છે, અને વિદ્યા તત્વપર નિધા રાખી જોતાં મનોરંજક છે. હાલના સમયમાં સ્વદેશ હિતકારી દેશી ગૃહસ્થોએ હિંદી સંગીતને ખૂબ સજીવન કર્યુંછે, અને લાખો હિંદી લોકો એ ગાયનથી આનંદ પામેછે.

**બ્રાહ્મણોના કાયદા એટલે ધર્મશાસ્ત્ર.**—બ્રાહ્મણોએ કાયદાને પોતાના ધર્મનો ભાગ ગણ્યોછે. ઈ૦ સ૦ પહેલાં આશરે ૭૦૦ વરસપર રચાયલું ગૃહ્યસૂત્ર નામે પુસ્તક એમનું જૂનામાં જૂનું ધર્મશાસ્ત્ર (કાયદો) છે. ઈસ્વી સન પહેલાં શુમારે ૪૦૦ વરસપર બનેલી **મનુસ્મૃતિ**માં ઉત્તર હિંદના બ્રાહ્મણોની રૂઢીઓનો સંગ્રહ છે. એક બીજો પ્રખ્યાત સંગ્રહ **યાજ્ઞવલ્ક્યસ્મૃતિ** નામે ઓળખાયછે, તે મોડો બનેલોછે; કદાચિત્ ઈ૦ સનની પછી ૨૦૦ વર્ષો પર બન્યો હોય. આ સ્મૃતિઓ અને તેઓ ઉપર લખાયલી ટીકાઓને આધારે હિંદુઓનો ઘરવહેવાર અદ્યાપિ ચાલેછે. એમણે કાયદાની ત્રણ શાખા કરીછે, તેનાં નામ;( ૧ ) આચારાધ્યાય—ઘર અને સંસારના અધિકાર અને કર્ત્તવ્યો;(૨) વ્યવહારાધ્યાય—ન્યાય પ્રકરણ;(૩) પ્રાયશ્ચિત્તાધ્યાય-ધર્મને લગતાં પાપનાં પ્રાયશ્ચિત્તો કરવાની ક્રિયા અને તપ. એ શાસ્ત્રોમાં લગ્ન, વારસો અને આહાર વિષે ઘણા નિયમો છે. જુદી જુદી નાતો વચ્ચે કન્યા આપલે કરવાની અને જોડે જમવાની બંધી કરીને તેઓએ નાતોને ભળી જતી અટકાવીછે. લગભગ ઈશ્વરી કાયદા જેવા ગણી હિંદુઓએ તેઓને માન્યા; પ્રાચીન હિંદને સુધારનારા તરીકે બ્રાહ્મણોએ આ ધર્મશાસ્ત્રોનો લોકમાં પ્રસાર કર્યો, પરંતુ વાસ્તવિક જોતાં તેઓમાં માત્ર ઉત્તરના બ્રાહ્મણી રાજ્યોની રૂઢીઓ નોધીછે, અને હિંદની બધી જાતોને તેઓ લાગુ પડતાં નથી. શ્રેષ્ઠ સ્મૃતિકારોની સંમતિ એવી છે કે

હિંદના પ્રત્યેક દેશમાં ત્યાંના ધારા અને રીતો એટલે દેશાચાર પાળવા જોઇએ, અને એ પ્રમાણે તેઓ અનાર્ય લોકોના રિવાજો અને ધારાને ચાલવા દેવાની છૂટ આપેછે. ઉદાહરણ—બ્રાહ્મણોમાં સ્ત્રીને બે વર હોય તો લાજી મરવાનું થાય, પણ દક્ષિણ હિંદના નેર અને બીજી અનાર્ય જાતોમાં એમ કરવાનો ચાલ છે; માટે તે સશાસ્ત્ર એટલે કાયદા પ્રમાણે છે, અને એ લોકોમાં વારસાના ધારા એ ધારા પ્રમાણે ચાલેછે.

**બ્રાહ્મણોની કવિતા.**—બ્રાહ્મણો હિંદુ લોકનાં પવિત્ર કહેતાં ધર્મ પુસ્તકોના રાખનારા, તેમના તત્વવેત્તા, તેમના વિદ્વાનો, અને તેમના કાયદા બનાવનાર હતા એટલુંજ નહિ-તેઓ તેમના કવિઓ પણ હતા. તેમણે વરસવાર ઇતિહાસ લખ્યા નથી; પરંતુ પ્રાચીન વિગ્રહો, અને આર્ય શૂરવીરોનાં ચરિત્રો તેમણે વીરરસકાવ્યમાં વર્ણવ્યાં છે. એ કાવ્યોમાં બે અતિ પ્રખ્યાત છે તેનાં નામ, ૧. મહાભારત કે દિલ્હીના ભૂપતિઓની વાર્તા, અને ૨. રામાયણ કે આર્ય લોકે દક્ષિણપર કરેલી સવારીનું વર્ણન.

**મહાભારત.**—આ ગ્રંથમાં હિંદી વાર્તાનો પદ્યમાં કરેલો મોટો સંગ્રહ છે. એમાંની કેટલીક કથા વેદના મંત્રોના જેટલી જૂની છે. એની મુખ્ય વાર્તાનો સમય ઈ૦ સનની પહેલાં ૧૨૦૦ પછીનો નથી. પણ તેની હાલના આકારમાં થયેલી રચના કદાચિત્ ત્યારપછી એક હજાર વરસોપર થયેલી. મહાભારતમાં ૨,૨૦,૦૦૦ લીટીઓ છે એ જાણી તેના કદનો વિચાર મનમાં આવશે; હોમરના ઈલીઅડમાં પૂરી ૧૬,૦૦૦ લીટીઓ નથી, અને વર્જીલના ઈનીડમાં ૧૦,૦૦૦ થી ઓછી લીટીઓ છે.

**મુખ્ય કથા.**—મહાભારત પુસ્તકની મુખ્ય કે ગર્ભ વાર્તા તેનો ભાગ્યે ચોથો ભાગ રોકેછે; તે આશરે ૫૦,૦૦૦ લીટીઓમાં સમાયલો છે. ચંદ્ર વંશનાં બે કુટુંબો દિલ્હીની પાસેના કેટલાક મુલકને માટે વઢ્યાં તેનું બયાન એમાં છે. એ બંને કુટુંબો

ભારત કુળના પિત્રાઈ ભાઈઓ હતા, અને બેઉ એકજ ઘરમાં ઊછરેલા હતા. પાંચ પાંડવો પાંડુરાજાના પુત્રો હતા. શાપ થવાથી એ રાજા રાજપાટ પોતાના ભાઈ ધૃતરાષ્ટ્રને આપી હિમાલયમાં અરણ્યવાસ કરી રહ્યો અને ત્યાં મૃત્યુ પામ્યો. એની રાજધાની હસ્તિનાપુર એટલે હાથીનગરનું ખંડેર દિલ્હીની ઇશાને ૫૭ મૈલપર ગંગાના તજાયલા પાત્રની પાસે દેખાડવામાં આવેછે. તેનો ભાઈ તેને ઠામે રાજ્ય કરવા લાગ્યો. એ ભાઈને સો દીકરા હતા તેમણે કુરૂ નામે પૂર્વજપરથી કૌરવ નામ ધારણ કર્યું. ધૃતરાષ્ટ્રે પોતાના પાંચ ભત્રીજા વિષે પ્રમાણિકપણે વાલીનું કામ બજાવ્યું, ને તેમાંના વડાને કુળના રાજ્યનો યુવરાજ એટલે વારસ નીમ્યો. પોતાના કુંવરોને રાજ્યગાદી ન આપતાં ભત્રીજાને આપી તે માટે તે કુંવરો દુભાયા ને નારાજી થયા; એથી સો કૌરવ અને પાંચ પાંડવની વચ્ચે કજીઆ ઊઠ્યો તેની કથા મહાભારતનો મુખ્ય ભાગ છે.

**સહજ સાર**—પાંડવોને વનમાં મોકલવાની જરૂર સો કૌરવોએ પોતાના બાપને પાડી, અને વનમાં જઈ જે ઝુંપડામાં પાંડવ રહ્યા તેને કપટ કરી બાળી નાંખ્યું. એ આગમાંથી બચી પાંડવો બ્રાહ્મણને વેષે અહિં તહિં ભટકવા લાગ્યા, તેવામાં દ્રૌપદ રાજાને દરબારે સ્વયંવર થતો હતો ત્યાં તેઓ ગયા. ભેગા થયેલા રાજારાણા હથીઆર વડે કે ધનુષ્ય વડે પોતાનાં પરાક્રમ દેખાડે અને તેમાં જે જીતે તેને કન્યા વરે. જે ધનુષ્ય હરીફોમાંથી કોઇ વાળી ન શક્યું તે પાંડવોમાંના અર્જુને વાળ્યું, ને દ્રૌપદીએ તેને વરમાળ આરોપી. એ કુમારી પછી પાંચે ભાઈની પત્ની થઇ. તેમના ભલા કાકા ધૃતરાષ્ટ્રે તેમને પાટનગરમાં બોલાવી કુટુંબનાં રાજ્યોનો અર્દ્ધ ભાગ આપ્યો ને બાકીનો અર્દ્ધો પોતાના પુત્રોને સારૂ રાખ્યો. પાંડવો ઇંદ્રપ્રસ્થ નામે નવું નગર વસાવી ત્યાં રહેવા ગયા. એ ઇંદ્રપ્રસ્થ પછી દિલ્હી કહેવાયું. ત્યાંનું જંગલ સાફ

કરાવી તેમણે નાગ લોકને એટલે જંગલમાં વસનારી જાતોને હાંકી કાઢી. થોડા કાળ સુધી સલુક રહ્યો. પણ કૌરવોએ પાંડવોમાંના વડાભાઇ યુધિષ્ઠિરને (યુધિષ્ઠિર એટલે લડવામાં સુદૃઢ) જુગટું રમાડયા તેમાં તેણે પોતાનું રાજ્ય, પોતાના ભાઇઓ, પંડે, અને છેલ્લે દ્રૌપદી એ સર્વે ખોયાં. પરંતુ ધૃતરાષ્ટ્રે એમ દુષ્ટરીતે મેળવેલું સઘળું પાંડવોને પાછું અપાવ્યું. વળી કૌરવોએ યુધિષ્ઠિરને દ્યુત રમવાને ફસાવ્યા, તેમાં તે ફરીને રાજ્ય હાર્યા, ને ભાઇઓ તથા પત્નીસહિત બારવરસ સુધી તેમને પરદેશમાં રઝળવું પડયું. દેશ-નિકાલની મુદ્દત પૂરી થતાં પાંચ ભાઈઓ ફોજ સહિત પોતાનું રા-જ્ય જીતી લેવાને આવ્યા. ઘણીક લડાઇઓ થઇ ને દેવો અને દેવતાઇ વીરો યુદ્ધમાં સામિલ થયા. અંતે સોએ કૌરવ રણમાં પ-ડયા, અને પાંડવોના મિત્રો અને સગાંનો પણ કાળ થયો. માત્ર પાંચ ભાઈ બચ્યા. તેમને તેમના કાકા ધૃતરાષ્ટ્રે આખું રાજ્ય સ્વા-ધીન કર્યું. લાંબા વખત લગી રાજ્ય ભોગવી પાંડવો સુકીર્તિ પામ્યા અને મોટો અશ્વમેધ કરી ચક્રવર્તી મહારાજાધિરાજ પદ પામ્યા. પણ તેમનો ઘરડો અને આંધળો કાકો પોતાના સો દીકરાની કતલને માટે તેમને સદા મહેણાં માર્યા કરતો હતો. આખરે તેણે પોતાના જીવતા રહેલા પ્રધાનો, પોતાની વૃદ્ધ પત્ની, અને ભોજાઈ (પાંડવોની મા) ની જોડે વનમાંજ વાસ કર્યો, ને ત્યાં દવ સળગવાથી આ ઘરડાં ખોખાં આદમી તેમાં બળી મુઆં. પાંચ પાંડવ ભાઇઓને મન ખેદ અને પશ્ચાત્તાપ ઉત્પન્ન થવાથી રાજ્ય છોડી દઇ દ્રૌપદી તથા એક નિમકહલાલ કૂતરો જોડે લઇ તેઓ મેરૂ પર્વતમાં ઇંદ્રિનું સ્વર્ગ છે ત્યાં જવાને હિમાલયમાં ગયાં. જેમ આગળ ચઢતા ગયા તેમ આ શોકાતુર પ્રવાસીએ એકબછી એક મૃત્યુ પામ્યા. માત્ર જ્યેષ્ઠ ભાઈ યુધિષ્ઠિર અને તેનો કૂતરો સ્વર્ગની ભાગોળ સુધી પહોચ્યા. અંદર પેસવાનું આમંત્રણ તેને ઇંદ્રે કર્યું, પરંતુ યુધિષ્ઠિરે કહ્યું, મારી મયત પત્ની અને

ભાઈઓ વિના એકલો નહિ પેસું. ઈંદ્રે તેની પ્રાર્થના સ્વીકારી; પણ યુધિષ્ઠિરે કહ્યું કે મારા કૂતરાને જોડે આવવા દો તો અમે અંદર આવીએ. આ અરજ મંજૂર થઈ નહિ, ને સ્વર્ગની ઝાંખી કરવા દીધા પછી યુધિષ્ઠિરને નરકમાં નાંખ્યા. ત્યાં તેણે પોતાના ઘણાક સાથીઓને દુઃખમાં પડેલા જોયા. સ્વર્ગમાં એકલા સુખ ભોગવવા કરતાં એમની જોડે રહી એમનાં દુઃખમાં ભાગ લેવાનો તેણે ઠરાવ કર્યો. આમ આ છેલ્લી પરીક્ષામાં જય મળ્યા પછી માલૂમ પડ્યું કે એ સર્વ માયા છે. હવે બધી ટોળી એકત્ર થઈ સ્વર્ગમાં પેઠી. અહીં તેઓ ઇંદ્રની પાસે અનન્ત કાળ સુધી સુખ શાન્તિમાં રહેછે.

**મહાભારતનો બાકીનો ભાગ.**—હસ્તિનાપુરના રાજ્યને માટે થયેલા ઝગડાનો હેવાલ તો **મહાભારત**ના માત્ર ચોથા ભાગમાં સમાઈ રહેછે. બાકીના ભાગમાં ત્યાર પહેલાંના વખતની કથા, દેવોની વાતો, ક્ષત્રી જાતિ ને તેની ફરજોનું, તેમાં વિશેષ કરીને બ્રાહ્મણોને માન આપવાની તેમની ફરજનું, જ્ઞાન કરવાને ધર્મના વિષયોપર ઉપદેશો છે. સામટે મેળે જોતાં **મહાભારત** એ ઉત્તર હિંદના શૂરવીરના સમયના જ્ઞાનનો ભંડાર છે.

**રામાયણ.**—એ હિંદનું બીજું વીરરસકાવ્ય છે, અને આર્ય લોકો દક્ષિણમાં ગયા તેનું વર્ણન એમાં છે. એ કવિ વાલ્મીકનું રચેલું કહેવાયછે; અને એની મુખ્ય વાર્તાનો સમય જેવી તેવી ગણત્રી પ્રમાણે શુમારે ઈ૦ સનની પહેલાં ૧૦૦૦ વરસ પર છે. પણ તેને તેના હાલના આકારમાં ગોઠવ્યાને ઈસ્વી સનની પૂર્વે ઘણાં સૈકાં થયાં નહિ હોય. એમાંના કોઈ ભાગ **મહાભારત**ની પહેલાંના બનેલા હશે, પરંતુ આખા ગ્રંથનો તો તેના પછીના વખતમાં સંગ્રહ થયો હોય એવું દીસેછે. **રામાયણ**માં શુમારે ૪૮,૦૦૦ લીટીઓ છે.

**રામાયણનો સાર.**—**મહાભારતે** જેમ ચંદ્રવંશને પ્રખ્યાત

કર્યોછે તેમ રામાયણે વીરરસકાવ્યમાં અયોધ્યાના ( ઔદના ) સૂર્યવંશનો ઇતિહાસ વર્ણવ્યોછે. બંગાળાના મધ્યદેશને સામાડે સામસામે કે પૂર્વે અને પશ્ચિમ આવેલાં બીજાં સર્વેથી વધારે પ્રખ્યાત બે રાજ્યની કથા એ બે કાવ્યોમાં એ પ્રમાણે સાચવી રાખીછે. રામાયણના આરંભનાં પુસ્તકોમાં અયોધ્યા કે ઔદના રાજા દશરથના વડા કુમાર રામનાં ચમત્કારિક જન્મ અને બાળપણનું વૃત્તાંત છે; સીતાસ્વયંવરમાં શિવના મહાશક્તિવાન ધનુષને વાંકું વાળવાને મળેલા રાજારાણાએ કોશિશ કરી તેમાં રામ જય પામી સીતાને પરણ્યા તેનું વર્ણન છે; અને તેમના બાપ દશરથે તેમને ગાદીના વારસ (યુવરાજ) ઠરાવ્યા તેનું વૃત્તાંત છે. જનાનામાં ખટપટ ચાલી, તેનો અંત એવો આવ્યો કે દશરથની સર્વેથી નાની પત્નીએ એ ઠરાવ રદ કરાવી પોતાના કુંવર ભરતને યુવરાજ નીમાવ્યો, અને રામ અને તેની વહુ સીતા ચોદ વરસ લગી વનવાસ કરવાને ગયાં. દેશવટો પામેલું જોડું દક્ષિણે જતાં પ્રયાગ, હાલના અલાહબાદમાં આવેછે. એ સ્થળ આ વખતે તીર્થ ગણાઇ ચૂક્યું હતું. અહીંથી નદીપાર ઉતરી બુંદેલખંડનાં જંગલોમાં વાલ્મીકિના મઠમાં તેઓ જાયછે; તેમના આશ્રમનું સ્થાન આજે પણ અહીંના એક ડુંગરપર બતાવવામાં આવેછે. એવામાં રામના પિતાનો કાળ થાયછે; કાયદા પ્રમાણે રાજ્ય સૌથી નાના ભાઇ ભરતને મળેછે. પણ વડા ભાઇ ઉપર પ્રેમ રાખનાર ભરત તે લેવાની ના કહેછે, અને ખરા અધિકારી રામને પાછા આણવાને તેની પાછળ જાયછે. ભ્રાતૃહેતનો ઝઘડો થાયછે; ચૌદ વરસનો વનવાસ પૂરો થયે રાજ્ય લેવાને રામ પાછા આવે ત્યાંસુધી તેને નામે પૂર્વજોના રાજ્યનો વહીવટ કરવાનું અંતે કબૂલ કરી ભરત પાછા ફરેછે.

**આર્ય લોક દક્ષિણ ભણી જાયછે.**—રામાયણમાં અહીં સુધી અયોધ્યાના દરબારની સ્થાનિક વાર્તા માત્ર વર્ણવી

છે. ત્રીજા પુસ્તકમાં મુખ્ય કથાનો આરંભ થાયછે. છેક દક્ષિણનો મૂળવતની રાજા **રાવણ**, **સીતા**ની સુંદર કાંતિની કીર્તિથી મોહ પામેછે, અને **રામ** જંગલમાં ગયાછે, તેવામાં તેના આશ્રમમાં આવી તે બાઇને ઝાલી પોતાના મંત્રેલા રથમાં બેસાડી આકાશ માર્ગે લંકામાં લેઈ જાયછે. પછીનાં ત્રણ પુસ્તક (૪ થા, ૫ મા, અને ૬ ઠા) માં પત્ની ખોઇ બેઠેલા **રામે** તેને પાછી આણવાને કરેલી સવારીનું વર્ણન છે. દક્ષિણ હિંદની મૂળવતની જાતો જોડે મળી જઈ **રામ** મોટું લશ્કર ભેગું કરેછે. એ જાતોને વાંદર અને રીંછનાં નામ આપ્યાંછે. હિંદ અને લંકાની વચ્ચે સામુદ્રધુની છે તેને કપિસેનાપતિ **હનુમાન** કુદી જઈ **સીતા**ને શોધી કાઢેછે અને છલંગ મારી પાછો આવી તે ખબર **રામ**ને કરેછે. પછી સાંકડા સમુદ્રપર કપિસેના સેતુ બાંધેછે, અર્વાચીન ભૂગોલવિદ્યાનો **આદમનો પૂલ**, ને તેપર થઈ **રામ** લંકામાં જાયછે, અને દૈત્ય **રાવણ**ને હણી **સીતા**ને છોડવેછે. **રાવણ**ના મહેલમાં રહી તે સમયમાં પતિવ્રત ધર્મ પાળ્યો હતો એવું મુક્ત થયેલી પત્ની અગ્નિધીજ વડે સાબીત કરેછે. તે તત્વનો દેવ અગ્નિ પોતે તેને બળતી ચિતામાં ચલાવી તેના ધણીની પાસે તેડી ગયો; અને દેશવટાનાં ચૌદ વરસ પૂરાં થયાથી **રામ** અને **સીતા** જયપૂર્વક **અયોધ્યા**માં પાછાં આવેછે. ત્યાં મહાયશથી તેમણે રાજ્ય કર્યું; અને હિંદના ચક્રવર્તી રાજ્યાધિકારી તરફે **રામે** અશ્વમેધ કર્યો. પરંતુ દેશમાં દુકાળ પડવાથી **રામ**ના મનમાં સંદેહ આવ્યો કે **સીતા**ને હરણ કરનારને કબજે તે **લંકા**માં હતી તેવારે તેણીએ શિયળ પાળ્યું નહિ હોય. આ શકપરથી તેણે પતિવ્રતા **સીતા**ને કાઢી મૂકી. તે બાઈ ભટકતી **વાલ્મીકિ**ને આશ્રમે ગઈ અને ત્યાં તેને બે દીકરા સાંપડ્યા. સોળ વરસ દેશવટો ભોગવ્યા પછી **રામ** પસ્તાઇને તેની જોડે મનાયા, અને **રામ**, **સીતા**, અને તેમનાં સંતાન એકઠાં થયાં.

**પછીથી થયેલાં સંસ્કૃત વીરરસકાવ્યો.**—મહાભારત અને રામાયણ કહાણીઓથી ગમે તેવાં છવાયલાં છતાં તેઓમાં બંગાળાની મધ્ય ભૂમિ (મધ્ય દેશ) ના મહારાજાના ઇતિહાસ, તેઓનાં કુટુંબના કજીઆ, અને તેઓનાં દેશીય પરાક્રમ છે. પછીથી થયેલાં સંસ્કૃત વીરરસકાવ્યોમાં વીરચરિત્રને ઠામે દેવોની કથા વધારે આવતી જાયછે. તેઓમાં રઘુવંશ અને કુમારસંભવ પહેલી પદવીએ છે. તેઓનો રચનાર કાળિદાસ કહેવાયછે. અયોધ્યાના રાજા રઘુના સૂર્યવંશની અને વિશેષે કરીને તેના વંશજ રામની કીર્ત્તિ રઘુવંશમાં ગાઈ છે. કુમારસંભવમાં યુદ્ધના દેવ (કાર્તિકેય) ના જન્મનું વર્ણન છે. આ બન્ને કાવ્યો તેમના હાલના રૂપમાં ઇ૦ સ૦ ૩૫૦ ની પહેલાં રચાયલાં હોઈ શકે નહિ.

**સંસ્કૃત નાટક.**—ગ્રીસ અને રોમની પેઠે હિંદમાં નાટકના વેષ ઘણા જૂના કાળના, કદાચ વેદ વિધિના સમયનાં અણઘડ મૂગાં ચિન્હ ચાળા ઉપરથી નીકળેલા જણાયછે; 'નટ' ઉપરથી સંસ્કૃત શબ્દ નાટક બન્યોછે. 'નટ' નો અર્થ નાચનાર છે, પરંતુ સુધરેલા સમયનાં નાટકો હાલ આપણી પાસે છે તેઓ ઇસ્વી સનની પૂર્વનો ૧ લો સૈકો અને ઇસ્વી સનનો આઠમો સૈકો એ બેની વચ્ચેના વખતમાં રચાયલાં સંભવેછે. પાછલા વખતમાં જોડાયલાં બે વીરરસકાવ્યોનો બનાવનાર આગળ કહેવામાં આવ્યોછે તે કાળિદાસ સંસ્કૃત નાટકનો પિતા છે. હિંદુ દંતકથા એવી છે કે ઇ૦ સન પહેલાં ૫૭ માં ઉજ્જેનનો રાજા વિક્રમાદિત્ય હતો તેના દરબારમાં 'નવ રત્ન' હતાં તેમાંનું એક રત્ન એ હતો.

**શકુંતલા.**—કાળિદાસનું સૌથી વધારે પ્રખ્યાત નાટક શકુંતલા કે 'ખોવાયલી વીંટી' વિષે છે. પ્રાચીન વીરરસકાવ્યની પેઠે એની કૃતિ રાજદરબાર અને વનમાં આવેલા ઋષિ આશ્રમની

વચ્ચે વહેંચાયલી છે. ઉત્તમ **ચંદ્રવંશ**નો પૂર્વજ **દુશ્યંત** નામે રાજા હતો તે જંગલમાં જઇ રહેલા કોઇ બ્રાહ્મણની **શકુન્તલા** નામે કન્યાને પરણેછે. રાજનગર ભણી પાછો ફર્યા પહેલાં પોતાના પ્રેમની નિશાની દાખલ પોતાની વહુને એક વીંટી આપેછે; પણ શકુન્તલાને એક બ્રાહ્મણનો શાપ લાગ્યો હતો તેથી તેણે તે વીંટી ખોઇ અને તે પાછી જડતાં સુધી તેનો વર તેને ઓળખી શકતો નથી. શકુંતલાને પોતાના એકાંતવાસમાં દીકરો સાંપડેછે અને પોતાને તથા પુત્રને રાજા ઓળખી સ્વીકારે માટે તે તેના દરબારમાં જાયછે, પણ રાજા તેમને ઓળખતો નથી. ઘણો ખેદ અને દુઃખ પામ્યા પછી વીંટી જડેછે ત્યારે તે પોતાના ધણીની જોડે પાછી હળી મળીને સુખી થાયછે, અને તેનો પુત્ર ભરત મોટો થઇ પ્રતાપી થાયછે. **મહાભારત**માં જે **ચંદ્રવંશ**નાં પરાક્રમ વર્ણવેલાં છે તેનો મુખ્ય સ્થાપનાર એ **ભરત** હતો. **સીતા**ની પેઠે **શકુંતલા** પણ હિંદુ પતિવ્રતા વહુનું ઉદાહરણ છે; અને તેનો પ્રેમ અને તેનો ખેદ કદાચ ૧૮૦૦ વરસ લગી હિંદી લોકની અદ્ભૂત કથા હોઇને હાલના સમયના મોટા યુરોપી કવિ ગઅતેને હાથ એક વિષય થઇ પડયોછે.

**બીજાં નાટકો.**—બીજાં નાટકોમાંના એકનું નામ **મૃચ્છકટી** કે 'એલની શકટ' છે. આ દશ અંકી નાટક છે અને તેમાં નિરપરાધીનું ઊગરવું અને અપરાધીનું સજા પામવું એ જુનો વિષય છે, તથા **નળ** અને **દમયંતી** કે 'જુગારી રાજા અને તેની પતિવ્રતા નારી' ના કાવ્યની બાબત છે. હિંદનાં છાપખાનાંઓમાંથી દરવરસે ઘણાં નાટકો પ્રગટ થાયછે, ને તેમાંનાં ઘણાંક **મહાભારત**માંની કે **રામાયણ**માંની કોઇ કથાને આધારે રચાયલાં હોયછે.

**પશુવાર્ત્તા.**—જૂના વખતથી પશુની કહાણીઓ હિંદમાં લોકપ્રિય છે. **સંસ્કૃત પંચતન્ત્ર**નો કે પશુવાર્ત્તાના પુસ્તકનો

તરજુમો છેક ઈ૰ સનના ૬ઠ્ઠા સૈકામાં ફારસી ભાષામાં થયો હતો; અને ત્યાંથી તે યુરોપમાં આવ્યું. આજે ઇંગ્લાંડમાં અને અમેરિકામાં બાળકોને પ્રાચીન હિંદની પશુની વાતો કહેવામાં આવેછે અને તે તેઓને બહુ ગમેછે.

**સંગીત કવિતા.**—દેવોના અને વીરોના વીરરસ ઇતિહાસ ઉપરાંત **બ્રાહ્મણોએ** ઘણાંક ધાર્મિક કાવ્યો રચ્યાંછે. એમાં 'ગીત ગોવિંદ એટલે દૈવી ગોવાળનું ગીત' નામે છે. તે અતિ સુંદર છે, અને ઈ૰ સ૰ ૧૨૦૦ ને શુમારે જયદેવે રચ્યુંછે. પુરાણો એ ધર્મના વિષયોના પદ્યમાં જોડાયલા ગ્રંથોનો મોટો સમુદાય છે; તેઓનું વર્ણન આગળ ૧૧૭ મે પાને કરવામાં આવશે.

**બ્રાહ્મણોની સત્તા.**—મોટી ભણેલી નાત હોવાથી બ્રાહ્મણોની જે પદવી હતી તે તેમની લાંબી મુદ્દત સુધી રહેલી અને હાલ ચાલતી સત્તાને સમજવાને સદા યાદ રાખવાની જરૂર છે. તેમના ગોરપણાના પ્રાધાન્ય પર વારેવારે હુમલા થયાછે, અને લગભગ હજાર વર્ષોલગી તે ભાંગી પડ્યું હતું. પણ તેઓ બાવીસો વરસ થયાં હિંદના ગ્રંથો રચનારા, અને વિદ્વાનો, હિંદુ રાજા રાણાના મંત્રી, અને હિંદુ લોકના શિક્ષક છે. જે કેળવણી અને વિદ્યાને લીધે આટલી લાંબી મુદ્દતથી તેમને સત્તા મળી હતી તે કેળવણી અને વિદ્યા પ્રાપ્ત કરવાનો એકલા તેમનીજ નાતને હક્ક હતો તે બંધ પડ્યોછે; અને હમણા **મહારાણીની** તમામ જાતો અને વર્ગોની હિંદી પ્રજાઓ તે સંપાદન કરીશકે.

---

# प्रकरण ५ मुं.

**બુદ્ધધર્મ—ઈ૦ સ૦ પુર્વે ૫૪૩ થી ઈ૦ સ૦ ૧૦૦૦ સુધી.**

**બુદ્ધધર્મનો ઉદય, ઈ૦ સ૦ ૫૪૩.**—ઈ૦ સ૦ પે૦ ૬૦૦ વરસપર બ્રાહ્મણોએ પોતાની સત્તા સારા પાયા ઉપર સ્થાપન કરી હતી. પણ ત્યાર પછી હિંદમાં એક નવો ધર્મ ઉત્પન્ન થયો. એ ધર્મનો સ્થાપનાર **ગૌતમ બુદ્ધ** નામે પુરૂષ હતો તે પરથી તેનું નામ **બુદ્ધ ધર્મ** પડ્યું. એક હજારથી વધારે વર્ષો સુધી આ નવો ધર્મ **બ્રાહ્મણ ધર્મનો** પ્રતિસ્પર્દ્ધી હતો. ઈ૦ સનના નવમા સૈકાને શુમારે તેને હિંદમાંથી હાંકી કાઢવામાં આવ્યો. તોપણ તેને માનનારા હજી પચાસ કરોડ માણસો એશિયામાં છે, અને દુનિયામાં બીજા હર કોઈ ધર્મને માનનારાની સંખ્યાથી એને માનનારાની સંખ્યા વધારે છે.

**ગૌતમ બુદ્ધનું પુર્વ ચરિત્ર.**—ગૌતમ એ કપિલવસ્તુના રાજા **સુદ્ધોદનનો** એકનો એક કુંવર હતો. પાછળથી એનું નામ **બુદ્ધ-અર્થજ્ઞાની** પડ્યું. સુદ્ધોદન રાજા **શક્ય** લોકપર રાજ્ય કરતો હતો, અને તેનું રાજ્ય **કાશીની** ઉત્તરે ૧૦૦ મૈલપર અને બરફવાળા હિમાલયનાં શિખરોની નજર પહોચે તેટલામાં હતું. રાજાની મરજી કુમારને પોતાના જેવો વીર બનેલો જોવાની હતી. પરંતુ બાળ કુમાર પોતાના સોબતીઓની રમતોથી દુર રહી મહેલના બાગને ખૂણે ઓચરે એકાંતમાં પોતાનો વખત ગુજારતો. તથાપિ જ્યારે તે પુખ્ત ઉમરનો થયો ત્યારે બહાદુર અને હથીઆરો વાપરવામાં ચતુર માલુમ પડ્યો. સ્વયંવરમાં બધા હરીફોપર જય પામી તેણે સ્ત્રી પ્રાપ્ત કરી. થોડા વખત લગી સંસારનાં સુખ ભોગવવામાં પડી તેણે પોતાના બચપણના ધર્મ સંબંધી વિચારોને વિસારી દીધા. પણ રથમાં બેશી તે શાહેરમાં જતો ત્યારે ઘડપણ, રોગ અને મોતના

દેખાવથી તેના મનપર અસર થતી; અને એક સાધુની શાંતિ જોઈ તેને અદેખાઇ આવતી. એ સાધુએ આ સંસારનાં દુઃખ, શોક અને વિકારોને જીત્યાં હતાં. દશ વર્ષ પછી તેની પત્નીને પુત્ર સાંપડ્યો. એ એકજ દીકરો તેને થયો; આ નવું બંધન સંસાર જોડે પોતાને બહુ સજડ કરી લેશે એવો ડર લાગવાથી ત્રીસ વર્ષની ઉમરે ગૌતમ જંગલમાં જઈ ત્યાંની એક ગુફામાં વસ્યો. એવી વાત ચાલેછે કે તે પોતાની ભારજાના દીવાવાળા ઓરડા આગળથી પાછો ફરી ચાલ્યો ગયો, ને તેમાં જવાથી નવા જન્મેલા બાળકની નિદ્રાવશ થયેલી મા જાગે માટે તેને (બાળકને) જતી વેળાનું છેલ્લું વહેલું લાડ લડાવવાની ઇચ્છાને પણ દબાવી દઈ તેણે અંધારામાં ઘોડો દોડાવી મૂક્યો. રાત્રે ઉદાસીમાં પ્રવાસ કર્યા પછી પોતાનો નિમકહલાલ અસવાદાર સાથે આવ્યો હતો તેને પોતાનો ઘોડો તથા પોતાનાં ઘરેણાં આપી પોતાના બાપનીકને પાછો મોકલ્યો. ક્ષત્રી રૂપે રાખેલા કેશ કાતરી નાંખીને તથા માર્ગમાં કોઈ ગરીબ માણસ મળ્યો તેને પોતાનો રાજકીય પોશાક ઉતારી આપી તેનાં ફાટાં તૂટાં લૂગડાં લઈને પહેર્યાં, અને ઘરબાર વગરનો ભીખારી બનીને એકલો ચાલ્યો. આમ રાજ્યવૈભવ, વહાલી વહુ, અને નવો અવતરેલો દીકરો તજી ચાલ્યાં જવું એ "મહા વૈરાગ્ય" બુદ્ધ ધર્મપુસ્તકનો પ્રિય વિષય છે.

**બુદ્ધનો વનવાસ, ૩૦ થી ૩૬ ની વય.**—થોડા વખત લગી ગૌતમે પટના પ્રાંતમાં બે બ્રાહ્મણ મુનિઓનીકને અભ્યાસ કર્યો. તેમણે તેને બોધ કર્યો કે આત્માની શાંતિ દેહદમનથી માત્ર થાયછે. પછી તે ગયાની પાસે વધારે ઘાડા જંગલમાં જઈ વસ્યો ને ત્યાં છ વરસ લગી પાંચ શિષ્યોની જોડે તપ કરીને તેણે શરીરને ગાળી નાંખ્યું. બુદ્ધ ગયાનું દહેરૂં એ લાંબા તપનું ઠેકાણું દેખાડેછે. પરંતુ અપવાસથી અને

સ્વકાયાકષ્ટથી મનની શાંતિ ન પામતાં ધર્મ સંબંધી નિરાશામાં તે ડૂબ્યો. બૌદ્ધધર્મગ્રંથમાં લખ્યુંછે કે એ સમયમાં માણસ જાતનો દુશ્મન માર નામે અપદેવ સંદેહે તેની સાથે કુસ્તી કરતો હતો. પોતાનું બધું તપ કાંઇ કામનું છે કે નહિ એવા સંદેહથી વ્યાકુળ થઈ, સૂકાં હાડકાં માત્ર જેનામાં રહ્યાંછે એવો આ જોગી અચેત થઇ પૃથ્વી ઉપર પડ્યો. જ્યારે તે શુદ્ધિમાં આવ્યો ત્યારે તેના મનનો ક્લેશ જતો રહ્યો હતો. તેને લાગ્યું કે પહાડની ગુફામાં દેહદમન કરવામાં મુક્તિનો માર્ગ નથી, પણ માણસ જાતને ઉત્તમ રીતે વર્તવાનો ઉપદેશ કરવામાં છે. તેણે તપ છોડી દીધું. તેના પાંચ શિષ્યો આથી ત્રાસ પામી તેને તજી જતા રહ્યા; અને વનમાં તે એકલો પડ્યો. રાક્ષસો અગ્નિની જોત જેવાં હથિયારો સહિત તેની આસપાસ ભ્રમણ કરેછે અને તે શાંતિમાં વડ નીચે બેઠોછે એવું સ્વરૂપ બૌદ્ધશાસ્ત્રમાં વર્ણવ્યુંછે. જંગલમાંની આ માયામાંથી નીકળી તે બહાર પડ્યો; એ વેળા તેની શંકાઓ શમી ગઇ હતી ને તે ફરીને ઊઠી નહિ. પોતે શું કરવું તે હવે તેના સમજવામાં સ્પષ્ટ આવ્યું ત્યાર પછી તે બુદ્ધ (સર્વજ્ઞ) નામે ઓળખાયો.

**બુદ્ધનો જાહેર ઉપદેશ, ૩૬ થી ૮૦ ની વય સૂધી.**—મોટા કાશી નગરની પાસેના મૃગ-વનમાં બુદ્ધે પોતાનો જાહેર ઉપદેશ શરૂ કર્યો. બ્રાહ્મણો જેમ પવિત્ર જાતિના એક બે શિષ્યોને બોધ આપતા તેમ ન કરતાં તેણે લોકને બોધ કર્યો. તેના પહેલા શિષ્યો સાધારણ આદમી હતા, અને તેઓમાં જેઓ સર્વથી પહેલા થયા તેઓ સ્ત્રીઓ હતી. ત્રણ માસ પછી સાઠ ચેલા તેની પાસે ભેગા થયા. એમને તેણે પાસેના દેશોમાં આ શબ્દો કહીને મોકલ્યા—'હવે તમે જાઓ અને સર્વોત્તમ શાસ્ત્ર શીખવો.' વરસમાં આઠ મહીના ઉપદેશ કરવાને તે પ્રવાસ કરતો, અને ચોમાસામાં એટલે વરસાદની ઋતુમાં તે કોઈ એક

મુકરર જગામાં રહી ત્યાંની વાંસની ઝાડીમાંની તેની ઝુંપડીમાં લોકનાં ટોળેટોળાં તેનો બોધ લેવાને આવતાં તેમને ઉપદેશ કરતો. જે પાંચ જૂના શિષ્યો જંગલમાંથી દુઃખદાયક પરીક્ષાની વેળાએ તેને છોડી જતા રહ્યા હતા તેઓ પાછા આવ્યા. રાજા, રાણા, વેપારીઓ, કારીગરો, બ્રાહ્મણો, તપસ્વીઓ, ખેડુતો, શૂદ્રો, ઊંચી પદવિની કુલીન નારીઓ, અને કરેલાં પાપનો પસ્તાવો કરનારી બૈરીઓના ભળવાથી તેના શિષ્યોમાં ઉમેરો થયો. બાહાર, અયોધ્યા અને વાયવ્ય પ્રાંતોની પાડોશના જિલ્લાઓમાં બુદ્ધે ઉપદેશ કર્યો. પોતાના બાપના મહેલમાંથી તે ઘોડેસવાર થઇ નીકળ્યો તેવારે પ્રતાપી તરૂણ રાજકુમારને વેષે હતો. હવે ભટકતો ઉપદેશક, મેલાં પીળાં વસ્ત્ર પહેરેલાં, માથુ મુંડેલું ને હાથમાં ભિક્ષા લેવાનું તુમડું એવે રૂપે તે મહેલમાં તે પાછો આવ્યો. ઘરડા રાજાએ બહુ માનથી તેનો ઉપદેશ સાંભળ્યો. બુદ્ધ ગયો તે વેળા જે કુંવરનો જન્મ થયો હતો તે તેનો શિષ્ય થયો. જેના ઓરડાના ઊમરા આગળથી તે અંધારામાં નીકળી ગયો હતો તે વહાલી વહુ પ્રથમ થયેલી બૌદ્ધ આરજાઓમાં દાખલ થઇ.

**બુદ્ધનું મરણ અને તેના છેલ્લા બોલ.**--બુદ્ધે પોતાની ઉમરના ત્રીસમા વરસમાં મહાત્યાગ ગ્રહણ કર્યો. પોતાની જાતે લાંબા વખત સુધી તૈયારી કર્યા પછી છત્રીસ વરસની વયે તેણે પ્રસિદ્ધ બોધ કરવા માંડ્યો અને ચુમાળીસ વરસ લોકને ઉપદેશ કર્યો. પોતાના મોતનો સમય જણાવતી વખતે તેણે પોતાના શિષ્યોને આ પ્રમાણે કહ્યું--ઉમંગી થજો, વિચારવંત થજો, પવિત્ર થજો, તમારા પોતાના હૃદય ઉપર દૃઢ નિષ્ઠા રાખજો, જે આદમી શાસ્ત્રપ્રમાણે દૃઢતાથી વર્તે છે અને નીતિ પાળે છે, અને હિંમત હારતો નથી તે ભવસાગર તરશે, અને તેના સંતાપનો અંત આવશે. વળી તેણે કહ્યું કે 'દુનિયા બેડીથી સજડ

બંધાયલીછે'; જેમ કોઈ વૈદ્ય દેવી ઓસડ લાવીને બચાવે તેમ હું તેને મુક્તિ આપુંછું. મારી શિક્ષા ધ્યાનમાં રાખજો; બીજી બધી વસ્તુઓ વિકાર પામેછે, એ વિકાર પામતી નથી; હું તમને કાંઈ વધારે નહિ કહું. હું જવાને ઇચ્છુંછું. હું અનન્ત નિર્વાણ ઇચ્છુંછું.' ઉપદેશ કરવામાં અને એક શિષ્ય રડતો હતો તેને દિલાસો દેવામાં તેણે રાત ગાળી. એક હેવાલ પ્રમાણે તેના છેલ્લા બોલ આ હતા—'ઉદ્યોગથી તમારો મોક્ષ મેળવો.' ઇ૦ સ૦ પૅ૦ ૫૪૩ માં વડની છાયામાં એંશી વરસની ઉમરે શાંતપણે તેનો કાળ થયો.

**કર્મનો નિયમ**.—બુદ્ધના જયનો મર્મ એ છે કે તેણે લોકને આત્મોદ્ધારનો માર્ગ દેખાડ્યો. તેનો બોધ એ હતો કે મોક્ષમાર્ગ સઘળા માણસને સરખો ખુલ્લો છે, અને કોઈ કલ્પિત દેવોને સંતોષ્યાથી ઉદ્ધાર થતો નથી, પણ પોતાની કરણીથી થાયછે. એમ તેણે યજ્ઞો બંધ પાડ્યા, તથા પરમેશ્વર અને માણસની વચ્ચે મધ્યસ્થ હોવાનો દાવો બ્રાહ્મણો ગુરૂ તરીકે રાખતા હતા તે રદ કર્યો. તેણે ઉપદેશ કર્યો કે આ ભવમાં, બધા પાછલા ભવમાં, અને હવે પછી થવાના તમામ ભવમાં માણસની અવસ્થા તેનાં કર્મનું ફળ છે. માણસ જે વાવે તે લણે. જો હરકોઇ ભૂંડા કામને માટે સજા થયા વિના રહેતી નથી અને ભલા કામને સારૂ શુભ ફળ મળ્યાવિના રહેતું નથી તો ગુરૂથી કે પરમેશ્વરથી પ્રત્યેક કર્મનું પરિણામ અટકાવી શકાય નહિ. આ ભવમાં દુઃખ પડે કે સુખ મળે તે પાછલા ભવનું અનિવાર્ય પરિણામ છે; અહિં આ વેળા કર્મ કરીશું તે પ્રમાણે આવતા ભવમાં સુખ કે દુઃખ પામીશું. કોઈ પ્રાણી મરી જાયછે ત્યારે તેના ગુણ દોષ પ્રમાણે તે વધારે ઊંચી કે વધારે નીચી અવસ્થામાં જન્મેછે. બધા પાછલા ભવોમાં કરેલાં કર્મોનો કુલ સરવાળો એ ગુણ દોષમાં રહેલોછે. એમ જે માર્ગમાં

ભુત, વર્ત્તમાન અને ભવિષ્ય કાળમાં આપણું સકળ કલ્યાણ આપણાજ હાથમાં છે. તેમાં વ્યક્ત પરમેશ્વરની થોડીજ ગરજ છે.

**આત્માનું નિર્વાણ.**—બુદ્ધનું મત એવું હતું કે જીવતર થોડું કે ઘણું દુઃખદાયક હમેશ હોયજ; અને પ્રત્યેક સારા માણસનો હેતુ એ છે કે જન્મમરણની પીડાથી છૂટી અખિલાત્મામાં પોતાના પૃથક્ આત્માને ભેળી દેવો, આનું નામ "નિર્વાણ" શબ્દાર્થે "વિરામ." કેટલાક પંડિતો ખુલાસો કરેછે કે જેમ દીવો હોલવાઈ જાયછે તેમ આત્માનું હોલાઈ જવું એવો એનો અર્થ છે. બીજાઓ કહેછે કે માણસના પૃથક્ ભવનાં પાપ, પરિતાપ, અને સ્વાર્થનું શમી જવું એ આત્માનો છેલ્લો વિરામ છે. ધર્મશીલ બૌદ્ધમાર્ગી આ દુનિયામાં પવિત્ર ધ્યાનની સ્થિતિએ પહોંચવાનો પ્રયત્ન કરેછે અને પરલોકમાં અનન્ત શાંતિની આંશા રાખેછે. બુદ્ધનો ઉપદેશ એ હતો કે જીવતરમાં સન્માર્ગે વર્ત્તવાથી એ હેતુ પાર પડેછે; બ્રાહ્મણોના યજ્ઞને ઠામે તેણે મોટી ત્રણ ફરજો બતાવીછે તેનાં નામ,–૧ સંયમ, ૨ બીજા મનુષ્યપર હેત, ૩ બધાં ચેતન પ્રાણીઓના જીવને માન.

**બૌદ્ધમતનું ધર્મપ્રસારક રૂપ.**—બુદ્ધે પોતાના શિષ્યોને પ્રબોધ કર્યો કે તમારે પોતે સત્ય માર્ગે ચાલવું એટલુંજ નહિ, પણ બધા માનવને તેનો ઉપદેશ કરવો. આરંભથી બૌદ્ધધર્મ પ્રસારક છે. સાઠ શિષ્યોને બોધ કરવાને મોકલ્યા એ બુદ્ધના પ્રજાઉપદેશકપણાનાં પહેલાં કૃત્યોમાંનું એક કૃત્ય હતું. બધી પ્રજાઓમાં મફત ઉપદેશ કરવા જવાને માટે તેણે જતીઓનો પંથ સ્થાપ્યો. બ્રાહ્મણોએ પોતાના વિધિ માત્ર આર્ય જ્ઞાતિઓના દ્વિજને માટે રાખ્યા, પણ બૌદ્ધ માર્ગ તો એ વર્ગોને અને નીચલી નાતોના તમામ લોકને માટે હતો એટલુંજ નહિ, પરંતુ હિંદની અનાર્ય જાતો અને છેલ્લે આખા એશિયાની વસ્તીને માટે હતો.

**પહેલી અને બીજી સભા.**—ઈ૦ સ૦પે૦ ૫૪૩માં બુદ્ધનો કાળ થયો ત્યારે તેનાં વચન એકઠાં કરવાને તેના પાંચસેં શિષ્યો પટનાની પાસેની એક મોટી ગુફામાં ભેગા ગયા. આ પહેલી બૌદ્ધ સભા હતી. તેમણે પોતાના ગુરૂના ઉપદેશને ત્રણ વર્ગ પાડીને ગાયા; બુદ્ધે પોતાના શિષ્યોને કહેલાં વચન; તેની નીતિના નિયમ; અને તેના માર્ગના મત. બુદ્ધના ઉપદેશના ત્રણ સંગ્રહ થયા; બૌદ્ધ સભાને માટે જે બોલ છે તેનો શબ્દાર્થ 'જોડે ગાવું' છે.

સો વરસ પછી તેના મતને વધારે અનુસરનારા અને ઓછા અનુસરનારાની વચ્ચેના વાંધા પતાવવાને ઈ૦ સ૦ પે૦ ૪૪૩ માં સાતસેં શિષ્યોની બીજી બૌદ્ધ સભા મળી.

**અશોક.**—એ પછીનાં બસેં વરસમાં બૌદ્ધ મત ઉત્તર હિંદમાં ફેલાયો. આશરે ઈ૦ સ૦ પે૦ ૨૫૭ માં **મગધ** કે **બહાર**નો રાજા અશોક એ પંથમાં ભળી તેનો હોંસીલો શિષ્ય થયો. સિકંદરની છાવણીમાં આવેલા ચંદ્રગુપ્તની વાત આગળ કહેવામાં આવશે તેનો પૌત્ર અશોક હતો. એવું કહેવાયછે કે તેણે ૬૪,૦૦૦ બૌદ્ધ ગોરજીઓને આશ્રય આપ્યો હતો, તેણે ઘણા અપાસરા સ્થાપેલા કહેવાયછે; અને તેનું રાજ્ય આજે પણ મઠભૂમિ (વિહાર કે બિહાર) કહેવાયછે. પછીના વખતમાં રાજાધિરાજ કાન્સ્ટન્ટાઇને ખ્રિસ્તિ ધર્મને માટે જે કર્યું તે અશોકે બૌદ્ધ ધર્મને સારૂ કર્યું–તેને તેણે રાજ્યધર્મ કર્યો. એ પાર પાડવાને તેણે પાંચ ઉપાય કર્યા. (૧) બૌદ્ધ માર્ગના નિર્ણય કરવાને સભા કરી; (૨) તેનાં મૂળતત્વોનાં જાહેરનામાં પ્રગટ કર્યાં, (૩) તેને ચોખો રાખવાની તજવીજને વાસ્તે અધિકારી નીમ્યા; (૪) તેના મતનો પ્રસાર કરવાને સાધુઓ મોકલ્યા; (૫) બૌદ્ધ મત શાસ્ત્રનું પ્રમાણિક શોધન કરાવ્યું.

**અશોકનાં કૃત્યો.**—ઈ૦ સ૦ પે૦ ૨૪૪ માં અશોકે એક

હજાર વડીલોની ત્રીજી બોદ્ધ સભા પટનામાં બોલાવી. બૌદ્ધ જતીનું પીળું વસ્ત્ર ધારણ કરી નઠારા માણસોએ બુદ્ધના બોધને નામે પોતાના મત પ્રગટ કર્યા હતા. આ ખોટારૂં હવે સુધર્યું; અને દક્ષિણ એશિયાનો બૌદ્ધ માર્ગ વાસ્તવિક જોતાં અશોકની સભાના વખતનો છે. આ સભાની પહેલાં અને પછી તેણે પોતાના આખા રાજ્યમાં એ પંથનાં મુખ્ય મૂળતત્વો કેટલાંક આજ્ઞાપત્રોમાં પ્રસિદ્ધ કર્યાં. આ રાજ્ય ઉપદેશોમાંના ચાળીસ અદ્યાપિ આખા હિંદમાં સ્તંભોપર ગુફાઓમાં અને ખડકો ઉપર કોતરેલાંછે. ન્યાય અને ધર્મ ખાતે એક પ્રધાન નીમી તેના હાથ નીચે એક ખાતું સ્થાપ્યું. ધર્મ શુદ્ધ રહે માટે તેપર નજર રાખવી અને તેનો પ્રસાર કરવાનો રસ્તો દેખાડવો એ તેનું કામ ઠરાવ્યું. રસ્તાપર કુવા ખોદાવવા અને ઝાડ રોપાવવાં. માણસને માટે ધર્મશાળા અને જનાવરોને કાજે પાંજરાપોળ કરાવી. કુટુંબોની રહેણી ઉપર અને લોકની નીતિ ઉપર તપાસ રાખવાને તથા તરૂણ જનોને અને સ્ત્રીઓને ભણાવવામાં ઉત્તેજન આપવાને અમલદારો નીમ્યા. તમામ માણસ જાતને બૌદ્ધ ધર્મમાં આણવા એ મારૂં કર્ત્તવ્ય છે એમ અશોક ધારતો. 'મ્લેચ્છ દેશોમાં છેક દૂરની હદ સૂધી બધા નાસ્તિક લોકમાં ભળી જઇ' ધર્મનો ફેલાવો કરવાને ધર્મપ્રસારકો કેવી રીતે તેણે મોકલ્યા તે પર્વતોપરના લેખોમાં નોંધેલુંછે. ક્ષત્રી, બ્રાહ્મણ અને ભીખારી, ત્રાસદાયક અને નિન્દિત એ સર્વમાં, સ્વરાજ્યમાં અને પરદેશોમાં સરખી રીતે ભળી તેમને તેમણે શ્રેષ્ઠ વાત શીખવી. પણ પ્રબોધથી વશ કરી ધર્મ બદલાવવો, તરવારથી બદલાવવો નહિ. દુનિયાના પ્રસરિત ધર્મમાં સૌથી બહુજ વધારે પ્રસરિત બૌદ્ધધર્મ હતો, અને સૌથી અનવરોધક હતો. વળી અશોકે પોતાના ધર્મનો પ્રસાર કરવાનો પ્રયત્ન કર્યો એટલુંજ નહિ, પણ તેણે તેના મતોને શુદ્ધ રાખવાના ઉપાય

કર્યા; બિહારે ( બહાર ) માં તેના રાજ્યના મધ્ય ભાગની માગધી ભાષામાં તેણે બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રોનો પ્રામાણિક પાઠ સંગ્રહ કર્યો. દક્ષિણના બૌદ્ધનું મુખ્ય શાસ્ત્ર બે હજાર વર્ષોથી આ ભાષાંતર છે.

**કનિશ્ક.**—બૌદ્ધમતની ચોથી અને છેલ્લી મોટી સભા સિથિઅન રાજા કનિસ્કના આશ્રય નીચે મળી હતી. એ રાજા વાયવ્ય હિંદમાં શુમારે ઈ૦ સ૦ ૪૦ માં રાજ્ય કરતો હતો. એણે ધર્મ પુસ્તકોનું પુનઃ શોધન કર્યું, અને તિબેટ, તાર્તરી અને ચીનના ઉત્તર બૌદ્ધ ધર્મીઓ પાસે પુસ્તક છે તે એનું ભાષાંતર છે. એ દર્મિયાન બૌદ્ધ ધર્મપ્રસારકો આખા એશિયામાં બોધ કરતા હતા. ઈ૦ સ૦ પે૦ ૨૪૪ ને શુમારે અશોકનો પુત્ર દક્ષિણના બૌદ્ધોનું આ પવિત્ર શાસ્ત્રોનું તેના પિતાનું પુસ્તક સિંહલદ્વીપમાં લેઇ ગયો, ને ત્યાંથી પછીના વખતમાં બ્રહ્મદેશ અને પૂર્વ આર્કિપેલગોના ટાપુઓમાં તે ફેલાયું. કનિસ્કની સભાએ ઠરાવેલો ઉત્તર ગ્રંથ ઈ૦ સ૦ ૬૫ માં ચીનદેશનો રાજ્યધર્મ થયો; અને તિબેટથી જાપાન સુધી ઉત્તર બૌદ્ધ માર્ગીઓ અદ્યાપિ તેને માનેછે. બૌદ્ધ પંથના વિધિ અને મતો પશ્ચિમ ભણી પણ ફેલાયા, અને પ્રથમના ખ્રિસ્તિ ધર્મ ઉપર તેમણે અસર કરી.

**બૌદ્ધ મત પ્રજાનો સામાન્ય ધર્મ.**—એ પ્રમાણે અશોકની અને કનિસ્કની સભાઓએ બૌદ્ધ માર્ગને રાજ્યધર્મ બનાવ્યો. એ ધર્મે જાતિભેદનો ઉચ્છેદ કર્યો નહિ. ઊલટું તેમાં તો માબાપની આજ્ઞા પાળવી અને સર્વ માણસ અને જનાવરોપર માયા રાખવી, એની સાથે બ્રાહ્મણોને અને ધર્મ ગુરૂઓને પૂજ્ય માનવા એને મોટાં ત્રણ કર્તવ્યમાંનું એક કર્ત્તવ્ય કહ્યુંછે. તથાપિ બુદ્ધે માણસ જાતના વિભાગ નાત પ્રમાણે નથી કર્યા, પણ તેમના પુણ્ય પ્રમાણે કર્યાછે. તેણે તેના શ્રોતાને સદ્વૃત્તિ પાળ-

વાનું કહ્યુંછે, અને દેવોને ભોગ આપવાની ના કહીછે માટે બૌદ્ધ ધર્મ માનનારા દેશોમાં યજ્ઞને ઠામે પ્રસિદ્ધ મૂઆમાં મરી ગયેલા સંતોના અવશેષની પૂજા લોક કરેછે. એ ધર્મનાં પવિત્ર મકાન મૂળમાં દેવોનાં દહેરાં નહોતાં. જતીઓ અને આરજાઓના અપાશરા હતા, ને તેઓમાં ઘંટ હતા અને જપમાળાઓ હતી; અથવા એ ધર્મ સ્થાપનારના એકાદ દાંત કે હાડકા ઉપર બાંધેલી સ્મરણસમાધ હતી.

**બુદ્ધના અસ્તિત્વનો ઈનકાર.**—એક હાથપર બુદ્ધના જીવતર અને મરણની આસપાસ કૌતુક ભરેલી કહાણીઓ ઉત્પન્ન થઇછે, અને બીજી મેર એમ કહેવામાં આવેછે કે બુદ્ધ જાતે થયોજ નથી. બુદ્ધના જન્મનો નક્કી કાળ ઠરાવી શકાતો નથી. કેટલાક પંડિતો કહેછે કે **બૌદ્ધ** માર્ગ માત્ર કપિલના **સાંખ્ય** મતને આધારે થયેલોછે. તેઓ કારણ બતાવેછે કે બુદ્ધનું જન્મનગર કપિલ–વસ્તુ, 'કપિલનો વાસ' કેવળ લાક્ષણિક છે; કપિલ મતમાં માયા કે ભ્રાન્તિવાદ છે તે પરથી બુદ્ધની માનું નામ માયા દેવી ઠરાવ્યુંછે; અને બુદ્ધ એ નામ પણ કોઈ પુરૂષનું નથી, તેનો અર્થ માત્ર "જ્ઞાની" (ઉપદિષ્ટ) છે. આ ધારણા એટલે લગી ખરી છે કે બૌદ્ધ મત કોઈ એક માણસથી એકાએક ઉત્પન્ન થયેલો નથી, પરંતુ તેની પૂર્વે પ્રગટ થયેલા બ્રાહ્મણોના તત્વજ્ઞાન અને ધર્મઉપરથી રચાયલોછે. પણ એ અભિપ્રાય લોકને કરેલો બુદ્ધનો ઉપદેશ અને પોતાના સુંદર જીવતરની અમર સત્તા તે બે બૌદ્ધ ધર્મનાં દંતકથિત લક્ષણોને આ મત ધરાવનારા લક્ષમાં લેતા નથી.

**બ્રાહ્મણ ધર્મનો કદી નાશ થયો નહતો.**—બૌદ્ધ માર્ગે બ્રાહ્મણ ધર્મને હિંદમાંથી હાંકી કાઢ્યો નહતો. એ બે ધર્મો એક હજારથી વધારે વર્ષો સુધી ઈ૦ સ૦ પૂ૦ ૨૫૦ થી શુમારે ઈ૦ સ૦ ૧૦૦૦ લગી, જોડે રહ્યા. અર્વાચીન હિંદુ ધર્મ એ બેનું

સંયુક્ત ફળ છે. હિંદનાં કેટલાંક રાજ્યોમાં અને કેટલાક સમયોમાં બૌદ્ધ માર્ગ પ્રબળ થયો હતો. પણ બ્રાહ્મણ ધર્મનો હરકોઈ સમયે નાશ થયો નહતો; અને આખરે બ્રાહ્મણોએ બુદ્ધને પોતાના દેવ વિષ્ણુનો નવમો અવતાર માન્યો. ઈ૦ સ૦ ૪૦૦ થી ૬૩૦ સુધી ચીના (ચીનથી આવેલા) જાત્રાળુઓના જોવામાં બૌદ્ધ માર્ગના મઠ અને બ્રાહ્મણ ધર્મનાં દેવળો જોડે જોડે આવ્યાં હતાં.

**શીલાદિત્યની સભા, ઈ૦ સ૦ ૬૩૪.**—એનું ઉદાહરણ એ છે કે ઉત્તર હિંદમાં એ છેલ્લી (૬૩૦) સાલમાં શીલાદિત્ય નામે પ્રખ્યાત બૌદ્ધ રાજા રાજ કરતો હતો. એ ઈ૦ સ૦ ના સાતમા સૈકાનો જાણે અશોક હોય એમ જણાયછે; દાન અને ધર્મપ્રસરણ એ બૌદ્ધ મતનાં બે મોટાં કર્ત્તવ્યો છે તે તેણે બરોબર બજાવ્યાં. ઈ૦ સ૦ ૬૩૪ માં સાધારણ સભા બોલાવી તેવડે તેણે બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવાનો પ્રયત્ન કર્યો. એ સભામાં એકવીસ ખંડિયા રાજા પોતપોતાના રાજ્યના અતિ વિદ્વાન બૌદ્ધ સાધુઓ અને બ્રાહ્મણો સહિત આવ્યા હતા. પરંતુ એ સભાનો હેતુ એકલા બૌદ્ધ માર્ગનું પ્રતિપાદન કરવું એવો નહતો. એ વખતના હિંદના બંને ધર્મોવિષે તેમાં કામ ચાલ્યું. પ્રથમ તેમાં બૌદ્ધ પંડિતોનો અને બ્રાહ્મણોનો સંવાદ થયો; પછી કનિશ્કના ઉત્તર ગ્રંથને માનનારા અને અશોકના દક્ષિણ ગ્રંથને માનનારા એ બે બૌદ્ધ પંથોની વચ્ચે વાદ ચાલ્યો. ગુરૂઓના મત જેમ મિશ્ર હતા તેમ લોકના ધર્મવિધિઓ પણ તેવાજ હતા. સભાને પહેલે દિવસે મોટા દમાકથી બુદ્ધની મૂર્ત્તિની સ્થાપના થઈ; બીજે દહાડે બ્રાહ્મણોના સૂર્યદેવની મૂર્ત્તિની પ્રતિષ્ઠા થઈ, અને ત્રીજે દિવસે હિંદુના શિવની મૂર્ત્તિ સ્થાપવામાં આવી.

**શીલાદિત્યની ખેરાત.**—શીલાદિત્ય હર પાંચ વર્ષે પોતાના રાજ્ય ખજાનાનું દાન કરી દેતો. અલ્લાહાબાદની પાસે ગંગા જમનાના જળનો સંગમ થાયછે તે ક્ષેત્રમાં અધિરા-

જયના બધા રાજા રાણાને અને લોકના સમુદાયને પંચોતેર દિવસ લગી જમાડવામાં આવતા તેનું વર્ણન ચીના જાત્રાળુ હિઑઍન થ્સાંગે કર્યુંછે. પોતાના મહેલની તમામ દોલત લાવી બ્રાહ્મણોને તથા બૌદ્ધ જતીઓને, સાધુઓને અને પાખંડીઓને (પરમાર્ગીઓને) ભેદ ગણ્યા વિના શીલાદિત્ય આપી દેતો. ઓચ્છવને છેલ્લે દહાડે પોતાના અંગનાં આભૂષણો અને રાજવસ્ત્રો ઉતારી પાસે ઊભેલાને આપી દેઈ બુદ્ધની પેઠે શીલાદિત્ય કોઈ ભીખારીનાં ચીથરાં પહેરતો. આ ક્રિયાથી બુદ્ધના મહાત્યાગને સંભારતો અને તેની જોડે બ્રાહ્મણોએ કહેલું મોટું કર્ત્તવ્ય જે દાન તે પણ એથી થતું.

**નલન્દનો અપાસરો.**—ગયાપાસે નલન્દનો વિશાળ અપાસરો વિદ્યાનું સ્થાન હતું અને તે યૂરોપના મધ્ય યુગમાં ખ્રિસ્તિ આબાઓને અને યુનિવર્સિટીઓને યાદ દેવડાવેછે. બૌદ્ધ મતની ૧૮ શાખાઓના દશ હજાર જતીઓ અને નવા શિષ્યો અહીં ધર્મવિદ્યા, તત્વજ્ઞાન, કાયદા, વિદ્યા, વિશેષે કરીને વૈદ્યકવિદ્યા ભણતા હતા અને ભક્તિ કરતા હતા. રાજ ઉદારતા વડે ભોજન પામી તેઓ જ્ઞાનથી પ્રાપ્ત થયેલા નિશ્ચિંતપણામાં રહેતા. બૌદ્ધધર્મને આ મુખ્ય આશ્રમ પણ પુરાવો આપેછે કે તે હિંદના બે વિરોધી ધર્મમાંનો એક હતો. એક વેળા થોડા સમયમાં (શુમારે ઇ. સ. ૬૪૦) તેનો નાશ બૌદ્ધ માર્ગના શત્રુઓએ ત્રણ વાર કર્યો હતો.

**બ્રાહ્મણ ધર્મનો જય, ઇ૦ સ૦ ૬૦૦ થી ૮૦૦.**—ઇ૦ સ૦ ૮૦૦ પછી બ્રાહ્મણ ધર્મ આસ્તે આસ્તે પ્રબળ થયો. ધર્મશોધક એટલે સુધારો કરનારા બ્રાહ્મણોની ઉશ્કેરણીથી થયેલા ઉપદ્રવનું ઝાંખું જ્ઞાન કહાણીઓ ઉપરથી મળેછે, પરંતુ બૌદ્ધ ધર્મનું પતન તેની પોતાની જીર્ણતાથી તથા ધર્મસંબંધી વિચારો નવી ગતિ પામ્યા તેથી થયેલું જણાયછે, તરવારથી બહુધા

દબાવી દીધેલા હોય એમ લાગતું નથી. દશમા સૈકામાં કાશ્મીર અને ઓઢીઆ (ઓરિસ્સા) જેવાં સરહદનાં રાજ્યો તેને વળગી રહ્યાં હતાં; અને મુસલમાનો પૂરેપૂરા આ ભૂમિમાં આવ્યા તે પહેલાં લોકે તેને માનવો લગભગ મૂકી દીધો.

**દેશનિકાલ થયેલો બૌદ્ધ ધર્મ, ઈ૦ સ૦ ૯૦૦.**—ગયાં એક હજાર વર્ષોમાં બૌદ્ધ માર્ગ પોતાના જન્મસ્થાનમાંથી કાઢી મૂકેલો ધર્મ છે. તથાપિ પોતાની જન્મભૂમિમાં તેનાથી જે ફતેહ કદી મેળવી શકાઈ હોત તેથી વધારે મોટી ફતેહ તેણે પોતાના દેશવટામાં સંપાદન કરીછે. માણસ જાતના લગભગ અર્દ્ધ ભાગને માટે તેણે અક્ષરવિદ્યા અને ધર્મ એ બે વાનાં ઉત્પન્ન કર્યાં, અને બાકીના અર્દ્ધના ધર્મમાં વિકાર કર્યાછે. પચાસ કરોડ માણસ, અથવા દુનિયાની વસ્તીના સેંકડે ૪૦ આદમી હજી બુદ્ધના મતને અનુસરેછે. અફગાનીસ્તાન, નેપાળ, પૂર્વ તુર્કસ્તાન, તીબેટ, મોંગોલિઆ, માન્ચુરીઆ, ચીન, જાપાન, પૂર્વ આર્કિપેલેગો, શિઆમ, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ, અને હિંદ એટલા દેશો તેના વિજયના પ્રતાપી ચક્રમાં કોઈ એક અથવા બીજે વખતે હતા. હાલ રૂશ અધિરાજ્યની સીમાએ છે ત્યાંથી માંડીને પાસિફિક મહાસાગરના ટાપુઓ લગી એક લીટીમાં તેનાં તીર્થો અને અપાસરાં હતાં. ચોવીસેં વરસોમાં બૌદ્ધ ધર્મે સરસાઈ કરનારા એક પછી એક એમ ઘણા ધર્મો જોડે બાથ ભીડીછે, અને તેમની પાછળ સજીવન રહ્યોછે. હાલના વખતમાં દુનિયામાં મોટા ત્રણ ધર્મો છે તેમાંનો એક એ છે, ને ખ્રિસ્તિ ધર્મ અને મુસલમાની ધર્મ એ ત્રણમાંના બાકીના બે છે; ત્રણમાં સૌથી વધારે માણસ એમાં (બૌદ્ધ ધર્મમાં) છે.

**જૈન માર્ગ.**—હિંદમાંથી પણ બૌદ્ધમાર્ગ છેક જતો રહ્યો નથી. તેના ઉત્તમ મતોમાંના ઘણા મત હજી હિંદુધર્મમાં સજીવન છે. વળી જૈન નામે એક વિશેષ પંથ તેણે પાછળ મૂક્યોછે.

એ પંથમાં આશરે પાંચ લાખ માણસ છે. જ્યાં તેમના મતને વેદનો મત મળતો ન હોય ત્યાં તેઓ, બૌદ્ધ લોકની પેઠે, વેદને પ્રમાણ માનતા નથી; યજ્ઞનો અનાદર કરેછે; કઠિણ નીતિ પાળેછે; માનેછે કે તેઓના ભૂત અને ભવિષ્ય કાળની અવસ્થા કોઈ બાહ્ય દેવના ઉપર આધાર ન રાખતાં તેનાં પોતાનાં કર્મો ઉપર રાખેછે; માણસની કે પશુની હત્યા કરવાને ના કહેછે. જૈન લોકો વખતના ભાગ ત્રણ યુગમાં કરેછે; અને તેઓ ચોવીસ "જીનો" ને પૂજેછે. "જીનો" એટલે સિદ્ધ થયેલા ધાર્મિક માણસો. એવા "જીન" ભૂત કાળમાં ચોવીસ થયા હતા, વર્તમાન કાળમાં ચોવીસ થયાછે, અને ભવિષ્ય કાળમાં ચોવીસ થશે. તેનાં દહેરાંમાં એ સંતમંડળની માણસથી ઘણા મોટા કદની પ્રતિમાઓ ઊભી કરી હોયછે. તેઓ પોતાના જાત્રાનાં સ્થળોને માટે વૃક્ષોવાળા પર્વતો અને સૃષ્ટિની સુંદર એકાંત જગા પસંદ કરેછે, અને તેપર ધોળા આરસના કે ચળકતી છોનાં સુંદર નકશીદાર દેવલો બનાવેછે. જૈનો ઘણું કરીને વેપારી કે શરાફ હોયછે; તેઓનું દાન બેહદ છે; અને જૂના વખતમાં જનાવરો ઉપર દયા કરનારા બૌદ્ધ લોકોએ હિંદુનાં ઘણાં શાહેરોમાં પાંજરાપોળો પાછળ મૂકીછે. તેઓને આધાર આપનારા મુખ્ય એ લોક છે.

**હિંદમાં બૌદ્ધ મતની વર્ત્તમાન કાળમાં સત્તા.**—બૌદ્ધ મત અદ્યાપિ બ્રહ્મદેશના લોકોનો ધર્મ છે અને ત્યાં ત્રીસ લાખ માણસો અથવા વસ્તીનો $\frac{9}{10}$ ભાગ એ મત માનેછે. બૌદ્ધ ધર્મના મઠો પ્રાચીન કાળથી જુવાનોને માટે શાળાઓ અને સાધુઓને માટે અપાસરા છે; અને હમણા આખા બ્રહ્મદેશમાં ઇંગ્રેજ સરકાર તરફથી જે પદ્ધતિ પ્રમાણે કેળવણી અપાયછે તેનો પાયો એ મઠોપર રચેલો છે. બ્રિટિશ હિંદના બાકીના મુલકોમાં, મુખ્યત્વે બ્રહ્મદેશની પડોસમાંના બંગાળા ઇલાકાના

જિલ્લાઓમાં અને હિમાલય પર્વતોની આથેની ખીણોમાં માત્ર ૧,૬૭,૦૦૦ બૌદ્ધ લોક છે. હિંદી બૌદ્ધ મતનો જૂનો ફાંટો જૈન લોકો છે તેઓનું વર્ણન ઉપલી કલમમાં આપ્યું છે. તો-પણ બૌદ્ધ મતનું સર્વોત્તમ અવશિષ્ટ કોઈ અમુક નાતમાં નહિ, પણ બધા હિંદુઓના ધર્મમાં અને નીચેની બાબતોમાં જોવામાં આવતું હતું. લોકના ધર્મમાં હિંદી ધર્મનો પુનઃ સુધારો કરનાર પ્રત્યેક પંથ ભ્રાતૃભાવની પુનઃ પ્રતિજ્ઞાથી આરંભ કરેછે. તેમાં, નાતના ધારાનો ભોગ થનારી બાઇડીઓને, વિધવાને અને નાત-બહારીઆને હિંદુનો મોટો વૈષ્ણવ માર્ગ આશ્રય આપેછે. તેમાં, ઇંગ્લાંડમાં ગરીબને પાળવાના કાયદા છે તેને બદલે હિંદમાં બધાં માણસને દાન આપવાનો જે ચાલ છે. અને સઘળા જીવ નરમારા રાખવાની જે રીત છે તેમાં. ઇંગ્રેજી ભાષામાં અર્દ્ધ ઉપ-હાસને કાજે હિંદુને કોમળ હૃદય ( માઇલ્ડ હિંદુ ) એવું વિશેષણ લગાડવામાં આવેછે. તેને એ રીતે ઘણે દરજે ખરી પડેછે.

# प्रकरण ६ ठुं.

## હિંદમાં ગ્રીક લોક, ઈ૦ સ૦ પે૦ ૩૨૭ થી ૧૬૧ સુધી.

**હિંદના ઇતિહાસનાં બહારનાં સાધન.**—ઈ૦સ૦પે૦ ૩૨૭ માં **ગ્રીક** સવારી આવી ત્યારથી હિંદનો પરદેશી સાથેના સંબંધનો ઇતિહાસ શરૂ થાયછે. ઘણા જૂના વખતથી હિંદ અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે કાંઇક આડકતરો વેપાર ચાલતો હતો. કલાઈ અને હિંદી વેપારની બીજી જણસો તેઓનાં **સંસ્કૃત** નામથી હોમરના જાણવામાં હતી; અને હિબ્રુ બાઇબલમાં હિંદમાં પેદા થતી વસ્તુઓનાં નામ છે.તેની લાંબી યાદી કરવામાં આવીછે. હિંદ વિષે ખાસ કહેનાર **ગ્રીક** ઇતિહાસકર્તાઓમાં પહેલો **મા**ઇલેટસ નગરનો હેકાટેઓસ હતો (ઈ. સ. પે. ૫૪૯–૪૮૬); હેરોડોટસનું જ્ઞાન સિંધુનદી સુધીનું હતું (ઈ. સ. પે. ૪૫૦). વૈદ્ય ક્ટેશીઅસે (ઈ. સ. પૂર્વે ૪૦૧) ઈરાનમાં રહી આવ્યાથી હિંદમાં નીપજતી વસ્તુઓ વિષે, તેના રંગ, વણાટ કામ, વાંદરા, અને પોપટો સંબંધી માત્ર થોડી બિના આણી. પણ ઈ૦ સ૦ પે૦ ૩૨૭ માં **માસેડોન** (મકદુનીઆ) ના પાદશાહ **મહાન્ સિકંદર**ની જોડે ગયેલા ઇતિહાસકર્તા અને વિદ્વાનોએ સિંધુની પૂર્વના હિંદનું જ્ઞાન પ્રથમ યૂરોપને કર્યું.

**સિકંદરની સવારી.**—ઈ૦ સ૦ પે૦ ૩૨૭ ની સાલના પહેલા ભાગમાં **મહાન્ સિકંદર** હિંદમાં પેઠો; અટકને ઉપલાણે નદી ઓળંગી અને વચમાં આવેલા **ટાકસીલીઝ** લોકોના મુલકમાંથી વગર ઝઘડે કૂચ કરી ઝેલમ (હયડાસ્પેસ) ને કાંઠે પહોચ્યો. પંજાબ અલ્પ રાજ્યોમાં વહેંચાઈ ગયેલું તેના જોવામાં આવ્યું. અને એ રાજ્યો એક એકપર અદેખાઈ કરતાં હતાં અને તેઓમાંનાં ઘણાંક ચડી આવનારની સામા થવાને ઠામે તેને મળી જવાને ઇચ્છતાં હતાં. આમાંનો પોરસ નામે

સ્થાનિક રાજા તેની સામા ઝેલમ ઉતરતી વેળાએ થયો. તોપોને ઠેકાણે રથો લઇએ તો તેની ફોજ ચાલતા સૈકામાં પંજાબનો રાજા રણજીતસિંહ થઇ ગયો તેની ફોજ જેવડી શુમારે હતી. સિકંદરે પંડે લખેલાં પત્રોપરથી પ્લુટાર્કે એ લડાઇનું આબેહુબ વર્ણન કર્યુંછે. અર્વાચીન ચિલિયનવાળાના ક્ષેત્રની પશ્ચિમે શુમારે ચૌદ મૈલપર ઝેલમ નદીના એક વાંકપર પોતાના લશ્કરને ગોઠવી ગ્રીક રાજા રાત્રે પવનનું તોફાન ચાલતું હતું તેનો લાભ લઇ પાર ઉતર્યો. પોરસે પોતાના રથ ઉતાવળે મોકલ્યા તેઓ કાંઠાના કાદવમાં ખુંચી ગયા. પછી યુદ્ધ થયું તેમાં તેના હાથી ગ્રીક ફોજની સામે ન થતાં પાછા વળી તેની પોતાની સેનાને પગ નીચે કચરી નાંખી. લડાઇના આરંભમાં તેનો કુંવર પડ્યો; પોરસ પંડે જખમી થઇને નાઠો; પણ તાબે થવાનું કબૂલ કરવાથી તેને તેના રાજ્યપર બહાલ રાખ્યો, અને વિજેતાનો તે વિશ્વાસુ મિત્ર થયો. આ જયસ્થળપર સંભારણાને માટે સિકંદરે બે શહેર વસાવ્યાં,—ઝેલમને પશ્ચિમ કાંઠે (અર્વાચીન જલાલપુરના પાસે) બુકેફલા નામે એક નગર; એ નામ તેનો વહાલો ઘોડો એ સંગ્રામમાં કતલ થયો હતો તેને નામે પાડયું; અને બીજું નદીની પૂર્વ બાજૂએ નિકાયા હાલનું મોંગ બંધાવ્યું.

**સિકંદર પંજાબમાં.**—નાનેરા પોરસના રાજ્યમાં થઇ અગ્નિકોણમાં અમૃતસર ભણી સિકંદર ચાલ્યો અને પછી સાંકડે વાંકે આથમણી દિશાએ પાછો વળી સંગળ નામે સ્થળ આગળ કાથેઆઇ લોક જોડે વઢવાને ગયો, અને બિઆસ (હયફાસીસ) નદીએ પહોચ્યો. અહિં અર્વાચીન સોબ્રાઓનના રણક્ષેત્રથી થોડે છેટે તેણે પોતાની વિજયી સેનાને મુકામ કરાવ્યો. તેણે ગંગાએ જવાનો વિચાર કર્યો હતો; પણ પંજાબના ઊનાળાના તાપથી તેનું લશ્કર નબળું પડી ગયું હતું અને નૈર્ઋત્ય ભણીથી આવતા મોસમના પવનના તોફાનથી તેમનાં દિલ નાઉમેદ થયાં

હતાં. તેની પૂઠે દેશી જાતો વઢવાને ઊઠી ચૂકી હતી; અને હિંદના સીમાડાના પ્રાંતની પણ આરપાર ગયા પહેલાં દિગ્વિજયી મહારાજાને પાછા ફરવું પડ્યું. તેની અને ગંગાની વચ્ચે હજી સતલજ નદી, પંજાબના પૂર્વ જિલ્લા અને મોટી જમના નદી હતાં. એકજ હાર તેનાં સૈન્યને નાશકારક થઈ પડત; ઝેલમને કાંઠે થયેલા સંગ્રામમાં તેનો પરાજય થયો હોત તો સંભવિત છે કે પહાડોના ઘાટની અફગાન બાજુએ એકે ગ્રીક પહોચ્યો ન હોત. અંતે પોતાના માણસોના બૂમાટને આધીન થઇ તે તેમને ઝેલમ નદીપર પાછા લઇ ગયો ત્યાં ફોજના ૮,૦૦૦ જોદ્ધાને હોડીઓમાં બેસાડી નીચલાણે મોકલ્યા; અને બાકીના લશ્કરના બે ભાગ કરી કાંઠાપર પગવાટે કુચ કરી.

**સિકંદર સિંધમાં**.—દેશના લોક સામા થયા, અને ગ્રીક સેના જેટલી જમીનપર છાવણી કરતી તેટલીજ તેમને હાથ હતી. હાલની પેઠે તેવારે પણ દક્ષિણ પંજાબની રાજધાની મુલતાન શાહેર હતું. અહિં તેને માલ્લી લોક જોડે સંગ્રામ કરવો પડ્યો, અને તેને તે શાહેર લેતાં સખ્ત ઘા લાગ્યા. તેની ખીજવાયલી ફોજે માંહેલા દરેક આદમીને કતલ કર્યું. વધારે નીચાણમાં જ્યાં પંજાબની પાંચ નદીઓનો સંગમ થાયછે ત્યાં તેણે લાંબો મુકામ કર્યો, સિકંદ્રિયા નામે નગર વસાવ્યું—હાલનું ઉચ્છ—અને આસપાસનાં સંસ્થાનોની તાબેદારી સ્વીકારી. અહિં ગઢરક્ષક ફોજ અને ક્ષત્રપ (સૂબો) પોતાની પાછળ મૂકી તેણે લાંબી મુદ્દત ચાલે તેવી સત્તાનો પાયો નાંખ્યો. ત્યાંની મોટી નદીઓમાં ચાલે તેવાં નવાં વહાણો બંધાવી તેઓ વડે તે સિંધમાં દક્ષિણ ભણી ચાલ્યો અને નદીને માર્ગે સમુદ્રને તીરે પહોચ્યો. તેણે નદીદ્વીપ (ડેલ્ટા) ની ટોચે શહેર વસાવ્યું કે સજીવન કર્યું. પતલ—હૈદરાબાદ—નામથી તે અદ્યાપિ સિંધની રાજધાની છે. સિંધુના મુખપર તેણે પહેલીજવાર ભરતી ઓટનો પ્રૌઢ દેખાવ

દીઠો. પોતાની સેનાના એક ભાગને તેણે વહાણમાં બેસાડી નેઆર્કસની સરદારી નીચે ઈરાની અખાતના કાંઠાને માર્ગે મોકલી; બાકીની પોતે દક્ષિણ બલુચીસ્તાન અને ઈરાનની વાટે સુસા શહેરમાં લઈ ગયો. રસ્તામાં અન્નપાણીની તંગીથી ભયંકર હાનિ ભોગવી ઈ૦ સ૦ પૂ૦ ૩૨૫ માં તે ત્યાં પહોચ્યો.

**સિકંદરની સવારીનાં પરિણામ.**–પંજાબમાં અને સિંધમાં બે વરસ વિગ્રહ ચલાવ્યો, તેમાં સિકંદરે એકે પ્રાંત કબજે કર્યો નહિ; પરંતુ તેણે બીજા અધિપતિઓ જોડે સંબંધના કરાર કર્યા, શહેરો વસાવ્યાં, અને ગઢરક્ષક લશ્કરો મૂક્યાં. તેનો પક્ષ કરનારા અધિપતિઓને ઘણુંક મુલક આપ્યો; પ્રત્યેક નાના દરબારમાં ગ્રીક તડ઼ું; અને પશ્ચિમે અફગાન સરહદથી પૂર્વે બીઆસ નદી સુધી તથા દક્ષિણે સિંધમાં નદીદ્વીપ (ડેલ્ટા) લગી ઘણેક ઠેકાણે ફોજનાં થાણાં બેસાડયાં તે તેના પાછા આવવાની દેખીતી નિશાની હતી. તેની સેનાનો ઘણો ભાગ બાક્ટ્રિયામાં રહ્યો; અને ઈ૦ સ૦ પૂ૦ ૩૨૩ માં સિકંદરનું મૃત્યુ થયું તેવાર પછી તેના રાજ્યના હિસ્સા પડયા તેમાં, સિરિયાના રાજ્યના સ્થાપનાર સેલ્યુકસ નિકેટોરના ભાગમાં બાક્ટ્રિયા અને હિંદ રહ્યાં.

**ચંદ્રગુપ્ત.**—એ દર્મિયાન હિંદમાં એક નવી સત્તાનો ઉદય થયો હતો. સિકંદરનો મુકામ પંજાબમાં હતો તેવારે હિંદના જે સાહસિક માણસો તેને જઈ મળી પોતપોતાને માટે રાજ્ય પ્રાપ્ત કરવાને સારૂ કે સમોવડિયાનો નાશ કરવાને કાજે યુક્તિઓ કરતા હતા તેઓમાં ચંદ્રગુપ્ત નામે પુરૂષ હતો. ગંગા નદીના પ્રદેશમાંથી દેશવટો પામેલો હોઈ તેણે કાંઈક નામોશીનું કામ કરેલું દીસેછે. બીઆસને કાંઠે કંટાળેલા ગ્રીકોને અગ્નિકોણના સમૃદ્ધિવાન પ્રાંતો જીતવાની યોજનાથી લલચાવવાનો તેણે પ્રયત્ન કર્યો; પરંતુ તેમનો નાયક પેડે તેના ઉપર ગુસ્સે થયો તેથી તેને છાવણીમાંથી નાશી જવું પડયું (ઈ૦ સ૦ પૂ૦ ૩૨૬). પછીનાં વરસોમાં

ગોંધળ ચાલી તેમાં મગધ કે બિહારમાં નંદ વંશનો નાશ થવાથી તેણે લૂંટારૂં ટોળાઓની મદદથી પોતાનું રાજ્ય સ્થાપ્યું (ઈ૦ સ૦ પૂ૦ ૩૧૬). તેમની રાજ્યધાની પાટલીપુત્ર, અર્વાચીન પટનાનો તેણે કબજો કર્યો; ગંગાના પ્રદેશમાં તેણે પોતાની સત્તા સજડ સ્થાપી અને વાયવ્ય દિશામાં આવેલાં ગ્રીક અને દેશી બંને પ્રકારનાં સંસ્થાનોને તેની સર્વોપરી સત્તા માન્ય કરવાની જરૂર પાડી. સિકંદરના મરણ પછીનાં અગીઆર વર્ષોમાં ગ્રીક સરદાર સેલ્યુકસ સિરિયાનું રાજ્ય જીતવામાં લાગેલો હતો તેવામાં ઉત્તર હિંદમાં ચંદ્રગુપ્ત બાદશાહી ઊભી કરવાપર મંડ્યો હતો. સેલ્યુકસે સિરિયામાં ઈ૦ સ૦ પૂ૦ ૩૧૨ થી ૨૮૦ સુધી રાજ્ય કર્યું, અને ગંગાના પ્રદેશમાં ચંદ્રગુપ્તે ઈ૦ સ૦ પૂ૦ ૩૧૬ થી ૨૯૨ લગી રાજ્ય કર્યું. ઈ૦ સ૦ પૂ૦ ૩૧૨ માં એ બે અધિપતિઓએ પોતપોતાના રાજ્યની સીમા એકમેકને અડોઅડ લાવી મૂકી. શાંતિમાં કે વિગ્રહમાં રહેવું એનો તેમને નિશ્ચય કરવાનો હતો. અંતે સેલ્યુકસે કાબુલના ખીણમાં જીતેલો મૂલક, તથા પંજાબ એ ચંદ્રગુપ્તને વેચાણમાં આપ્યા અને તે હિંદી મહારાજને પોતાની દીકરી દીધી. વળી તેણે ઈ૦ સ૦ પૂ૦ ૩૦૬ થી ૨૯૮ સુધી ચંદ્રગુપ્તના દરબારમાં ગ્રીક એળચી રાખ્યો હતો.

**મેગાસ્થેનેસે કરેલું હિંદનું વર્ણન.**—પ્રખ્યાત મેગાસ્થિનેસ આ એળચી હતો. ઈ૦ સ૦ પૂ૦ ૩૦૦ થી ઈ૦ સ૦ ૧૭૦૦ સુધીનાં બે હજાર વરસોમાં યૂરોપના લોકને હિંદના હેવાલ મળ્યાછે. તેઓમાં કદાચિત્ એનો લખેલો હેવાલ સર્વોત્તમ છે. તે કહેછે કે લોકની ચાર જ્ઞાતિઓને ઠામે સાત છે—તેઓનાં નામ, તત્વજ્ઞાની (ફીલસુફ), ખેડુત, ભરવાડ, કારીગરો, યુદ્ધ કરનારા, ચોકશી રાખનારા, અને રાજમંત્રીઓ. તત્વજ્ઞાની એ બ્રાહ્મણ હતા અને તેમના ભવના ચાર આશ્રમ ઠરાવેલાછે તેઓ એણે વર્ણવ્યાછે. બ્રાહ્મણ અને શ્રમણમાં મેગાસ્થિનેસે ભેદ જણાવ્યોછે, તે પરથી કેટલાક વિદ્વાનો અનુમાન કરેછે

કે બૌદ્ધ શ્રમણ કે જતીઓ અશોકની સભાનો પહેલાં પચાસ વરસપર ઓળખાયેલો વર્ગ હતો. તથાપિ શ્રમણમાં તો પહેલા અને ત્રીજા આશ્રમના બ્રાહ્મણો પણ વિદ્યાર્થી અને વનવાસી હોવાથી ગણાતા. ચોકશી કરનારા, એટલે મેગાસ્થેનેસનો ૬ ઠ્ઠો વર્ગ, એ લોકની સુનીતિ ઉપર દેખરેખ રાખનારા બૌદ્ધ હતા એવું માનવામાં આવેછે. આરિઅને એમને એપિસ્કોપોઇ નામ આપ્યુંછે; એ ગ્રીક શબ્દ ઉપરથી ઇંગ્રેજી બિશપ, (અર્થ આત્માપર નિઘા રાખનારા) બન્યોછે.

**ઇ૦ સ૦ પૂ૦ ૩૦૦ માં હિંદની સંસારી હાલત.**—હિંદમાં ગુલામગીરીનો અભાવ, સ્ત્રીઓનું પતિવ્રતાપણું અને પુરૂષોની બહાદુરી જોઈ આ ગ્રીક એળચી સાનન્દાશ્ચર્ય પામ્યો. એશિયાના બીજા બધા લોકોથી તેઓ શૌર્યમાં ચડિયાતા હતા; તેમને બારણે તાળાં વાસવાની જરૂર પડતી નહિ; એ સર્વથી વધારે એ હતું કે કોઈ હિંદી માણસ કદી જૂઠું બોલતો જણાતો નહિ. નિશો નહિ કરનારા, ઉદ્યોગી, ખેતી કરવામાં સારા, અને હુનરમાં ચતુર હોઈ તેઓ ભાગ્યેજ કદી અદાલતમાં દાવો લડવા જતા. તેઓ પોતાના દેશી રાજાના અમલ નીચે શાંતિમાં રહેતા. રાજાથી થતા રાજ્યવહીવટની રીત વર્ણવીછે તે મનુસ્મૃતિમાં લખેલી રીતને લગભગ મળતી છે. મેગાસ્થેનેસ કહેછે કે હિંદના વિભાગ ૧૧૮ રાજ્યમાં થયા હતા; એમાંનાં કેટલાંક ચંદ્રગુપ્તના પ્રાસિઆઈ રાજ્યની પેઠે બીજાં રાજ્યોપર ઉપરીપણું ભોગવતાં હતાં. ગ્રામપદ્ધતિનું બયાન ઠીક કર્યુંછે. પ્રત્યેક ગામ આ ગ્રીકને સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય ભાસ્યું. ખેડુત (વૈશ્ય) લોકને યુદ્ધના કામથી અને સરકારી નોકરીઓથી બાતલ રાખેલા મેગાસ્થેનેસના જોવામાં આવ્યા; હિંદના રંગ (રંગ આપનારા પદાર્થો), રેસા, વણાટકામ, અને (જનાવરી, ઉદ્‌ભિજ, અને ખનિજ) ઉપજનાં નામ તેણે

આપ્યાંછે. વર્ષાઋતુના વરસાદ ઉપર ખેતીનો આધાર હતો; 'પાક ઓછો ઉતરવાનો હોયતો તેનો જોઈતો બંદોબસ્ત અગાઉથી કરવાના હેતુથી' વરસાદનો જોષ જોવો એ બ્રાહ્મણોનું વિશેષ કર્ત્તવ્ય હતું. તે કહેછે કે 'જે જોષીનો વર્તારો જૂઠો પડે તે ત્યાર પછી જીવતાં સૂધી મૌનવ્રત ધારણ કરેછે.'

**પાછલા સમયમાં થયેલી ગ્રીક સવારીઓ.**—સિકંદરના વખત પછી **ગ્રીક** લોકે હિંદમાં કોઈ મોટો પ્રદેશ જીત્યો નહિ. **સેલ્યુકસના** પૌત્ર **આન્ટિઓખસે** ઈ૦ સ૦ પૂ૦ ૨૫૬ માં **ચંદ્રગુપ્તના** પૌત્ર નામાંકિત **બૌદ્ધ** રાજા **અશોક** જોડે કરાર કર્યો. હિમાલયના વાયવ્ય કોણે **બાક્ટ્રિઆ** દેશમાં **ગ્રીક** લોકે બળવાન રાજ્ય સ્થાપ્યું હતું. પછીનાં સો વરસમાં આ રાજ્યના ભૂપતિઓ પંજાબમાં સવારીઓ મોકલતા; એમાંની કેટલીક ઈ૦ સ૦ પૂ૦ ૧૮૧ થી ૧૬૧ સૂધીમાં ઊગમણી દિશાએ **મથુરા** લગી અને કોઈ **અયોધ્યા** સૂધી પહોંચેલી અને દક્ષિણ ભણી **સિંધ** અને કચ્છ પર્યંત ગયેલી. પરંતુ તેમણે કોઈ રાજ્ય સ્થાપ્યું નહિ; અને તેમની પાછળ તેમના આવ્યાની નિશાનીમાં તેમની ખગોળવિદ્યા અને તેમનું સુંદર કોતરણી કામ છે. ઈ૦ સ૦ પૂ૦ ૨૫૦ કે પ્રથમ બનેલાં **બૌદ્ધ** પૂતળાંના ચહેરા બહુ રૂપાળા **ગ્રીક** ધાટના છે; અને અતિ પ્રાચીન હિંદુ દેવળોમાં નકશી કામ છે તે પણ તેજ ધાટનું છે. **ગ્રીક** સત્તાની આ એંધાણી પણ ધીમે ધીમે ઘસાઈ ગઈ; તથાપિ હિંદનાં સંગ્રહસ્થાનોમાં હિંદી **ગ્રીક** કોતરણીના નમૂના આજે પણ નજરે પડેછે.

# प्रकरण ७ मुं.

## સિથિઅન લોકની સવારીઓ.

### ઈ૰ સ૰ પૂ૰ ૧૦૦ થી ઈ૰ ૫૦૦ સુધી.

**મધ્ય એશિયામાં સિથિઅન લોક.**—ઈ૰ સ૰ પૂ૰ સો ઉપરાંત વરસોથી **ગ્રીક** કે **બાક્ટ્રિઅન** રાજ્ય તરફની સવારીઓ બંધ પડી; પરંતુ ત્યાર પછી થોડા વખતમાં ઉત્તરભણીથી કોઈ નવી જાતના લોક ચઢી આવવા લાગ્યા. તેઓ **મધ્ય એશિયા**માંથી આવ્યા, અને કોઇ બરોબર નામ ન હોવાથી **શક** (સિથિયન) કહેવાયાછે. તેમનામાં ઘણી જાતો હતી અને તેઓ **હિંદના** અને **ચીન**ના ઇતિહાસને જોડનારૂં સાધન છે. **મધ્ય એશિયા**ના પશ્ચિમ પડખેથી **આર્ય** લોકોની શાખાઓ કદાચિત ઈ૰ સ૰ પૂ૰ ૩,૦૦૦ વર્ષોની પૂર્વે એક તરફ યૂરોપમાં અને બીજી તરફ **હિંદ**માં ગઇ, તેમ **મધ્ય એશિયા**માં **આર્ય** લોકોના જૂના મુકામની ઊગમણી દિશાએ વસનારા **શક** લોકોનાં ધાડાં **હિંદ** અને **ચીન**માં ગયાં. એમની સવારીઓ ઘણા વખત લગી જારી રહી. કેટલાક કહેછે કે **બુદ્ધ** પંડે **શક** હતો. ઈસ્વી સનના આરંભની પહેલાંનાં સો વરસોમાં એ સવારીઓનું જોર વધારેમાં વધારે હતું. એક હજાર વરસ કેડે **જંગીસ** (ચંગીસ) **ખાન** અને **તિમૂર** જેવા નાયકોની સરદારી નીચે ઘણીક ચઢાઇઓ થઇ, અને જેથી કરીને **ઉત્તર હિંદ**માં ઘણો વિનાશ થયો તથા અંતે **મુગલ** રાજ્યની સ્થાપના થઈ તેઓની પહેલ કરનારી આ ચઢાઈ હતી.

**ઉત્તર હિંદમાં સિથિઅન રાજ્યો.**—**હિમાલય**ની વાયવ્ય કોણમાં આવેલા **બાક્ટ્રિઆ**ના રાજ્યમાંથી **ગ્રીક** રાજવંશને ઈ૰

સ૦ પે૦ ૧૨૬ માં સુ જાતના તાતાર કે શક લોકે હાંકી કાઢેલો કહેવાયછે. ત્યાર પછી થોડા વખતમાં એ પર્વતોના ઘાટોને માર્ગે ધસી આવી તેમણે પંજાબમાંના બાક્ટ્રિયન ગ્રીક સંસ્થાનોને જીતી લીધાં. ઈસ્વી સનની શરૂઆતને શુમારે ઉત્તર હિંદમાં અને તેની પેલીમેરના પાસેના મૂલકોમાં તેમણે બળવાન રાજ્ય સ્થાપ્યું હતું. ઈ૦ સ૦ ૪૦ માં ચોથી બૌદ્ધ સભા બોલાવનાર કનિશ્ક એ રાજ્યનો સૌથી પ્રખ્યાત રાજા હતો. કનિશ્ક મહારાજના દરબારનો મુકામ કાશ્મીરમાં હતો; પણ તેની રાજ્યમર્યાદા દક્ષિણમાં આગ્રા અને સિંધથી હિમાલયની ઉત્તરે યાર્કંદ અને ખોકંદ લગી હતી. એણે ચીન સુધી વિજયપૂર્વક વિગ્રહ ચલાવેલો જણાયછે. ચીનાપટી નામે પંજાબમાં નગર હતું તેમાં એ રાજાએ ચીનના સાન અવેજીઓને રાખેલા એવું છસો વરસ પછી ઈ૦ સ૦ ૬૩૦ માં બતાવવામાં આવ્યું હતું. અશોકના ઉત્તરાધિકારીઓના તાબાના બૌદ્ધ ધર્મી બંગાળી રાજ્યનો સંયોગ ઉત્તર હિંદનાં શક રાજ્યો સાથે થયો. શક લોક બૌદ્ધ ધર્મી થયા, તથાપિ તેમણે તે મતમાં ફેરફાર કર્યો. એનું પરિણામ પાછળ કહી ગયા તે પ્રમાણે એવું થયું કે ઈ૦ સ૦ પૂ૦ ૨૪૪ માં અશોકની સભાએ જે પ્રકારનો બૌદ્ધ ધર્મ નક્કી ઠરાવ્યો તે હિંદના દક્ષિણ દેશોમાં મનાયો; ઈ૦ સ૦ ૪૦ માં કનિશ્કની સભાએ જે પ્રકારનો બૌદ્ધધર્મ નક્કી ઠરાવ્યો તે હિંદની ઉત્તરે મધ્ય એશિયાથી જાપાન પર્યંત શક પ્રજાઓએ માન્યો.

**હિંદમાં હજી સુધીરહેલી શક જાતો.**—હિંદમાં શક રાજા થઈ ગયા તેઓમાં સર્વથી નામાંકિત કનિશ્ક હતો, પરંતુ શક લોકનાં બીજાં ઘણાં થાણાં હતાં. ખરે, શક લોકની એટલી મોટી સંખ્યા હિંદમાં આવેલી મનાયછે કે સરહદના પ્રાંતોની હાલની વસ્તીમાં ઘણા માણસો તે જાતના છે. ઉદાહરણ, ગેટે અને દાહે નામે જૂની શક જાતો મધ્ય એશિઆમાં પાસે પાસે રહેતી

હતી અને સંભવિત છે કે તે બેઉ જોડ હિંદમાં આવી. પંજાબની વસ્તીનો લગભગ અર્દ્ધ ભાગ જાટલોક છે તેઓ આ પુરાતન ગેટે જાતની ઓલાદ છે એવું કેટલાક પંડિતોનું મત છે: અને ધે નામે તેમનો મોટો વિભાગ છે તે દાહે જાતમાંથી ઉત્પન્ન થયોછે. કેટલીક રજપૂત જાતોના પૂર્વજો શકલોક હતા એવું દેખાડવાની કોશિશ કેટલાક વિદ્વાનોની છે. એ તો ગમે તેમ હોય, પણ એટલું સ્પષ્ટ છે કે ઇસ્વીસનના આરંભ પહેલાંનાં સો વરસોથી તે ઇસ્વીસનના પાંચમા સૈકા સુધીમાં શક લોક ઘણી વાર ચઢી આવ્યા હતા.

**રાજા વિક્રમાદિત્ય, ઇ૦ સ૦ પૂ૦ ૫૭.**—એ લાંબી મુદ્દતમાં શક લોકને કાઢી મૂકવાનો પ્રયત્ન કરી કેટલાક હિંદી રાજા કીર્તિ પામ્યા. એઓમાં સર્વથી પ્રખ્યાત માળવામાંનો ઉજ્જેન નગરીનો રાજા વિક્રમાદિત્ય છે. હિંદમાં મોટા સને એટલે ઇતિહાસની સાલો ગણવાના ક્રમ છે તેઓમાંનો એક એણે મેળવેલી જીતોના માનને અર્થે સ્થાપવામાં આવ્યોછે. એ ક્રમને સંવત કહેછે અને તે ઇ૦ સ૦ પૂ૦ ૫૭ થી શરૂ થાયછે. એનો સ્થાપનાર અદ્યાપિ "विक्रमादित्य शकारि" એટલે શક લોકનો અરિ કહેતાં શત્રુ, નામથી ઓળખાયછે. તે જેમ મહાવીર તેમજ વિદ્વાન રાજા હતો, અને તેણે પોતાની સમીપ તે કાળના કવિઓ અને તત્વજ્ઞાની પંડિતોને ભેગા કર્યા હતા. એમાંના મુખ્ય વિદ્વાનો વિક્રમાદિત્યની રાજસભાના એટલે દરબારના "નવરત્ન" કહેવાતા. તેઓ એટલા બધા વિખ્યાત થયા કે પછીના સમયમાં સર્વોત્તમ સંસ્કૃત કાવ્યગ્રંથો, કે નાટકો, અને તત્વજ્ઞાન અથવા વિદ્યાનાં પુસ્તકોમાંનાં ઘણાં રચનારા તેઓ ગણાય, પરંતુ તે ચોપડીઓની ઇબારત તથા વિષયો દેખાડી આપેછે કે તેઓ બહુ જુદે વખતે બનેલાં હોવાં જોઇએ. ઉદાહરણ, શકુંતલા નામે સુંદર નાટક કદાચિત્

ઈ૦ સનના આરંભને શુમારે રચાયલુંછે તે એ 'નવરત્ન' માંના એકે બનાવેલું કહેવાયછે; અને એક મોટો સંસ્કૃત કોષ ત્યાર પછી બહુધા નવ કે દશ સૈકા પછી રચાયલોછે તે એ નવમાંના બીજાએ કરેલો મનાયછે. સત્ય એ છે કે 'વિક્રમાદિત્ય' એ કીર્તિનામ કે ખિતાબ છે; ને એનો અર્થ 'પરાક્રમનો સૂર્યજ' થાયછે. એ ઉપનામ હિંદના ઈતિહાસમાંના કેટલાક મહીપતિઓએ ધારણ કર્યુંછે, પરંતુ ઈસ્વી સનની પૂર્વના પહેલા સૈકામાં જે વિક્રમાદિત્ય થયો તે એ સઘળાથી વધારે મહાન્ હતો. શક લોકનાં ધાડાંથી સ્વદેશનો બચાવ કરવામાં મહાન્, વિદ્વાનોને આશ્રય આપવામાં મહાન્, અને પોતાની રૈયત ઉપર રૂડી રીતે રાજ્ય કરવામાં પણ તે મહાન્ હતો.

**રાજા શાલિવાહન, ઈ૦ સ૦ ૭૮.**—આશરે સો વરસ પછી બીજો શૂરવીર હિંદી રાજા શક લોકની સામો ઊઠયો. તેનું નામ શાલિવાહન હતું; ઈ૦ સ૦ ૭૮ માં તેના માન્યાર્થે શક નામે બીજો સન સ્થાપવામાં આવ્યો. એ બંને સને,—ઈ૦ સ૦ પૂ૦ ૫૭ માં શરૂ થયેલા સંવત, અને ઈ૦ સ૦ ૭૮ માં શરૂ થયેલા શક,—હિંદમાં ઈતિહાસની સાલો ગણવામાં હજી પ્રસિદ્ધ રીતો છે.

**પછીથી શક લોકની સામા થનારા.**—એ પછીનાં પાંચસે વરસોમાં હિંદના મોટા ત્રણ રાજ્યવંશોએ શક લોકની સામે ઝઘડો ચાલુ રાખ્યો. ઈ૦ સ૦ ૬૦ થી ૨૩૫ સૂધી મુંબઈની વાયવ્ય કોણમાં શાહ કુળના રાજા અમલ કરતા હતા. ઈ૦ સ૦ ૩૧૯ થી ૪૭૦ લગી અયોધ્યા અને ઉત્તર હિંદમાં ગુપ્ત રાજ્યવંશને હાથ રાજ્યાધિકાર હતો; એ વેળા હુણ કે શક લોકની નવી ધાડોએ આવી તેમને જીતેલા દીસેછે. ઈ૦ સ૦ ૪૮૦ થી ૭૨૨ પર્યંત અને ત્યાર પછી પણ વલ્લભી રાજાને હાથ કચ્છ, માળવા, અને મુંબઈનો વાયવ્યે આવેલા પ્રાંતો હતા. ઈ૦ સ૦ ૫૩૫ ને શુમારે ગ્રીક વેપારીઓએ લાલ સમુદ્રમાં સાંભળેલું

કે ઉત્તર હિંદમાં હુણ નામે પ્રજા બળવાન છે. વલ્લભીના રાજદરબારનો અને ત્યાંના લોકનો હેવાલ હિઓએન ટસાંગ નામે ચીનાઈ જાત્રાળુએ પૂરો આપ્યોછે (ઈ૦ સ૦ ૬૩૦-૬૪૦). રાજ્યધર્મ બૌદ્ધ હતો; પણ પાખંડીઓ (એટલે બ્રાહ્મણ) પુષ્કળ હતા; બૌદ્ધ મતવાળામાં બે પક્ષ હતા; એક શક રાજવંશીઓનો ઉત્તર સંપ્રદાય, અને બીજો દક્ષિણ અથવા અશોકનો સંપ્રદાય. ઈ૦ સનના આઠમા સૈકામાં સિંધ ઉપર ચડી આવેલા પ્રથમના આરબોએ વલ્લભી રાજ્યને ઊથલાવી નાંખેલું દીસેછે.

# प्रकरण ८ मुं.

## હિંદુમતની વૃદ્ધિ, ઈ૦ સ૦ ૭૦૦ થી ૧૫૦૦ લગી.

**હિંદના લોકનાં ત્રણ મૂળ.**—હિંદના લોક જે ત્રણ જાતોના બન્યાછે તેમને આપણે હવે નિરખી ગયા. એમાં પહેલી જાત અનાર્ય (અનાડી), કે જૂનામાં જૂના રહેવાશીની હતી; વખતે એમને અસલ કે પ્રથમના વતની કહેવામાં આવેછે. બીજી આર્ય જાત, એ ઐતિહાસિક કાળની પૂર્વે મધ્ય એશિયામાંથી આવી. ત્રીજી શક કે તાર્તાર જાત. ઇતિહાસનો આરંભ થવા માંડ્યા પહેલાં તેઓ હિંદમાં આવવા લાગ્યા હતા, પરંતુ પાછળથી ઇસ્વી સનની પૂર્વેનો પહેલો સૈકો અને ઇસ્વી સનનો પાંચમો સૈકો એ બેની વચ્ચેના વખતમાં તેઓનાં ધાડાં બહુ જોરભેર આવ્યાં. આ દરેક જાતને પોતાની રૂઢીઓ અને ભાષા હતી તથા ધર્મ હતો.

**આર્ય અને અનાર્ય લોક.**—અનાર્ય લોક શિકાર વડે નિર્વાહ ચલાવનારા હતા. સંસારવ્યવહારમાં કેટલાક લગ્નની અસલ રીત પ્રમાણે વર્ત્તતા. એ રીત એવી હતી કે બે કે વધારે ભાઇઓ વચ્ચે એક વહુ હોઇ શકે, અને વારસો પોતાનાં છોકરાંને ન મળતાં બેનનાં છોકરાંને મળે. દાનવોને પૂજવા, અને જનાવરોના તથા માણસોના ભોગ આપી પિશાચ, ખવીસાદિક દ્વેષી જીવોના કોપથી ઊગરવું એ તેમનો ધર્મ હતો. એવા જીવોને તેઓ દેવ કહેતા. શિકાર વડે નિર્વાહ કરવાની અવસ્થાથી આગળ વધી આર્ય લોક જમીન ખેડવાનો સ્થિર ઉદ્યમ કરતા હતા. સંસાર માંડવામાં એક નારીને એક વર એ ધારો તેઓમાં હતો; અને કુલાચાર અને દાયભાગના કાયદા હાલ હિંદમાં ચાલેછે તેવાજ લગભગ તે કાળે તેઓમાં હતા. દિવ્ય અને હિતકારી દેવોને પૂજવા એ તેમનો ધર્મ હતો.

**શક લોક.**—ત્રીજી જાતની એટલે શક લોકની અવસ્થા પહેલી બે જાતોની હાલતની વચ્ચેની હતી. ઐતિહાસિક કાળની પૂર્વે આવેલા અતિ પુરાણા શક લોક અનાર્ય લોકના જેવાજ જંગલી હોય ખરા, અને જેમને આપણે હિંદના મૂળ વતની કહીએ છીએ તેઓનો કોઇ ભાગ હશે એમ સંભવે છે. પણ ઈ૦ સ૦ પૂ૦ ૧૨૬ થી ઈ૦ સ૦ ૪૦૦ લગીમાં શક લોકનાં ટોળેટોળાં હિંદમાં ધશી આવ્યાં. તેઓ અનાર્યના જેવા શિકાર પરજ ગુજારો કરનારા ન હતા અને આર્ય લોકની પેરે ખેતી કરનારાએ ન હતા. તેઓ ભરવાડ કે ગોવાળીઆ હતા અને મધ્ય એશિયાનાં મેદાનોમાં પોતાનાં ઢોરો સહિત ભટકતા, અને યુદ્ધ કરવામાંજ કુશળ હતા.

**આર્યકૃત સુધારાનાં કામો.**—એ પ્રમાણે હિંદમાં સુધારો કરવાનાં સાધન પૂરાં પાડનારા આર્ય લોક હતા. તેમની વૈશ્ય નામે એક વર્ણે જમીનને ખેડાતી કરી; ક્ષત્રિય નામે બીજી વર્ણે અણસુધરેલા અનાર્ય લોકને જીત્યા; અને બ્રાહ્મણ નામે તેમની ત્રીજી જ્ઞાતિએ ધર્મ અને વિદ્યા ઉત્પન્ન કર્યા. અસલના બ્રાહ્મણ ધર્મમાં નીચ જાતોને કાંઈ લેખવી નથી; પણ ઈ૦ સ૦ પૂ૦ ૫૦૦ ને શુમારે બૌદ્ધ નામે વધારે વિશાળ ધર્મ નીકળ્યો તેનો આધાર તેઓ ઉપર હતો. ઊંચી આર્ય જાતની સત્તામાં અસલના અનાર્ય લોકને આણવાનું કામ એ નવા પંથે બહુ કર્યું, અને ઈ૦ સ૦ પૂ૦ ૧૨૬ થી ઈ૦ સ૦ ૪૦૦ સુધીમાં શક લોક આવ્યા તેમણે એ સત્તા સ્વીકારી માટે હિંદની જાતોને એકઠી મેળવનાર પહેલું મોટું સાધન બૌદ્ધ ધર્મ હતો. અનાર્ય, આર્ય, અને શક લોકને સરખી રૂઢીઓ અને સામાન્ય ધર્મથી એક પ્રજામાં જોડવાનું કેટલુંક કામ તે ધર્મે કર્યું. તેનું એ કામ પૂરૂં થતા પહેલાં તેને હિંદમાંથી હાંકી કાઢવામાં આવ્યો.

**બ્રાહ્મણો.**—એ કામ બ્રાહ્મણોએ જારી રાખ્યું. તેમની

પ્રાચીન જ્ઞાતિ બૌદ્ધ મતની ચઢતીના સમયમાં પણ ઊંચે દરજ્જે રહી હતી તે તે માર્ગના પડી ભાગવાથી કુલ અધિકાર પામી. ઈ૦ સ૦ ૬૪૦ માં જે ચીનો હિંદમાં જાત્રા કરવા આવ્યો હતો તેણે બ્રાહ્મણો, (તેના લખવા પ્રમાણે પાખંડિયો), પોતાની સત્તા પાછી સ્થાપવા લાગ્યા હતા તેનું વર્ણન કર્યુંછે. એ વેળાએ પણ બ્રાહ્મણોનાં દેવાલયોની સામા ટકી રહેવાને બૌદ્ધ મઠોને ઝઘડો કરવો પડતો. ત્યાર પછીનાં બસોં વરસોમાં આસ્તે આસ્તે બ્રાહ્મણોની ચઢતી થઈ. એ ધર્મોના વિરોધે કરીને બોધ કરનારા એક પછી એક મહાન્ બ્રાહ્મણો પ્રગટ થયા. એમાંના કેટલાકનાં ચરિત્રો લગભગ પંડે બુદ્ધના ચરિત્રનાં જેવાં ખૂબી ભરેલાં છે. એમાંનો પહેલો આચાર્ય કુમારિલ, બિહારનો પવિત્ર બ્રાહ્મણ હતો. ઇસ્વીસનના આઠમા સૈકામાં તેણે ઉપદેશ કરવા માંડ્યો. વેદ પ્રમાણે જૂનો મત એ છે કે સગુણ સ્રષ્ટા અને પરમેશ્વર છે. આ મતનો તેણે બોધ કર્યો. બૌદ્ધ ધર્મમાં સગુણ ઇશ્વર નહોતો માન્યો. પાછલી એક કથા એવી છે કે કુમારિલે બૌદ્ધ મતની વિરૂદ્ધ ઉપદેશ કર્યો એટલુંજ નહિ; પણ તેમના ઉપર જૂલમ કરવાનું કોઈ દક્ષિણ હિંદના રાજાના મનમાં ઉતાર્યું. એવું કહેવાયછે કે આ રાજાએ પોતાના સેવકોને આજ્ઞા આપી કે 'બૌદ્ધ માર્ગી ઘરડા માણસ અને નાનાં છોકરાં હિંદના દક્ષિણ છેડાથી હિમાલયપર્યંત જ્યાં હોય ત્યાં તેમને મારી નાંખો. જે નહિ હણે તેને હણો,' તથાપિ હિમાલયથી કન્યાકુમારી સુધી જૂલમ કરવાની સત્તા જેને હાથ હોય એવો રાજા એ કાળે હિંદમાં ન હતો. દક્ષિણ હિંદના ઘણા રાજામાંના કોઈ એકે પોતાના સંસ્થાનમાં જૂલમ ગુજારેલો તેનો રજનો ગજ કરેલો એ હેવાલ છે. બૌદ્ધ માર્ગને પોતાને ક્ષય લાગેલો હતો તથા હિંદની જાતોનું ઐક્ય થવાને બ્રાહ્મણોએ નવો ઇલાજ કર્યો હતો, એ બે કારણોથી તેમને (બ્રાહ્મણોને)

ફતેહ મળી. એ નવા એકત્ર થવાનો ઇલાજ હિંદુધર્મ હતો.

**હિંદુ ધર્મનો બેવડો પાયો.**—સંસારી ગાંઠ અને ધર્મની એક્યતા એ બે હિંદુ મતનું સ્વરૂપ છે. સંસારી ગાંઠનો આધાર જ્ઞાતિભેદ ઉપર છે, અને તેનાં મૂળિયાં હિંદના લોકની જાતિ તત્વોમાં ઊંડાં રહેલાંછે. બ્રાહ્મણોના વૈદિક માર્ગની સાથે બૌદ્ધ ધર્મ, અને અનાર્યલોકના જંગલી વિધિઓ જોડાઈ જઈ હિંદુ ધર્મનું ઐક્ય ઉત્પન્ન થયુંછે. હિંદુ વ્યવસ્થાનાં આ બંને રૂપને આપણે સ્પષ્ટ જોવાં જોઇએ-સંસારી ગાંઠના રૂપને અને ધર્મના ઐક્યના રૂપને.

**જ્ઞાતિભેદનો પાયો.**—સંસારી ગાંઠને અર્થે હિંદુ મતે લોકને પ્રાચીન વિભાગમાં ફરીને ગોઠવ્યાછે. દ્વિજમાં એટલે બેવાર જન્મેલી આર્ય જ્ઞાતોમાં બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્ય તથા એકવાર જન્મેલી નાતોમાં અનાર્ય શૂદ્ર લોક અને વર્ણસંકર વર્ગો હતા. હિંદના લોકની આ ગોઠવણ અદ્યાપિ જારી રહીછે. દ્વિજ જ્ઞાતિઓ આજે પણ જનોઈ પહેરેછે; અને વેદના પવિત્ર ગ્રંથોનો અસમાન તથાપિ સહભાગિયા હોવાનો દાવો કરેછે. એકવાર જન્મેલાને આજે પણ જનોઈ દેવામાં આવતી નથી; અને બધા વર્ગના લોકને વાસ્તે ઇંગ્રેજ સરકારે નિશાળો સ્થાપી ત્યાંલગી તેઓને પવિત્ર પુસ્તકોનો અભ્યાસ કરવા દેતા નહિ. પણ લોકની ભિન્ન જાતોને આધારે નાતો થયા છતાં તેઓના ભેદ ઉપર વિભાગ પાડનારી બીજી બે વ્યવસ્થાએ અસર કરેલીછે. એ બેમાંની એક લોકનો ધંધો છે અને બીજી તેઓને રહેવાનાં ઠેકાણાં છે. અતિ પુરાતન કાળમાં પણ જ્ઞાતિઓને જુદાં જુદાં કામ સોંપવામાં આવ્યાં હતાં. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શૂદ્ર એવા તેમના વિભાગ થઈ શકે: અથવા ધર્મગુરૂ, યુદ્ધ કરનારા, ખેડુત, અને દાસ એવા થઈ શકે. હિંદના જે ભાગમાં તેઓ વસેછે તે પ્રમાણે

પણ તેમના ભેદ થયાછે. બ્રાહ્મણોમાં પણ કેવળ ભિન્ન દશ વર્ગો કે પ્રજા છે. એમાંના પાંચ બ્રાહ્મણ વર્ગો કે પ્રજાઓ વિંધ્યા પર્વતની ઉત્તરે રહેછે; અને પાંચ દક્ષિણમાં રહેછે. એ દશમાંનો પ્રત્યેક બાકીનાથી પોતાને કેવળ ભિન્ન સમજેછે, અને તેઓમાં ૧૮૮૬ ગોત્ર કે ઉપજાતો છે. એજ પ્રમાણે હિંદના પ્રાંતોમાં વસનારા ક્ષત્રિયો કે રજપૂતોનાં ૫૯૦ ગોત્ર છે.

**જાતોની ગુંચવણ.**—એમ લોકના ચાર વર્ગો પાડેલા હોય એવી ઘણીસાદી ગોઠવણ હિંદની નાતોની પ્રથમ દેખાયછે, પણ વસ્તુતઃ તે ઘણી ગુંચવણ ભરેલી છે, કારણ કે તેના ભેદનો આધાર ત્રણ કેવળ ભિન્ન વ્યવસ્થાપર રહેલોછે; એ વ્યવસ્થાનાં નામ જાતિ, ધંધો, અને વસવાની જગ્યા છે. હિંદની નાતોની સંખ્યા વિષે અટકળ કરવી પણ કઠણ છે. પરંતુ જેમને જુદાં નામ છે, અને જેઓ પોતાને નોખા વર્ગો ગણેછે, એવી નાતો ત્રણ હજારથી ઓછી નથી. એ ભિન્ન નાતો માંહોમાંહે લગ્ન વહેવાર કરી શકતી નથી અને ઘણીખરી એક એકનું ખાતી નથી. સાધારણ નિયમ એ છે કે ઊંચી નાતનો હિંદુ તેનાથી નીચી નાતનાએ રાંધેલું અન્ન જમે નહિ. હક્ક પ્રમાણે દરેક નાતે પોતાના ધંધાને વળગી રહેવું જોઇએ. દરેક પ્રાંતમાં પ્રત્યેક જુદા પ્રકારનો ધંધો કે હુનર કરનારાની જુદી નાત ઠરાવવાનું વસ્તુતઃ વળણ છે. પણ તે પ્રમાણે હમેશ ચાલતું નથી અને નાતો ઘણીક વાર પોતાના ધંધા બદલેછે, અને નીચ જાતો કોઇવાર સંસારમાં ઊંચી પંક્તિએ ચઢેછે. ઉદાહરણ, પ્રાચીન કાળમાં વૈશ્ય જ્ઞાતિ જમીન ખેડનારી હતી. ઘણાખરા પ્રાંતોમાં આ મહામહેનતનું કામ છોડી દેઇ વૈશ્યો હવણા મોટા વેપારી અને શરાફ થયાછે. તેમના પૂર્વજો તડકામાં હળ ફેરવતા, વાવતા, અને લણતા, ત્યારથી તેમનાં ગોરી ચામડી, ચતુર વદન, અને સભ્ય વર્તણુક બદલાયાં હશે.

આખા હિંદમાં આ તરેહનો ધંધાનો ફેરફાર આ વખતમાંએ થાયછે.

**નાત એ ધંધાનું મહાજન છે** :—જ્ઞાતિપદ્ધતિની સત્તા લોકના ઉદ્યમ ઉપર પણ ઘણી છે. પ્રથમ તો દરેક નાત રોજગારનું મહાજન છે. પોતાના વિશેષ રોજગારમાં નાતના તરૂણોને અનુભવી કેળવણીનું તે ખચિત સાધન છે; તે પોતાના ધંધાના નિયમો ઠરાવેછે; અને ઉજાણીઓ અને જ્ઞાતિ મેળાવડાથી સ્નેહ ભાવમાં વધારો કરેછે. મલમલ, રેશમી કાપડ, છાપો, મીનાકારી, હથીઆરો, અને સુંદર જડાવ દાગીનાદિક હિંદના મધ્ય યુગનો પ્રખ્યાત માલ એ નાતો કે ધંધાનાં મહાજનોની સંભાળથી સંપૂર્ણતા પામ્યો હતો. હિંદના ઘણા ભાગોમાં એવાં મહાજન હજી ઉદ્યોગમાં પૂરાં મચેલાંછે. ઉદાહરણ, મુંબઇ ઇલાકાના વાયવ્ય પ્રાંતોમાં હુનરો કરનારાં કુટુંબના વડીલો પોતપોતાના ધંધાના મહાજનમાં ગોઠવાયલાછે. મહાજન કે નાત પોતાના આસામીઓને માંહોમાંહે અણઘટતી પડાપડી કરતા અટકાવેછે, અને બીજા ધંધાવાળા જોડે વાંધો ઊઠેછે તેવારે પોતાના ધંધાવાળાની વહારે ચઢેછે. ઉદાહરણ, સને ૧૮૭૩ માં અમદાવાદમાં કેટલાક કડિયા બેરોજગારી થયા. એ ધંધામાં સાધારણ રોજ ઉપરાંત વહાણે વહેલા જઇ વધારે વખત કામ કરવાથી સવાઇ મળેછે. જે આસામીઓને રોજી ન હોતી મળતી તેમની ફર્યાદ પરથી કડિયાના મહાજને મળી ઠરાવ કર્યો કે હાલ બધાને કામ મળતું નથી માટે કોઇએ સવાઇએ જવું નહિ. તેજ શાહેરમાં સને ૧૮૭૨ માં કાપડિયા લોકે લૂગડાંપર આર દેનારાના મુસારાનો દર ઓછો કરવા માંડ્યો. આર દેનારાંના મહાજને હલકે દરે કામ કરવાની ના પાડી, અને છ અઠવાડિયાં બંધી પાળી. અંતે વાંધો પત્યો. બંને મહાજનોએ મળી ત્યાર પછી આપવાનો દર ઠરાવ્યો અને સ્ટાંપના કાગળ

પર તે કરાર લખાયો. તરૂણો ધંધામાં પહેલા દાખલ થાય તે વખતે ઊંચી નાતો કે મહાજનોમાં તેમની પાસેથી દાખલ કરવાની દસ્તૂરી લેવાનો રિવાજ અમદાવાદમાં છે. એ લવાજમની તથા નાતના ધારા તોડનારને દંડ કરવામાં આવે તેની ઊપજમાંથી મહાજનની ઉજાણીઓ થાયછે, અને પોતામાંના ગરીબ કારીગરોને તથા માબાપવિનાનાં છોકરાંને આશ્રય આપવામાં આવેછે. મહાજનને ઊપજ કરવાની પસંદ પડતી એક રીત સૂરતમાં એવી છે કે અમુક દિવસે અણોજો પાળવો અને માત્ર એક દુકાન ઊઘાડી રાખવી. એ દુકાન ઊઘાડી રાખવાનો હક્ક હરાજ કરી તેની ઊપજમાંથી ઉજાણી કરવામાં આવેછે. એ મહાજનો કે નાતો પોતાની કોઇ જાતોને ભૂખે મરવા દેતા નથી. એમ વર્ત્તવાથી તે એકમેકને મદદ કરનારી મંડળી બનેછે, અને ભીખારીને સહાય કરવાના કાયદાનું કામ હિંદમાં બજાવેછે. હિંદુને ભારેમાં ભારે સંસારી સજા નાત બહાર મૂકાવુંછે.

**હિંદુ મતને ધર્મનો આધાર.**—તોપણ હિંદુ મત એ નાતને આશારે રહેલો માત્ર સંસારી સંપ નથી,—દેવ પૂજાને લગતું અને ધર્મનું બંધન પણ છે. જેમ હિંદના લોકની અનેક જાતોપરથી નાતો બની તેમ વેદનો જૂનો સાદો માર્ગ, બુદ્ધના શાંત મત અને અનાર્ય લોકના ભયાનક વિધિઓ કુલડીમાં ગળાઇ તેમાંના મૂલ્યવાન ધાતુ અને મેલના મિશ્રણ રસના હિંદુ દેવો બન્યા.

**બૌદ્ધ ધર્મની અસર.**—બૌદ્ધ મતે હિંદુ મતમાં પોતાનો દાનધર્મનો ઉદાર ઉત્સાહ મૂક્યો એટલુંજ નહિ, પણ પોતાનાં ઘણાંક ધર્મનાં ખાતાં તથા રિવાજો તેને માટે રહેવા દીધાં. આપણા સમયમાં ઓરિસ્સામાં મઠો છે તેઓ અગિયારસેં વરસોપર શીલાદિત્યના બૌદ્ધ અપાસરા હતા તેઓની બરોબરી

કરી શકે તેવા છે. હાલના વખતમાં સુરતના શાહુકારોનું મહાજન હુંડી ઉપર હકસાઈ લેછે. તેમાંનો કેટલોક ભાગ પાંજરાપોળ ખાતે ખરચેછે,—ઈ૦ સ૦ પૂ૦ ૨૪૪ માં અશોકે માંદાં માણસોને અને જનાવરોને સહાય કરવાને પદ્ધતિ ચલાવી હતી તેનો ખરેખરો પાછળ રહેલો એ અંશ છે. હિંદુ લોકના વૈષ્ણવ પંથમાં ધાર્મિકપણે રહેવાની રીત બૌદ્ધે પંડે ઘડેલા પુરાતન નિયમો પ્રમાણે છે. બંગાળાનો રાજેંદ્રલાલ મિત્ર નામે મોટો પંડિત જાતે વૈષ્ણવ છે તોપણ માનેછે કે જગન્નાથનો રથોત્સવ બૌદ્ધ ધર્મના કોઈ વરઘોડાની પાછળ રહેલી નિશાની છે.

**અનાર્યલોકથી થયેલી અસર.**—હિંદુ મતે પોતાના ઘણાક આધાર અને ઘણીક ક્રિયા હિંદના અનાર્ય લોક પાસેથી પણ લીધાંછે. લાકડાંનાં ઠુંઠાંની, અણઘડ પથરાની, અને ઝાડની પૂજા તેમની તરફથી આવેલીછે. બંગાળાના ગામડિયા લોકનો ધર્મ તો એમાંજ આવી રહ્યોછે. દરેક ગામડામાં બહુધા સિંદૂર લગાડેલો અણઘડ પથરો, કે લાકડાનું ઠુંઠું, કે રૂખડું હોયછે તેને ત્યાંના લોક ગામદેવ માની પૂજેછે. વખતે ઝાડ તળે મૂકેલું માટીનું ઢેપું પણ દેવની ગરજ સારેછે. નાગપૂજા અને કેટલાક હિંદુ પંથોમાં લિંગપૂજા એટલે ઉત્પાદક શક્તિના ચિન્હની પૂજા કરવામાં આવેછે તેનું મૂળ શોધી કાઢતાં કદાચ ઇતિહાસ ઉદયની પૂર્વે મધ્ય એશિયામાંથી આવેલા શક લોકમાં જડે.

**હિંદુ ભકતમાળાનું પુસ્તક.**—ઈ૦ સ૦ ૭૦૦ થી આજ પર્યંત હિંદુ લોકમાં એક પછી એક એમ કેટલાક ધર્મ સ્થાપનારા થઈ ગયાછે. મધ્ય યુગના સંતોનાં ચરિત્ર અને તેમના કરેલા ચમત્કારોની નોધ ભક્તમાળા નામે પુસ્તકમાં છે. એ ગ્રંથ ત્રણસેં વર્ષો પર નાભાજીએ જોડ્યો હતો. હિંદુ ધર્મના સંતોનું આ પુસ્તક ખ્રિસ્તિ લોકની "સુવર્ણ કથા" જેવું છે. એ નોધમાં

દરેક ઉપદેશકે કરેલાં કૌતુક એકજ પ્રકારનાં નથી, પરંતુ પ્રત્યેકે પોતાના ભવમાં પુષ્કળ ચમત્કાર કર્યાછે તેનું વર્ણન છે. એઓમાંના વધારે મોટા મહાન પુરૂષોને ઈશ્વરના અવતાર ગણ્યાછે, અને તેમના આવવાની ચેતવણી જૂના વખતથી આવેલી કહીછે. આ હિંદુ કહાણીઓમાં કેટલાકને કુંવારી કન્યાને પેટે જન્મેલા કહ્યાછે; કેટલાકે સિંહોને જીત્યા; મુએલાને જીવતા કર્યા; તેમના હાથપગ કાપી નાંખ્યા, ત્યારે પાછા ફૂટ્યા; તેમને પૂરેલાં કેદખાનાંનાં બારણાં ઊઘડી ગયાં; સમુદ્રે તેમને સ્વીકાર્યા, અને સહીસલામત જમીનપર પાછા મૂક્યા, અને પૃથ્વી ફાટી તેમના નિન્દકોને ગળી ગઈ. તેમનાં જીવતર અદ્ભૂત હતાં અને કેટલાંકનાં મરણ ગહન હતાં.

**શંકરાચાર્ય, ઈ૦ સનનો ૯મો સૈકો.**—ઉપદેશકોની પંક્તિમાં પહેલા બિહારના બ્રાહ્મણ કુમારિલ હતા. ઈ૦ સનના આઠમા સૈકામાં આખા હિંદમાં બૌદ્ધ ધર્મી લોક ઉપર જુલમ થયાની કલ્પિત વાત આગળ કહી ગયા તેના ઉશ્કેરનાર તરીકે એમનું નામ જણાવ્યુંછે. એનાથી વધારે પ્રખ્યાત એના શિષ્ય શંકરાચાર્ય હતા ત્યારથી કાંઈક આધારપૂર્વક ઈતિહાસ શરૂ થાયછે. એમનો જન્મ મલબાર દેશમાં થયો હતો અને એમણે કાશ્મીર સુધી પ્રવાસ કરી આખા ભરતખંડમાં ધર્મનો બોધ કર્યો, અને ૩૨ વર્ષની ઉમરે હિમાલયમાં કેદારનાથમાં તેમનો દેહ પડ્યો. તેમણે બ્રાહ્મણોના વેદાંતમતને તેનું છેલ્લું રૂપ આપ્યું, અને લોકપ્રિય કરી પ્રજાધર્મ બનાવ્યો. ૮ મા કે ૯ મા સૈકામાં તેમનો ટૂંકો ભવ પૂરો થયા પછી પ્રત્યેક નવા હિંદુ પંથને સગુણ ઈશ્વરની સ્થાપનાથી આરંભ કરવો પડેછે એ કહેવું ભાગ્યે અતિશયોક્તિ કહેવાય. તેણે એક તરફથી ઊંચી વર્ણના તત્વવેત્તાઓને અને બીજી બાજૂએ નીચ વર્ણના લોકસમુદાયને સમજાવ્યા. પોતાના આખા ભવની મહેનતથી થયેલાં બે પરિણામ

તેમણે પાછળ મૂકયાં, એક જામેલો બ્રાહ્મણ પંથ અને બીજો લોકથી સમજાય તેવો ધર્મ.

**શિવ અને તેની પત્નીનાં સ્વરૂપ.**—શંકરાચાર્યના મતને અનુસરનારા અને તેમની ગાદીએ બેસનારાને હાથે શિવપૂજન એ હિંદના બે મુખ્ય ધર્મોમાંનો એક ધર્મ બન્યો. તે સંહાર કરનારી અને પુનઃ ઉત્પન્ન કરનારી શક્તિઓનું સ્વરૂપ હતું, તેમજ ઊંડું તત્વજ્ઞાન દર્શાવનાર શિવ એ બ્રાહ્મણોના વિશેષ દેવ જલદી મનાયા. તેમને મન તો તે મોતસૂચક ચિન્હ હતું, જે મોતને તેઓ માત્ર અવસ્થાંતર કરનારૂં માનતા. વળી અનાર્ય જાતોમાં ભયના પાયાપર રહેલા ધર્મને માટે તેનું ભયાનક રૂપ ઠીક બેસતું આવ્યું. વેદના ગર્જના કરનાર રૂદ્ર અને અર્વાચીન હિંદુ દેવકોટિના દારૂણ દેવ ભીમ આદિ નામોની ટીપમાં એ ભયાનક રૂપ કાયમ રહ્યુંછે. એમ શિવને તેનાં બેવડાં લક્ષણોને લીધે ઊંચામાં ઊંચી નાતો તેમજ નીચામાં નીચી નાતો ઈશ્વર માનવા લાગી. અર્વાચીન હિંદુ ધર્મનો તે મહાદેવ કે પરમેશ્વર છે; તેની પત્ની દેવી છે, તે સર્વોપરી ઈશ્વરી છે. એનું સાધારણ ચિંન્હ લિંગ છે તે પુનરૂત્પત્તિનું લક્ષણ છે; તેનું પવિત્ર વાહન આખલો પણ તેજ મતલબની ઉપમા છે; તેનું ત્રિશૂળ તેના દહેરાને શિખરે રાખવામાં આવેછે. તેની મૂર્ત્તિઓમાં તેના બંને સ્વભાવનાં લક્ષણો છે. ચામડી ગોરી, ઊંડા ધ્યાનમાં બેઠેલા, જમીનને રસાળ કરનાર ગંગાનું ચિન્હ મસ્તકપર અને (પ્રજોત્પાદક તથા આર્યલોકની હળથી થતી ખેતીનું લાક્ષણિક ચિન્હ) પોઠીઓ પાસે, આવું તેનું સ્વરૂપ બ્રાહ્મણોની શિવ વિષેની કલ્પના છે. ગળામાં ખોપરીની માળા, કોટે સાપ વીંટાળેલો, વાઘનું ચામડું પહેરેલું, અને દંડને છેડે માણસનું માથું એ રૂપ વધારે જંગલી અનાર્ય લોકની શિવ વિષેની કલ્પના બતાવેછે. શિવને પાંચ મુખ અને ચાર હાથ છે. એમજ શિવની ભાર્યા તેના આર્ય કે બ્રાહ્મણ લક્ષણમાં

'ઉમા' એટલે તેજ, કોમળદેવી અને કુલીન મનોહરીનાં લક્ષણવાળી છે; અને દુર્ગા સુવર્ણ રંગની નારી, સુંદર પણ બીવડાવતી, વાઘનું વાહન જેને છે એવી, તેના મિશ્રરૂપમાં છે; કાલિકા કે કાળી જોગણી, વિકરાળ દેખાવની લોહીથી નીગળતી, માથે સાપના મુગટવાળી, તથા ખોપરીના હારવાળી તે તેના ત્રાસજનક અનાર્ય રૂપમાં છે.

**શિવપૂજાનાં બે રૂપ.**—શિવપૂજનના વિધિએ તેનાં ઉત્પત્તિનાં વડાં બે મૂળની નિશાની એથીએ વધારે અસરકારકપણે જાળવી રાખીછે. વધારે વિચારવંત માણસો અદ્યાપિ બાહ્ય ક્રિયાવિના, શંકર સ્વામીની આજ્ઞા પ્રમાણે ઇશ્વરત્વની આરાધના મૌન ધ્યાન વડે કરેછે. સાધારણ બ્રાહ્મણ શિવલિંગને ફૂલનો હાર ચઢાવેછે અથવા ચોખાનું નિર્દોષ નૈવેદ્ય ધરાવેછે. પણ નીચ જાતો અસંખ્ય જીવની હિંસા કરી તેના ભોગ ત્રાસદાયક કાળીને આપેછે; અને મરકી અને દુકાળના વખતમાં નિરાશાના આવેશમાં માણસનું લોહી અર્પી એ નિર્દય દેવીનો કોપ ટાળવાનો પ્રયત્ન કરતા. હાલ થોડા કાળ થયાંજ એ બંધ પડ્યુંછે. ઇ૦સ૦ ૧૮૬૬ ના દુકાળમાં કલકત્તાથી સો મૈલની અંદરમાં આવેલા એક કાળીના દેવળમાં ગળું કાપેલો છોકરો માલૂમ પડ્યો હતો; તેની ઊઘાડી આંખો ટકટકીને જોતી હોય તેવી હતી અને કઠણ થઇ ગયેલી લોહીવાળી જીભ દાંતની બહાર નીકળેલી હતી. હુગલી નામે બીજા ગામના એ દેવીના દહેરામાં મૂર્ત્તિની આગળ ફૂલથી શણગારેલું માથું મૂકયું હતું. એ જગા કલકત્તાથી માત્ર ૨૫ મૈલપર છે અને ત્યાં રૈલવે સ્ટેશન છે. અનાર્ય જાતોમાં માણસનું બળિદાન આપવાનો નિયમિત રિવાજ પાછળ કહેવામાં આવ્યોછે તેનો આ ખરેખરો પાછળ રહેલો શેષ છે. પ્રાચીન આર્યધર્મનો પુરાતન ગૂઢાર્થ પુરૂષમેધ કે મનુષ્ય અર્પણ એ વાસ્તવિક કે લાક્ષણિક હોય, પણ તેની સાથે આનો

સંબંધ નથી. એ ભયના પાયાપર રહેલા અનાર્ય ધર્મનો ભાગ છે. જેમ ગરજ વધારે તેમ શાંતિભોગ મોટો આપવો એવું તે ધર્મમાં હતું.

**તેર શૈવ પંથ.**—શિવને પૂજનારા તેર મુખ્ય પંથો તેના મિશ્રિત લક્ષણને બરાબર દર્શાવેછે. **સ્માર્ત્ત** બ્રાહ્મણો શંકરના શિષ્યોના વંશજ છે, અને દક્ષિણ હિંદમાં તેઓ પોતાનો ભવ હજી શાંત ત્યાગમાં કાઢેછે. દંડી સંન્યાસીઓ પોતાનો કાળ ભિક્ષા કરવા જવામાં અને ધ્યાન કરવામાં ગાળેછે. તેઓમાંના કેટલાક શિવને આર્ય ત્રિમૂર્ત્તિમાંનું ત્રીજું રૂપ ગણી વિધિ કર્યાવિના તેને ભજેછે. બીજા કેટલાક દેખીતી અનાર્ય દીક્ષા આપવાની ક્રિયા કરેછે. ભૈરવ નામે શિવના ભયાનક રૂપને બળિ આપવાને શિષ્યને દીક્ષા આપતી વેળા તેના ઘુંટણ (ઢીચણ) ના અંદરના ભાગમાંથી રક્ત કાઢેછે. અનાર્ય લોકની મડદાંને દાટવાની કે કોઈ પવિત્ર નદીમાં નાંખી દેવાની રૂઢી બધા દંડી સંન્યાસીઓ પાળેછે. હરેક પ્રકારના સાધુઓ યોગીમાં ગણાયછે. જેઓ બોલવું તજી ગુપ્ત જ્ઞાન મેળવી, અને લાંબા વખત લગી સમાધિ ચઢાવી શિવ જોડે અનૈહિક ઐક્ય પામી આ ભવનું ભાન ભૂલ્યા છે, તેઓથી માંડીને તે હવામાં અધર રહી શકવાનું કહી ઠગનારા બાવા, અને ખેલ કરનારા બકરો લઇને પ્રવાસ કરનાર મદારી લગીના ગોસાંઇ, યોગી (જોગી) કહેવાયછે. શૈવ માર્ગીઓમાં દેહદમન અને યોગાભ્યાસ કરનારાથી ઉતરતા ઉતરતા મડદાંનું માંસ ખાનારા અને પોતાના તનપર છરી વતી ઘા કરનારા સ્ત્રીના અઘોરીઓ છે. નીચામાં નીચા પંથો, માંસભક્ષણમાં અને ઘાતકી પૂજનવિધિઓમાં આર્ય કરતાં અનાર્ય રીતને વધારે પસંદ્ર કરેછે.

**વિષ્ણુપૂજા.**—વેદકથામાં વિષ્ણુ એ સૂરજ, 'અજીત પાલન કરનાર' અને ત્રણ ડગલાંમાં આખું વિશ્વ રોકનાર રૂપે

દેખા દેછે ત્યારથી હમેશા તે મનુષ્ય ગુણોને બહુ મળતા આવે એવા દેવ છે. તે તેના પછીના અવતારોએ કરીને માણસ જોડે હળી ગયેલા વહાલા મિત્ર થયા. લોકપ્રિય ધર્મની અચૂક પ્રેરણાબુદ્ધિએ વિષ્ણુપૂજાને માટે તેના દશ કે બાવીસ અવતારોમાંના જે બે અતિસૌંદર્યે ભરેલા અને અતિ માનુષ્ય હતા તે પસંદ કર્યા. રામને અને કૃષ્ણને રૂપે વિષ્ણુની અગણિત પ્રેમની ગાથાઓ થઇ. તેનો સાતમો અવતાર રામ એ સંસ્કૃત વીરરસકાવ્ય રામાયણના નાયક છે. બીજું વીરરસકાવ્ય મહાભારત છે તેમાં આઠમા અવતારમાં કૃષ્ણને રૂપે ઉદાર રાજકુંવર વિષ્ણુ બન્યાછે. પાછળથી ગોપગોપીનાં ગીતગરબાના નાયક તેઓ બન્યા; વૈષ્ણવ પુરાણોમાં તે પરબ્રહ્મ પરમાત્મા ઠર્યા; અને હાલ હિંદુઓમાં સૌથી વધારે લોકપ્રિય દેવ તરીકે મહાલેછે. જગન્નાથ એટલે જગતનો પ્રભુ, એ નામે તે પુરીમાં પૂજાયછે; અને ત્યાંથી તેની કીર્તિ સુધરેલી દુનિયામાં પ્રસરી. પરંતુ તેની રથજાત્રામાં તેના ભક્તો જથાબંધ આત્મઘાત કરેછે એવી સાધારણ વાત ચાલેછે તે કેવળ ખોટી છે, અને તે ધર્મને ખરેખર ગેરઇનસાફ કરનારી છે. વિષ્ણુ સદા દિવ્ય અને સ્નેહી દેવ છે, ફૂલવિના બીજું કાંઇ માગતા નથી, ને હત્યાને દોષ ગણેછે. એ બાબત કેટલાક ઇંગ્રેજી ગ્રંથકર્ત્તાએ નિન્દા લખીછે તે સરકારી દફતરોથી અને તે સ્થળે જઇ બરોબર કરેલી તજવીજથી જૂઠી પડેછે. વિષ્ણુને માનનારાને વૈષ્ણવ કહેછે.

**વિષ્ણુપુરાણ, ઇ૦ સ૦ ૧૦૪૫ નો શુમાર.**—વૈષ્ણવ મતોના સંગ્રહનું ધર્મ પુસ્તક ૧૧ મા સૈકામાં બન્યું. વિષ્ણુપુરાણ રચવાનો સમય શુમારે ઇ૦ સ૦ ૧૦૪૫ છે, અને સંભવિત છે કે તેના નીમ પ્રમાણે, પુરાણી કથા વાર્તા શૈવ અને બૌદ્ધ મતની હારોહાર સેંકડો વરસથી ચાલતી હશે તેઓ તેમાં દાખલ કરેલી હશે. તેમાંના મત વેદમાંથી લીધેલાછે, તથાપિ પાધરા વેદમાંથી

આણ્યા નથી, પણ એ મોટાં વીરરસકાવ્યો રૂપી ગરણામાં ગાળી કાઢેલાછે. વૈષ્ણવ અને શૈવ માર્ગો રચનારા બ્રાહ્મણોએ પોતપોતાના સમોવડિયા મતોને ૧૮ પુરાણોમાં લખ્યાછે તેમાંનું એક એ પુરાણ છે. એ ગ્રંથોમાં હિંદુ ત્રિમૂર્તિમાંના બીજા અને ત્રીજા દેવોની વિશેષ પ્રશંસા કરીછે, કોઈમાં વિષ્ણુને સર્વથી શ્રેષ્ઠ અદ્વિતીય બ્રહ્મ કહ્યાછે, અને કોઈમાં શિવને કહ્યાછે; પણ જ્યાં વધારે ઊંડાણમાં પેઠાછે ત્યાં અનાદ્યંત અદ્વિતીય બ્રહ્મને દર્શાવનારાં રૂપ એ બંનેને માન્યાંછે. તેઓમાં ૧૫ લાખ લીટીઓ છે એમ કહેવાયછે, પરંતુ તેઓમાં વિષ્ણુપૂજા અને શિવપૂજા વિષે જે લખ્યુંછે તે બ્રાહ્મણોની તેને વિષે કરેલી કલ્પનાને અનુકૂળ પડે તેવું છે; પણ નીચ વર્ણોના વિચારને રૂચે તેવું નથી.

**વૈષ્ણવ ઉપદેશકો.—રામાનુજ, ઈ૦ સ૦ ૧૧૫૦.**—વૈષ્ણવ પંથના ઉપદેશ કરનારા આચાર્યોમાં પ્રથમ દક્ષિણ હિંદના બ્રાહ્મણ રામાનુજ થયા. બારમા સૈકાને મધ્યભાગે તેમણે શૈવમાર્ગની સામા માથું ઊઠાવ્યું અને મત ચલાવ્યો કે વિષ્ણુ એ જગતનું આદિકારણ અને સરજનહાર એક અદ્વિતીય બ્રહ્મ છે. આ મતને માટે દક્ષિણના ચોલા રાજાએ તેના ઉપર જુલમ ગુજારવા માંડ્યો, કેમકે તે રાજા પોતાના તાબાના દેશમાં વસનારાં બધાં માણસોને શૈવમત મનાવવાની કોશિશ કરતો હતો. એ કારણથી રામાનુજ ત્યાંથી નાશી મ્હૈસૂરના જૈન રાજાપાસે ગયા, અને તે રાજાની દીકરીના અંગમાં ભૂત ભરાયું હતું તેને કાઢવાથી રાજા વૈષ્ણવ થયો. એ આચાર્યનો કાળ થયા પહેલાં એમના મતનો પ્રસાર દેખાડનાર સાતસેં મઠ બનેલા કહેવાયછે. એમાંના ચાર આજ પર્યંત રહ્યાછે.

**રામાનંદ, ઈ૦ સ૦ ૧૩૦૦-૧૪૦૦.**—રામાનુજ સ્વામીની પછી તેમની ગાદીએ બેસનાર પાંચમા આચાર્ય રામાનંદ હતા. એમણે તેમના મત ઉત્તર હિંદમાં ફેલાવ્યા. એમની

રહેવાની મુખ્ય જગા કાશીમાં એક મઠમાં હતી, પણ સદૈવ ત્યાં પડી ન રહેતાં દેશોદેશ પ્રવાસ કરી એક અદ્વિતીય પરમેશ્વર વિષ્ણુને મનાવવાનો બોધ કર્યો. એણે બાર મુખ્ય શિષ્યો ઠરાવ્યા તેઓ બ્રાહ્મણ કે ક્ષત્રિય ન હોતા, પણ નીચવર્ણ હતા. તેઓમાંનો એક ચમાર હતો, એક હજામ (ગાંયજો) હતો, અને જે સર્વથી વધારે પ્રખ્યાત થયો તે શાળવીનો છોકરો કહેવાતો હતો. રામાનુજે મુખ્યત્વે આર્ય જાતિઓને ઉપદેશ કર્યો, અને ગ્રંથો બ્રાહ્મણોની (સંસ્કૃત) ભાષામાં લખ્યા. રામાનન્દે સાધારણ લોકોને બોધ કર્યો અને તેના પંથનાં પુસ્તકો લોકની (હિંદી) ભાષામાં રચાયાંછે. ગામડીઆ લોકના ગાણાવડે, રજપૂત દરબારોના ભાટ ચારણનાં વીરરસ કવિતોવડે, પણ મુખ્યત્વે નવા લોકપ્રિય વૈષ્ણવ માર્ગને વિદ્યાની ગરજ પડી તેણે કરીને ચાલતી હિંદી બોલીમાં સુધારો વધારો થઇ પુસ્તકો લખાયાં.

**કબીર, ઈ૦ સ૦ ૧૩૮૦-૧૪૨૦.**—રામાનંદના બાર ચેલામાંનો એક કબીર હતો તેણે તેના મતને બંગાળામાં ફેલાવ્યા. તેના ગુરૂએ જેમ બધી હિંદુ નાતોને એક માર્ગમાં આણવાનો શ્રમ કર્યો તેમ તેણે ૧૫ મા સૈકાના આરંભને શુમારે હિંદુ અને મુસલમાન બેઉ દાખલ થઈ શકે એવો પંથ સ્થાપવાનો પ્રયત્ન કર્યો. હિંદમાં વસનારા માત્ર હિંદુજ નથી એ જોઇ કબીરે એવો સામાન્ય ધર્મ સ્થાપવાની કોશિશ કરી. તેના સમ્પ્રદાયના ગ્રંથોમાં માન્યુંછે કે હિંદુનો પરમેશ્વર છે તેજ મુસલમાનનો અલ્લા છે. તેનું સર્વમય નામ અંતર્યામી છે. પછી તેને મુસલમાનના અલી નામે ઉપાસો કે હિંદુના રામ નામે ભજો. કબીર પંથના શાસ્ત્રમાં લખ્યુંછે કે, 'અલીએ અને રામે કૃપા કરી આપણને જિંદગી આપીછે, અને આપણે પણ બધા જીવ ઉપર રહેમ કરવી જોઇએ ...... હિંદુ અગિયારસે અગિયારસે અપવાસ કરેછે; મુસલમાન રમઝાનમાં કરેછે. તમે એકને માન્ય કરો-

છો તો બાકીના મહીના અને દહાડા કોણે કર્યા ?.....હિંદુના ઈશ્વરની નગરી (વારાણસી કે કાશી) પૂર્વમાં છે, મુસલમાનના અલ્લાનું શહેર (મક્કા) પશ્ચિમમાં છે; પરંતુ તમારૂં પોતાનું હૃદય તપાસો, કેમકે મુસલમાન અને હિંદુ એ બેઉના પરમેશ્વર તેમાં છે. જ્યાં જુઓ ત્યાં બધામાં એકજ છે. દુનિયાનો જે માલિક છે તેજ અલીને પૂજનારાનો તેમજ રામને પૂજનારાનો પિતા છે. તે મારો રસ્તો દેખાડનાર છે, તે મારો ગુરૂ છે.'

**ચૈતન્ય, ઈ૦ સ૦ ૧૪૮૫-૧૫૨૭.**—ચૈતન્યનો જન્મ સને ૧૪૮૫ માં થયો. બંગાળા અને ઓરિસ્સા દેશોમાં એણે જગન્નાથની ભક્તિની જોડે વૈષ્ણવ મતોનો પ્રસાર કર્યો. એના જન્મારામાં કૌતુક અને ચમત્કારો થયાં; ચારસેં વર્ષો થયાં તે વિષ્ણુનો અવતાર મનાઈ પૂજાયછે. તેનું જન્મચરિત્ર એના વિષેની દંતકથાઓથી એટલું બધું ઢંકાઈ ગયુંછે કે તે આચાર્યની ખાનગી બીનાઓ વિષે આપણે થોડુંજ જાણીએ છીએ. માત્ર એટલું જાણવામાં આવ્યુંછે કે તે બંગાળાના નદીઆ ગામમાં વસનારા કોઈ બ્રાહ્મણનો પુત્ર હતો; તે જુવાનીમાં કોઈ પ્રખ્યાત ભક્તની બેટીને પરણ્યો હતો: ચોવીસ વરસે સંસાર ત્યાગ કરી ગૃહસ્થાશ્રમ તજી ઓરિસ્સા દેશમાં ગયો અને ત્યાં પોતાનો બાકીનો ભવ ધર્મબોધ કરવામાં ગાળ્યો. ઈ૦ સ૦ ૧૫૨૭ માં તે અદૃશ્ય થયો. તથાપિ એના મતવિષે પુષ્કળ સાક્ષી છે. તેનો અભિપ્રાય એ હતો કે બધા આદમી ભક્તિ કરી શકે, અને બધી નાતોના માણસો ભક્તિથી સરખા શુદ્ધ થાયછે. પૂર્ણ નિઃસંશય આસ્થા અને નિરંતર ભજન એ તેના પંથની મુખ્ય દીક્ષા હતી. મોક્ષમાર્ગ પૂજા ક્રિયામાં નથી, પણ ધ્યાનમાં છે. ધર્મગુરૂની આજ્ઞા માનવી એ તેના પંથનું એક મુખ્ય લક્ષણ છે; પરંતુ તેણે પોતાના શિષ્યોને તાકીદ આપીછે કે ગુરૂઓને બીજા પિતા પ્રમાણે પૂજ્ય ગણવા, દેવ

પ્રમાણે પૂજવા નહિ. હિંદના બીજા બધા ધર્મમાર્ગોના પેઠે એના સંપ્રદાયનો મોટો હેતુ પણ આત્માની મુક્તિ છે. એનું મત એ હતું કે મુક્તિ એટલે નિર્વાણ, તે પૃથક્ આત્માના અસ્તિત્વનો નાશ નહિ, પણ દેહના કલંકથી અને દોષથી તદન છૂટવું.

**ચૈતન્ય પંથ.**—એ પંથમાં પ્રત્યેક નાતના માણસો છે, તોપણ જે ગોસાંઈઓ ચૈતન્યના પ્રથમ શિષ્ય હતા તેમના વંશજોનો અમલ તેઓ સ્વીકારેછે. એમાં કુંવારા અને પરણેલા બેઉ દાખલ થઇ શકેછે. બ્રહ્મચારીઓ, અને ભીખ માગતા ફરનારા વેરાગીઓ એ માર્ગમાં છે. તથાપિ એના ધર્મ ઉપદેશકો ઘણુંકરીને પરણેલા માણસો છે. તેઓ કૃષ્ણ મંદિરની આસપાસ જથાબંધ બાંધેલાં ઘરોમાં પોતાનાં બૈરાં છોકરાં સાથે રહેછે ; અને એ રીતે ઓરિસ્સામાં ચૈતન્યની ભક્તિ કૌટુમ્બિક બની છે. જમીનદારો પોતાનાં કુટુંબને સારૂ બંધાવેલાં અને તેને અર્પણ કરેલાં મંદિરોમાં નિત્ય તેની પૂજા અને તેનું ભજન કરેછે. એના મરણ પછી એના પંથમાં એક ઉપપંથ નીકળ્યો તેણે સ્ત્રીઓ પોતાની મેળે આત્મજ્ઞાન વધારી શકેછે એમ સિદ્ધ કર્યું. એના મઠમાં કુંવારા બાવા અને કુંવારી બાવીઓ રહેછે—બાવીઓ માથે એક લટ રાખી બાકીનો ચોટલો મૂંડાવેછે. બાવા અને બાવીઓ ભેગાં મળી વિષ્ણુ અને ચૈતન્ય એ બંનેનાં સ્તવન ભજન ગાયછે અને ગાતાં ગાતાં નાચેછે. સંસારમાં રહેલાં બૈરાંને ભણાવવાને એ બાવીઓ ઉપયોગી છે એ તેમના માર્ગનો ખરેખરો અગત્યનો મત છે. બંગાળામાં સારાં કુટુંબોના જનાનાને ઘણા વખત લગી ભણાવવા જઈ શકનારાં માત્ર તેઓજ હતાં. આજથી પચાસ વર્ષો પહેલાં સ્ત્રીકેળવણીનો સુધારો તેમણે દાખલ કર્યો; અને એ પંથ કલકત્તામાં ફેલાયો તેનું કારણ એ કેળવણીની બૂજ ગણાયછે.

**વલ્લભ સ્વામી, આશરે ઈ૦ સ૦ ૧૫૨૦.**—ચૈતન્યના

મૃત્યુના સમયથી વિષ્ણુભક્તિની ક્રિયા ઉતરતી પંક્તિની થવા માંડી. ઇ૦ સ૦ ૧૫૨૦ ને શુમારે વલ્લભ સ્વામી ઉત્તર હિંદમાં એવો બોધ કરવા લાગ્યા કે જીવાત્માના ઉદ્ધારને અર્થે તપ કે કાયાકષ્ટની ગરજ નથી; હરિ મળવાને માટે નાગા અને ભૂખ્યા રહેવાની કે અરણ્યમાં વસવાની જરૂર નથી; તે તો પુષ્ટિમાર્ગમાં એટલે સંસારના સુખભોગમાં પ્રાપ્ત થઈ શકેછે. રાધાકૃષ્ણને પૂજનાર ધનવાન પંથ જૂના વખતથી હતો,—આ ગોપગોપીના પ્રેમનો અર્થ ગુહ્ય છે એવું તો સહજ કહેવામાં આવેજ. બાળ ગોપાળ એટલે નાનો ગોવાળીઓ એ રૂપે હિંદુ સ્ત્રીઓને કૃષ્ણ એથી વધારે પ્રિય છે. 'બાળ દેવ' (ઇસુખ્રિસ્ત) ની ખ્રિસ્તી ગાથાથી એને કદાચિત્ અજાણે ઉત્તેજન મળ્યું હોયે ખરૂં. મોક્ષનું પૂર્ણ સાધન ભક્તિ કે શ્રદ્ધા છે એમ કૃષ્ણને પૂજનારા પંથોમાં વધારે મનાતું જાયછે. એ ખ્રિસ્તી ધર્મની બીજી અસર હિંદુધર્મ ઉપર થયેલી હોઈ શકે.

**કૃષ્ણની ભક્તિ.**—ભોગવિલાસવાળા વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરનાર વલ્લભ સ્વામી હતા. દિવ્ય બાળકૃષ્ણ રૂપે વનમાં ક્રીડા કરનાર કે કુંજબિહારી (વિહારી) વિષ્ણુની ગોવાળીઆવસ્થા એ તેની સેવાનો વિશેષ વિષય હતો. છાયાળા કુંજ, સુંદર નારીઓ, ઉત્કૃષ્ટ મિષ્ટાન્ન, અને ઉષ્ણ દેશમાં વસનારા લોકના ઇંદ્રિયભોગને મીઠું કે પ્રિય લાગે તે સર્વ એ સેવામાં ભળ્યુંછે. એના પૂજનવિધિમાં પ્રતિદિન આઠ સેવા છે, ને તેમાં સુંદર કિશોર કૃષ્ણની પ્રતિમાને લાડથી નવરાવેછે: અત્તર લગાડેછે, સુશોભિત શૃંગાર અને વસ્ત્ર પહેરાવેછે, ને ઘણા કીમતી ભોગ ધરાવેછે. એની પૂર્વે થઈ ગયેલા વૈષ્ણવ આચાર્યોના અનુગામીઓ એકાંત મઠમાં રહેતા, અલ્પ વસ્ત્ર પહેરતા, અને ભિક્ષાવડે નિર્વાહ કરતા. પરંતુ વલ્લભ કુળના ગુરૂઓ મૂલ્યવાન વસ્ત્રાલંકાર સજી ફૂલેલ તેલ અને સુગંધમય કપૂર, ચંદનાદિ

લગાડી સેવા કરેછે. વણકર, હજામ કે ચમાર લોકને પોતાના પંથમાં લેવાનો યત્ન ન કરતાં આ ભવ સુખ ભોગવવાને માટે છે, અને તીર્થયાત્રા એ નવરાશના સમયમાં મઝા મારવાનાં સ્થળો કે વેપારની જોગવાઇ છે એવું માનનારા સાહુકારો અને વેપારીઓને લેવાનો યત્ન એ મહારાજો કરેછે.

**હિંદુઓનું ધર્મબંધન.**—હિંદુલોકને સંસારવહેવારનો પાયો જેમ જ્ઞાતિભેદથી મળ્યોછે તેમ શિવની અને વિષ્ણુની ભક્તિ એ તેમના ધર્મનું બંધન છે. હિંદુ ધર્મનું મૂળ મ્હોડે કહેવામાં તો વેદ છે, અને તેને ઇશ્વરે આપેલું પ્રમાણ માનેછે. પણ આપણે જોયું કે વહેવારમાં ચાલતો હિંદુધર્મ ઘણાં મૂળમાંથી નીકળ્યોછે. એ સર્વ ભિન્ન મૂળોના ભળવાથી ઉત્પન્ન થયેલી ને ઘણાખરા લોકમાં મનાતી વિષ્ણુભક્તિ અને શિવભક્તિ એ બે માર્ગો છે. મસ કેળવાયલો બ્રાહ્મણ શુદ્ધ એકેશ્વરી મતનોછે; ઓછો કેળવાયલો બ્રાહ્મણ ઇશ્વરત્વના કોઇ રૂપને પસન્દ કરી તેને પોતાના ઇષ્ટ દેવતા તરીકે પૂજેછે; સાધારણ બ્રાહ્મણ વિશેષ કરીને દક્ષિણમાં શિવને અસ્તિત્વ અને પુનરૂત્પત્તિના મૂળ તરીકે, નવા ભવમાં દાખલ કરનાર ત્રાસ રહિત મૃત્યુના ચિન્હ દાખલ તેના તત્વ વિવેકાર્થમાં પોતાનો ઇષ્ટ દેવ માનેછે, અને તેના લિંગને અદૃશ્ય પરમેશ્વરનું ચિન્હ ગણેછે. મધ્યમ વર્ગના લોકો અને વેપારી મંડળ વિષ્ણુના કોઇ અવતારને ભજેછે. નીચવર્ણો સંહાર કરનાર શિવને કે ભયંકર કાળી જેવા તેના કોઇ નારીરૂપને આરાધેછે. પણ ઘણું કરીને દરેક કેળવાયલો હિંદુ સમજેછે કે તેને સેવવાનો બાહ્ય પદાર્થ તેનો ઇષ્ટ દેવ માત્ર છે. તેણે પસન્દ કરેલું પરમેશ્વરનું રૂપ તે તેનો ઇષ્ટ દેવ.

# प्रकरण ९ मुं.

## પ્રથમ આવેલા વિજયી મુસલમાનો, ઈ૦ સ૦ ૭૧૪-૧૫૨૬.

**હિંદુ ધર્મપર મુસલમાન લોકે કરેલી અસર.**—ઈ૦ સનના ૧૦૦૦ ને શુમારે મુસલમાની વિજય રૂપી જુવાળ ચડવા લાગ્યો તેમાં હિંદુ ધર્મે ડબકાં ખાધાં, પણ ડૂબી ગયો નહિ. દક્ષિણ હિંદના ઘણાખરા લોક અદ્યાપિ હિંદુ છે. દેશી રાજ્યોના અધિપતિઓની સંખ્યાનો બહુ વધારે મોટો ભાગ હજુએ બ્રાહ્મણોની સત્તા નીચે છે. પણ વાયવ્ય કોણમાં વસનારા લોકની સંખ્યાનો આશરે એક તૃતીયાંશ મુસલમાન ધર્મ માનેછે. સવારી રૂપી મોજાં પહેલાં આવતાં તેઓ અહિં ભાગી પડતાં. ગંગાના પ્રદેશના ઉપલાણના ભાગમાં કેટલીક મુસલમાની રાજ્યધાનીઓ એક પછી એક થઈ ગઈછે, અને નીચલા બંગાળાના ભેજવાળા પ્રદેશના અસલ વતનીઓમાંના ઘણાખરાએ મુસલમાન ધર્મ સ્વીકાર્યોછે.

**પ્રથમ થયેલા મુસલમાન રાજ્યવંશો, ઈ૦ સ૦ ૭૧૪-૧૫૨૬.** મુગલાઈ રાજ્યનો ઉદય થયાની પૂર્વે ઉત્તર હિંદમાં પ્રથમ જે મુસલમાનોએ જીત કરી તેઓ વિષે આ પ્રકરણ છે. પરંતુ હિંદના મધ્ય યુગના ઇતિહાસમાં એક પછી એક મુસલમાની રાજ્યવંશો થઇ ગયાછે તે સર્વની અહીં કાળાનુક્રમે યાદી આપવી અનુકૂળ જણાયછે.

હિંદમાં જીત કરનારા મુસલમાનો અને મુસલમાની રાજકુળોની કાળાનુક્રમે સંક્ષેપ નોંધ; ઈ૦ સ૦ ૧૦૦૧-૧૮૫૭.

| ૧. ગીજની વંશ (તુર્કી). | ૨. ઘોરવંશ (અફગાન!) |
|---|---|
| ૧૦૦૧-૧૧૮૬. મહમુદ ગજનવીથી સુલતાન ખુશરૂ સુધી. | ૧૧૮૬-૧૨૦૬ સુધી. મુહમદ ઘોરી (શાહબુદ-દીન) |

૩. ગુલામ સુલતાનો (મુખ્યત્વે તુર્કી,) ૧૨૦૬-૧૨૯૦. કુતુબ-ઉદ-દીનથી બલબન અને કૈકુબાદ સુધી.

૪. ખિલજી કુળ (તુર્કી ?)

૧૨૯૦-૧૩૨૦. જલાલ-ઉદ-દીનથી નાસિર-ઉદ-દીન ખુશરૂ સુધી.

૫. તુઘલક કુળ (પંજાબી તુર્કી).

૧૩૨૦. ઘિયાસ-ઉદ-દીન તુઘલક.

૧૩૨૫. મુહમ્મદ તુઘલક.

૧૩૫૧. ફિરૂજ તુઘલક.

૧૪૧૪. એ વંશનો અંત.

૧૩૯૮. (તિમુર [તૈમર્લેન] ની સરદારી નીચે મુગલો ૧૩૯૮-૯૯ માં ચઢી આવ્યા. તેમના ગયાપછી પંદર વરસ લગી છેલ્લા તુઘલક સુલતાનના વખતમાં અને ૧૪૧૪ માં સય્યદોને હાથ અમલ આવ્યો ત્યાંસુધી અંધેર.)

૬. સય્યદો.

૧૪૧૪-૧૪૫૦. દિલ્હીના રાજ્યનો ઓછો થઈ ગયેલો અધિકાર.

૭. લોદીવંશ (અફગાન).

૧૪૫૦-૧૫૨૬. નબળી કારકીર્દીઓ; સ્વતંત્ર રાજ્યો થાયછે.

૮. તિમુરનો વંશ (મુગલ)

૧૫૨૬-૧૫૩૦. બાબર.

૧૫૩૦-૧૫૫૬. હુમાયૂન.

(૧૫૪૦ માં બંગાળાના અફગાન હાકેમ શેરશાહે હુમાયુનને હિંદમાંથી કાઢી મુક્યો અને પછી તેના અફગાન વંશે ૧૫૫૫ લગી અમલ કર્યો.)

૧૫૫૬-૧૬૦૫. મહાન્ અકબર.

૧૬૦૫-૧૬૨૭. જહાંગીર.

૧૬૨૮-૧૬૫૮. શાહજહાન; પદભ્રષ્ટ થયો.

૧૬૫૮-૧૭૦૭. ઔરંગજેબ કે આલમગીર ૧ લો.

૧૭૦૭-૧૭૧૨. બહાદુરશાહ કે શાહઆલમ ૧ લો.

૧૭૧૨. જહાંદારશાહ.

૧૭૧૩-૧૭૧૮ ફરૂખ શિયર.

૧૭૧૯-૧૭૪૮. મુહમ્મદશાહ (બે બાળ પાદશાહોની પછી). (ઇરાની નાદરશાહની ચઢાઈ ૧૭૩૮-૧૭૩૯).

૧૭૪૮-૧૭૫૪. મુહમ્મદશાહનું મરણ; અને અહમદશાહનું ગાદીએ બેસવું, ૧૭૫૪ માં પદભ્રષ્ટ થયો.

૧૭૫૪-૧૭૫૯. આલમગીર બીજો, (અહમદશાહ દુરાની, અફગાને હિંદપર કરેલી છ સવારીઓ, ૧૭૪૮ થી ૧૭૬૧),

૧૭૫૯-૧૮૦૬. શાહઆલમ બીજો, નામનો પાદશાહ.

૧૮૦૬-૧૮૩૪. અકબર બીજો; નામનો પાદશાહ.

૧૮૩૪-૧૮૫૭. મુહમ્મદબહાદુરશાહ, નામનો પાદશાહ; સત્તરમો અને છેલ્લો મુગલ પાદશાહ: રંગુનમાં રાજ્યકેદી રાખેલા ત્યાં ૧૮૬૨ માં મરણ પામ્યો.

**મુસલમાની કે ઈસ્લામી ધર્મનો ઉદય.—** બૌદ્ધ માર્ગને હઠાવી હિંદમાં હિન્દુધર્મ પ્રબળ થતો હતો તેવામાં અરબસ્તાનમાં નવો પંથ ઊઠ્યો હતો. હજરત મુહમ્મદે જીત કરનાર ધર્મ ઉત્પન્ન કર્યો. એ પેગમ્બરનો જન્મ ઈ૦ સ૦ ૫૭૦ માં થયો અને કાળ ૬૩૨ માં થયો. તેના મુઆપછી સો વરસમાં મુસલમાનોએ હિંદુકુશ પર્યંત વસનારી એશિયાની પ્રજાઓપર સવારીઓ કરી; અહીં તેમને થોભવું પડ્યું; ભરતખંડનો શ્રીમન્ત મુલક ઝુંટવી લેઈ કબજે રાખી શકવા જેટલું બળ મેળવવાને ઈસ્લામી ધર્મને બીજાં ત્રણસેં વરસ લગી સત્તા જમાવવાપર મંડવું પડ્યું. તથાપિ પહેલેથીજ અરબોએ એ માતબર મુલકપર પોતાની આતુર નજરે તાક્યું હતું.

**સિંધ ઉપર અરબોની સવારીઓ, ઈ૦ સ૦ ૬૩૬ થી ૮૨૮ સુધી.—** પેગમ્બર સાહેબના મરણ પછી પંદર વરસે ઉસ્માને મુંબઈ ઈલાકાના કાંઠાપર આવેલાં થાણાં અને ભરૂચપર નૌકાસેના મોકલી (ઈ૦ સ૦ ૬૩૬). ૬૬૨ માં અને ૬૬૪ માં સિંધભણી લૂંટ કરવાને સવારીઓ ગઈ, પણ તેમાં કાંઈ વળ્યું નહિ. પરંતુ કોઈ હિંદી બંદરમાં અરબી વહાણ કબજે કર્યું હતું તેની નુકસાની ભરી લેવાને ૭૧૨ માં જુવાન કાસમ

સિંધ ઉપર ચઢયો. પ્રતાપી જય મેળવી તેણે સિંધુના પ્રદેશમાં થાણાં બેસાડયાં; પણ ત્યાંથી આગળ વધવાનો આધાર એ સરદારની પંડની હિમ્મત ઉપર હતો, માટે ૭૧૪ માં તેનું મોત થવાથી મુસલમાનોથી આગળ જવાયું નહિ. નિરાશાની વેળાએ હિંદુઓએ દાખવેલી બહાદુરી જોઈને દુશ્મનો ચકિત થયા. એક ગઢની રજપૂત ફોજને તાબે થવા કરતાં પોતાનો સમૂળ નાશ વધારે ગમ્યો. તેમણે મોટી ચિતા ખડકીને સળગાવી! અને તેમાં તેમનાં બૈરાં છોકરાં પોતાની મેળે બળી મુઆં. પછી રજપૂતો નાહી, એકમેકને છેલ્લા રામ રામ કહી કિલ્લાના દરવાજા ઉઘાડી બહાર આવ્યા અને ઘેરો ઘાલનારા મુસલમાનો ઉપર ધસી એકે એક રણમાં પડયા. એવું કહેવાયછે કે ૭૫૦ માં રજપૂતોએ મુસલમાન હાકિમને હાંકી કાઢયો; પણ ઈ૦ સ૦ ૮૨૮ લગી હિંદુઓને હાથ સિંધ દેશ પાછો આવ્યો નહોતો.

**મુસલમાનો જીતવા આવ્યા તે સમયનો ભરતખંડ.**—પંજાબમાં પગ મૂકવાનું ઠેકાણું મળ્યું ત્યાર પહેલાં ઇસ્લામી લશ્કરોએ પોતાની નવચંદ્ર પતાકાને હિંદુકુશથી પશ્ચિમે એશિયામાં, આફ્રિકામાં, અને દક્ષિણ યૂરોપમાં દૂરના સ્પેન અને ગાલ (ફ્રાન્સ) દેશો પર્યંત લઇ જઇ ફરકાવી હતી. આ લાંબી ઢીલ થવાનું કારણ હવણા સિંધના રાજપુત્રોની વર્ણવી તેવી બીજી હિંદની જાતોની હિંમતની જોડે હિંદુ રાજ્યોની લશ્કરી રચના હતી. વિંધ્યાપર્વતની ઉત્તરે આવેલી મોટી નદીઓના વિશાળ પ્રદેશોમાં ત્રણ નોખાં રાજ્યમંડળનો અમલ હતો. વાયવ્ય કોણે સિંધુના બધા પ્રદેશોમાં અને જમનાને ઉપલાણે આવેલા પ્રાંતોમાં રજપૂત રાજા રાજ કરતા હતા. સંસ્કૃત સમયના પ્રાચીન મધ્ય દેશોમાં કેટલાંક જબરાં પઠાવત રાજ્યો હતાં, અને તેઓનો ઉપરી કનોજનો રાજાધિરાજ હતો. ગંગાના

નીચલાણના પ્રદેશમાં, બિહાર અને તેનાથી નીચેના કેટલાક પ્રાંતોમાં હજી પાલ કે બૌદ્ધમતના રાજ્યવંશો અમલ કરતા હતા. એમનાં નામો કાશીથી બંગાળી નદીદ્વીપ (ડેલ્ટા) નાં ઘાડાં જંગલોની ગામડીઓમાં જડેછે. હિંદના ઉત્તર અને દક્ષિણ એ બે અર્દ્ધ ભાગોની વચ્ચે વિંધ્યાનાં વન અને પહાડો રૂપી કોટ આવ્યોછે. એના પૂર્વ અને મધ્ય ભાગોમાં વિકરાળ પહાડી જાતો વસતી હતી. તેને પશ્ચિમ છેડે મુંબઈ ઇલાકાના કાંઠા ભણી માળવાનું હિંદુરાજ્ય હતું. એ રાજ્યમાં વિદ્યા સંબંધી વિક્રમાદિત્યની પ્રતાપી વાતો ચાલતી હતી અને પુષ્કળ પટાવત યોદ્ધા હતા. વિંધ્યાની દક્ષિણના હિંદમાં કેટલાક રણશૂર રાજા રાજ્ય કરતા હતા. તેઓ મુખ્યત્વે અનાર્ય હતા, અને તેઓ ચેરા, ચોલા, અને પાંડ્ય નામે મહાન્ રાજાઓની હકુમત નીચે અનિયમિત બંધનમાં રહેતા હતા.

**હિંદુ લોકની પ્રતિરોધ કરવાની શક્તિ.**—ચઢાઈ કરનાર પરદેશીની સામા થવાને સંપ કરવાની કેટલીક શક્તિ ઉત્તર અને દક્ષિણ બંનેના દરેક રાજ્યમંડળમાં હતી; અને એ મંડળોની અને તેના પૃથક્ પૃથક્ રાજાની મોટી સંખ્યાને લીધે તેમને જીતવાનું કામ થકવી નાંખે ને કંટાળો આપે તેવું હતું. કેમકે ઉપરી કે ચક્રવર્તી મહારાજાને જીત્યા પછી તેના તાબાનાં પૃથક્ મંડળો અને તેના દરેકને છૂટક છૂટક જીતવાના બાકી રહેતા; અને પાછળથી બળવો ઊઠાવવાને ભેગા થવાનું તેમાંનું દરેક મંડળ મધ્યસ્થળ બનતું. ૭૧૨ માં સિંધમાં જાથુનો મુસલમાની રાજ્યવંશ સ્થાપવાનો ભારે પ્રયત્ન કર્યો તે કેવો નિષ્ફળ ગયો એ પાછળ દર્શાવવામાં આવ્યું છે. ત્રણસેં વરસ પછી વાયવ્ય કોણથી એકપછી એક આવેલી મુસલમાન સવારીઓની અતિ મહેનત વડે ઈ० સ० ૯૭૭ અને ૧૧૭૬ નીવચ્ચે સરહદપર આવેલા પંજાબ પ્રાંતનો થોડો ભાગ માત્ર ખાલસા કરી શકાયો.

દક્ષિણ હિંદમાં સને ૧૫૬૫ માં તાલિકોટનો સંગ્રામ થયો ત્યારસુધી હિંદુબળ પૂર્ણ તૂટ્યું ન હતું, અને ત્યારપછી સો વરસની અંદર ૧૬૫૦ માં તો, હિંદુસ્તાનને પુનર્જીવન કરવાના મોટા પ્રયત્નનો આરંભ થયો. જોડાયલાં મરાઠીરાજ્યોને હાથે એ પ્રયત્ન હિંદની મુગલ પાદશાહીને ભાગી પાડવાનો હતો. ઈ૦ સ૦ ૧૫૫૬ થી ૧૬૦૫ સુધીમાં અક્બરે હિંદુ રાજારાણા અને રાજનીતિજ્ઞ પુરૂષોને રાજકાજમાં સામિલ કરવાની પદ્ધતિ ચલાવી તેથીજ ઉત્તરમાં પણ તે પાદશાહી સુદૃઢ થઈ. અક્બરને હાથ અમલ આવ્યો ત્યાંસુધી અને તેની કારકીર્દીના પહેલા ભાગમાં મુસલમાની રાજ્યના આધિપત્યને ન સ્વીકારતાં રજપૂતોએ કેટલીકવાર વિગ્રહ મચાવ્યા હતા. બસેંથી ઓછાં વરસોમાં અક્બરનો ઉત્તરાધિકારી દિલ્હીમાં મરાઠા હિંદુના હાથમાં પૂતળું અને કેદી બનેલો હતો.

**મુસલમાની જીત માત્ર અપૂર્ણ અને અસ્થાયી હતી.**— મુસલમાનોએ હિંદનો સ્વીકાર સહેલથી કર્યો એવી લોકમાં પ્રચાર પામેલી ધારણા, ઇતિહાસમાં નોંધાયલી હકીકતોથી ઊલટી છે. ઈ૦ સ૦ ૬૩૬ માં ઉસમાને લૂંટ કરવાને મોકલેલી સવારીથી ૧૭૬૧ માં અહમદશાહે વંટોળીઆની પેઠે આવી દેશને વેરાન કર્યો તેની વચગાળેનાં અગીઆરસેં વરસોમાં મુસલમાનોએ એક પછી એક ઘણીવાર ચઢાઈઓ કરી અને થોડો થોડો મૂલક જીત્યો. મધ્ય એશિયાની ઢોરચારૂ જાતોનાં પૂર અગ્નિકોણમાં વહી આવેલાને રૂપે એ સવારીઓ હિંદના ઇતિહાસમાં દેખાયછે; પ્રજાઓને ઉત્પન્ન થવાના એજ મોટા સ્થળમાંના હુણ, તુર્ક અને બીજી તાતાર જાતોનું એજ પ્રમાણે પશ્ચિમ ભણી ગમન યૂરોપના આગલા જમાનાની તવારીખોમાં નજરે પડેછે. કોઈ કાળે આખા ભરતખંડની જીત ઈસ્લામે કરી નથી. હિંદુ રાજ્યવંશોનો અમલ વિશાળ પ્રદેશોપર સદૈવ ચાલતો હતો. મુસલમાની

બળ પૂર્ણ કળાએ હતું ત્યારે હિંદુ રાજા ખંડણી આપતા અને પાદશાહી દરબારમાં વકીલ મોકલતા. આવી ઉતરતા પ્રકારની શ્રેષ્ઠતા પણ સો ઉપરાંત થોડાં વરસ ટકી (૧૫૭૮-૧૭૦૭). એ ટૂંકી મુદતની આખર પહેલાં તો ફરી જીતવાનું કામ હિંદુઓએ શરૂ કર્યું હતું. રજપૂત સંસ્થાનના દેશી યોદ્ધા અગ્નિકોણથી દેરા દબાવતા દિલ્હીભણી આગળ વધવા લાગ્યા હતા; વાયવ્યમાં શીખ ધર્મ માનનારાં સંસ્થાનો સંપ કરી લશ્કરી બળવાળું રાજ્ય કરવાપર મંડચાં હતાં. મરાઠી રાજ્યમાં નીચલી નાતોની લડાયક શક્તિ તથા બ્રાહ્મણોની રાજ્યકૌશલ્યતા જોડાયાં હતાં, અને હિંદનાં બધાં મુસલમાની રાજ્યોપાસેથી મરાઠા ખંડણી લેતા હતા. હાલ જેટલી અટકળ કરી શકાયછે, તેપરથી એમ જણાયછે કે આ ચાલતા સૈકાના આરંભમાં ઇંગ્રેજી સત્તાના પ્રબળ થવાથીજ મુગલાઇ બાદશાહી હિંદુઓને હાથ પાછી ગઇ નહિ.

**પહેલી તુર્કી સવારીઓ—સબક્તિગીન, ઇ૦ સ૦ ૯૭૭.**—પંજાબને સીમાડે હિંદુ અને ઇસ્માલ ધર્મો પહેલંવહેલા અથડાયા તેમાં છેડણી હિંદુ ભણીની હતી. પઠાણ (અફગાન) લોક ધાડ પાડતા હતા તેથી ખીજવાઇ લાહોરના હિંદુરાજા જયપાળે ઇ૦ સ૦ ૯૭૭ માં અફગાનિસ્તાનમાં આવેલા ગજનીના મુસલમાની રાજ્યપર સવારી કરી. ત્યાંના સુલતાન સબક્તિગીન અને તેની વચ્ચે સખ્ત યુદ્ધ ચાલતું હતું, તેવામાં બહુ ભારે વાવાઝોડું થયું તેનો લાભ લેઇ સુલતાને હિંદુ રાજાનો પાછા જવાનો માર્ગ રોકચો. પચાસ હાથી આપ્યા અને છૂટકારાને સારૂ દંડના દશ લાખ દર્હામ (અઢીલાખ રૂપિઆ) પાછળથી મોકલાવવાનું વચન દેવાથી સબક્તિગીને રાજાને પાછો જવા દીધો. એવી દંતકથા ચાલેછે કે જયપાળ પાછો લાહોરમાં આવ્યો તેવારે જમણે હાથે ઊભેલા બ્રાહ્મણોએ તેને સલાહ આપી કે મ્લેચ્છને દંડના રૂપિઆ આપેથી નામોશી લાગશે માટે ન આપવા; અને ડાબે

હાથે ઊભેલા ઠાકોરોએ અને ક્ષત્રી રાવરાણાઓએ વિનંતિ કરી કે આપેલું વચન પાળવું. અંતે સબક્તિગીને એ દંડ વસૂલ કરવાને પહાડોની વાટે ચડી આવી જયપાળને હરાવ્યો, અને પેશાવરમાં અફગાન સરદારના હાથ નીચે દશ હજાર સવારોનું થાણું બેસાડ્યું. ત્યાર કેડે થોડા વખતમાં સબક્તિગીનને મધ્ય એશિયામાં યુદ્ધે જવું પડ્યું તેથી તેની હિંદની સવારીનું પાછળ રહેલું ફળ માત્ર આ બહારનું થાણું હતું. પણ એ વખતથી પઠાણોને હાથ પહાડી માર્ગનાં બંને નાકાં આવ્યાં.

**મહમુદ ગઝનવી, ૧૦૦૧-૧૦૩૦.**—સને ૯૯૭ માં સબક્તિગીન મરી ગયો, અને તેની ગાદીએ તેનો ૧૯ વરસનો પુત્ર ગજનીનો મહમુદ બેઠો. એ શૂરા સુલતાને તેત્રીસ વરસ રાજ્ય કર્યું, અને પિતાના નાના અફગાન રાજ્યની મર્યાદા પશ્ચિમે ઈરાનથી પૂર્વમાં પંજાબના અંદરના ભાગ સુધી વધારી. ખૈબર ઘાટની આથમણી દિશામાં પોતાની સત્તાને જમાવવા ચાર વરસ ગાળ્યા પછી તેણે પોતાની હિંદપર કરેલી સત્તર સવારીઓમાંની પહેલી ઈ૦ સ૦ ૧૦૦૧માં કરી. એમાંની તેર ચઢાઈઓ પંજાબનો પશ્ચિમ ભાગ જીતવાને કરી; કાશ્મીરપર એક સવારી કરી તેમાં ફતેહ મળી નહિ, અને બાકીની ત્રણ થોડા વખત પહોંચી, પણ તે જુસ્સા ભરી, અને કનોજ, ગ્વાલિયર, તથા સોમનાથ એ ત્રણ શહેરો લૂંટવાને કરી હતી. સરહદના લાહોર રાજ્યનો અધિપતિ જયપાળ ફરીને હાર્યો. બે વાર પરાજય પામેલા રાજા રાજ્ય કરવાને, હિંદુ રૂઢી પ્રમાણે, અયોગ્ય ગણાતો: એ ચાલને અનુસરીને પોતાના કુંવરને રાજ્ય સોંપવાની ક્રિયા કરી જયપાળ રાજ્યવસ્ત્રો સહિત ચિતાપર ચઢી બળી મુઓ. એ તરફના એક બીજા રાજાએ શત્રુને તાબે ન થતાં પોતાની તરવાર વડે પોતાનો ઘાત કર્યો. છઠ્ઠી સવારી (ઈ૦ સ૦ ૧૦૦૮ માં) કરી તે વેળા એની સામા વિગ્રહ ચલાવવાના

ખર્ચમાં પોતાના ભરથારોને મદદ કરવાને ઊંચી કુળવાન નારીઓએ પોતાનાં ઘરેણાં ગળાવી આપ્યાં, અને ગરીબ બાયડીઓએ રૂ કાંતવાથી થયેલી કમાઇ ભરી. મોટું યુદ્ધ થયું તેમાં ઇસ્લામી ફોજનું નસીબ અણીપર આવી રહ્યું હતું. અયોધ્યા અને માળવા પર્યંતના હિંદુ ભૂપતિઓ ભેગા મળી લડવા આવ્યાછે એ જોઇ મહમુદે દહેશત ખાઇ પેશાવરની પાસે પોતાની છાવણીની આસપાસ ખાઈ ખોદાવી મોરચા બંધાવ્યા. એમાંથી એકવાર બહાર ધશી આવી રજપૂત સેનાપર છાપો માર્યો તેમાં તેનો પરાભવ થયો અને વગડાઉ ધક્કર લોકે તેની છાવણીમાં ઘુશી જઈ આશરે ચાર હજાર મુસલમાનોને વાઢી નાંખ્યા.

**સોમનાથનું ખેદાનમેદાન, ૧૦૨૪.**—પરંતુ દરેક સવારીને અંતે હિંદમાં મુસલમાની સત્તા બળવત્તર થતી ગઇ. થાણેશ્વર અને નગરકોટ જેવાં હિંદુ દેવળોમાંથી મહમુદ બેહદ ધન હરી ગયો; અને સોળમી અને સર્વથી વધારે પ્રખ્યાત સવારી તેણે ગુજરાતમાં આવેલા સોમનાથના દેવાલયપર કરી (ઇ० સ० ૧૦૨૪). ઘણાક સિપાઈની કતલ સહિત તેની ફોજને કેટલીકવાર પાછા હઠવું પડ્યું, તથાપિ અંતે સોમનાથ પાટણ તેને હાથ આવ્યું. પાંચ હજાર આદમીને મુએલા મૂકી હિંદુ જોદ્ધા તેમાંથી નીકળી હોડીઓમાં બેશી સમુદ્ર વાટે જતા રહ્યાં. હિંદના ભિન્ન ભિન્ન ભાગોમાં બાર જ્યોતિર્લિંગ હતાં તેમાંનું એક એ સોમનાથનું વિખ્યાત લિંગ હતું. પણ મહમુદે 'મૂર્તિખંડન કરનાર' એવો ઇલકાબ ધારણ કરવાથી આધુનિક ફારસી ઇતિહાસ રચનારાઓએ સોમનાથની લૂંટને થોડે થોડે ઇશ્વર નિષ્ઠાથી કરેલા પરાક્રમની કહાણી બનાવીછે. એ બનાવ બન્યો તે કાળમાં લખાયલા હેવાલમાં એ લિંગને અણઘડ પથરો કહ્યો તે ભૂલી જઈ ફિરિશ્તા નામના તવારીખ કર્ત્તાએ જણાવ્યુંછે કે મહમુદ દહેરામાં પેઠો તેવારે પૂજારાએ અરજ કરી કે લિંગને સહી-

સલામત રહેવા દો અને તેને બદલે બહુભારે રકમ આપીએ તે લો. પણ મારી નામના મૂર્ત્તિને ખંડન કરવાથી થાય એવું હું ઇચ્છુંછું, મૂર્ત્તિ વેચનારો કહેવાવાને હું ચહાતો નથી, એમ બોલી મહમુદે પોતાની ગદાનો પ્રહાર કરી લિંગને ફોડી નાંખ્યું. તત્કાળ તેના પેટામાંથી ઝવેરનો મોટો ખજાનો નીકળ્યો. પૂજારા બહુ ધન આપવા માગતા હતા તેનું કારણ એથી સમજાયું, અને સુલતાનને તેની નિર્લોભી ભક્તિનો બદલો મળ્યો. આ ગપની ઉત્પત્તિ સ્પષ્ટ પકડાઇછે, તોપણ તે હજી ફરી ફરીને કહેવામાં આવેછે. દહેરાનાં બારણાં તથા લિંગના કકડા મહમુદ ગજની લેઇ ગયો, અને સિંધુના રણમાં પોતાની સેના સહિત નાશ પામતો પામતો બચ્યો. પરંતુ સને ૧૮૪૨ માં લાર્ડ એલનબરોએ 'સોમનાથનાં પ્રખ્યાત સુખડનાં કમાડ' વિજયચિન્હ અર્થે આણ્યાં હતાં, અને ઉત્તર હિંદમાં ઠાઠથી દેખાડયાં હતાં તેઓની વાત પણ આ રત્ન ભરેલા લિંગની બેઢંગી કહાણીની જેવી જૂઠી છે. ઇ૦ સ૦ ૧૦૩૦માં ગજની નગરમાં મહમુદનો કાળ થયો.

**મહમુદની સવારીઓનાં પરિણામ.**—મહમુદે હિંદપર સત્તર ચઢાઇઓ કરી, અને પચીસ વરસ લગી યુદ્ધ મચાવ્યું તેનું ફળ એ થયું કે પંજાબના પશ્ચિમ મહાલો ગજનીના રાજ્યને તાબે થયા, અને તેની ધાડોનું સંભારણું પૂર્વે કનોજ સુધી અને દક્ષિણે ગુજરાત પર્યંત રહ્યું. હિંદમાં વશી રાજ્ય કરવાની ધારણા તેણે કરી ન હતી. પંજાબની હદપાર કરેલી સવારીઓ તો ધર્માર્થે પરાક્રમ અને શૂરાતન દેખાડનાર શૂરવીરે કરેલાં સાહસ હતાં; દેશ જીતવાને આતુર ઇરાદે કરેલાં નહોતાં. દેવસ્થાનવાળું નગર લૂંટવું કે કોઇ મૂર્ત્તિ ભાગવી એ તેઓનો હેતુ હતો. પણ તેના બાપે જેમ પોતાના રાજ્યની હદ બહાર પેશાવરમાં થાણું બેસાડયું, તેમ તેણે ગજનીના રાજ્યની હદ બહાર પંજાબ પ્રાંત જીત્યો.

**મહમુદવિષે વાતો.**—મુસલમાન તવારીખ લખનારા તેની બહાદુરીની અને ભક્તિની ઘણી વાતો નોંધી ગયાછે એટલુંજ નહિ, પણ તેની ખર્ચ કરવાની નીતિની નોંધે તેમનાં પુસ્તકોમાં છે. એક દહાડો કોઇ ગરીબ બાઇ ડોસીએ ફર્યાદ કરી કે મારા દીકરાને ચોરોએ ઇરાકના રણમાં મારી નાંખ્યો. **મહમુદે** ઘણી દિલગીરી જણાવી કહ્યું કે રાજધાનીથી એટલે બધે દૂર એવા બનાવ બનતા અટકાવવાનું કામ કઠણ છે. 'તમે જેટલા મૂલકપર બરોબર અમલ ચલાવી શકો તેથી વધારે ન રાખો' એ વચનથી ડોશીએ તેને ઠપકો દીધો. સુલતાને તુરત તેને બક્ષિસ આપી અને તે રસ્તે થઇને જનારા કાફલાનું રક્ષણ કરવાને સવાર મોકલ્યા. કવિઓની ખુજ જાણી **મહમુદ** તેમને આશ્રય આપતો, અને તેની ઉદારતાની ખબર સાંભળી ફિર્દોશી તેના દરબારમાં ગયો. એ કવિનું શાહનામું એટલે પાદશાહના ચરિત્રનું પુસ્તક સાંભળી સુલતાને ખુશી થઇ તે પૂરૂં થયે દરેક બેત એટલે શ્લોકને માટે એક દામ ( દિર્હામ) આપવાનું વચન આપ્યું. એ વેળા સુવર્ણ દામ આપવાનો ઇરાદો હતો. ત્રીસ વર્ષપર્યંત મહેનત કરી એ ઇનામ કવિએ માગ્યું. પણ સાઠ હજાર બેતો થયેલી જોઇ સુલતાને તેને સોનાને બદલે રૂપાના ૬૦,૦૦૦ દામ આપવા માંડચા. ફિર્દોશીએ નાખુશ થઇ તેનું દરબાર તજ્યું, અને તેના વિષે દુર્ગુણ ઉપહાસક કડવી કવિતા જોડી. સુલતાન નીચ કુળની સ્ત્રીના પેટનો હતો એ બીના આજે પણ તે કવિતા જણાવેછે. **મહમુદે** આ ઉપહાસની ક્ષમા કરીને મહાન વીરરસકાવ્યને યાદ રાખ્યું તથા પોતાની હલકાઇનેમાટે પસ્તાવો કરી કવિને એક લાખ સુવર્ણ દામ(દિર્હામ) મોકલ્યા. આ કૃપાદાન વખતસર આવી પહોચ્યું નહિ; કેમકે સુલતાનના દૂતો સુનૈયાની થેલીઓ સહિત ફિર્દોશીના શાહેરમાં એક દરવાજેથી પેઠા તે વેળા બીજે દરવાજેથી તેના શબને કબરસ્તાન ભણી લેઇ જવામાં આવ્યું.

**ઘોરવંશ, ૧૧૫૨-૧૧૮૬.**—મુસલમાન પ્રાંત તરીકે પંજાબ દોઢસો વરસ લગી **મહમુદના** ઉત્તરાધિકારીઓને હાથ રહ્યો. અફગાનિસ્તાનનાં ઘોર અને ગજની શહેરોની વચ્ચે ઘણા વખતથી કટ્ટી દુશ્મનાઇ ચાલતી હતી. ઈ૦ સ૦ ૧૦૧૦ માં **મહમુદે** ઘોરને વશ કર્યું હતું; પણ ૧૦૫૧ ને શુમારે ઘોરના હાકેમે ગજની જીતી ત્યાંના મહાજનોને પોતાના પાટનગરમાં ઘસડી લઇ જઇ ત્યાં તેમનાં ગળાં કાપ્યાં, અને કોટ બાંધવાના કોલ કરવામાં તેમનું લોહી વાપર્યું. વારા ફરતી વેરનાં સાટાં કેટલીક વાર વાળ્યા પછી અંતે ૧૧૫૨ માં ઘોરનો જય થયો અને ગજની પડ્યું; **મહમુદની** ઓલાદનો છેલ્લો સુલતાન ખુશરૂ પોતાના રાજ્યની હદ બહારના પ્રાંતની રાજધાની લાહોર શહેર હતું તેમાં નાઠો. ૧૧૮૬ માં એ પણ તેની કનેથી છીનવી લીધું; ઘોરના સુલતાન **શાહબુદ્દીને** (જે **મહમ્મદ ઘોરી** નામે વધારે મશહૂર છે તેણે) પોતાનેજ માટે હિંદ જીતવાનો આરંભ કર્યો. પરંતુ હિંદુ રાજ્યોમાંનું પ્રત્યેક રાજ્ય ખૂબ વઢ્યું, અને તેમને માથે અફગાન હુમલા રૂપી ઓઘ ફરી વળ્યા પછી સાતસેં વરસે આજે પણ તેઓમાંનાં કેટલાંક સજીવન છે.

**મહમદ ઘોરીની સામે હિંદુ પ્રતિરોધ, ૧૧૯૧.**—ઈ૦ સ૦ ૧૧૯૧ માં **મહમ્મદ ઘોરીએ** દિલ્હી ઉપર પહેલી સવારી કરી તેમાં થાણેશ્વર આગળ તે પૂર્ણ હાર્યો, અને સખ્ત જખમી થઇ જીવ લેઇને નાઠો. તેની વિખરાયલી ફોજની પાછળ ચાળીસ મેલ સુધી રજપૂત સવારો પડ્યા. એ ભંગાણ પામેલી સેનાને તેણે લાહોરમાં પાછી એકઠી કરી, અને મધ્ય એશિયામાંથી નવાં ઘોડાંની મદદ મેળવી ફરીને ૧૧૯૩ માં હિંદુસ્તાનપર ચડાઈ કરી. રજપૂતોમાં કુટુંબકલહ હોવાથી તેઓ સંપ કરી તેની સામા થઇ શક્યા નહિ. સ્પર્દ્ધા કરનારાં હિંદુ રાજ્યોનાં મધ્યબિંદુ દિલ્હી અને કનોજ એ બે શહેરો હતાં, અને એમાંનું દરેક

ઉત્તર હિંદનાં રાજ્યોના સર્વોપરિપણાનો દાવો કરતું હતું. દિલ્હી અને અજમેર ઉપર રાજ્ય કરનારા ચોહાણ રાજાએ પૃથ્વીરાજા કે સાર્વભૌમરાજા એ મોટું નામ ધારણ કર્યું હતું. કનોજ નગરી આજે પણ આઠ ચોરસ મૈલપર પડેલાં રોડાં અને છારા કચરા પરથી પારખી શકાયછે. એનો રાઠોડ રાજા, પ્રાચીન અશ્વમેધની ઢબે મહોત્સવ કરી, પોતાનું ચક્રવર્તીપણું પ્રસિદ્ધ કરવા તત્પર થયો હતો. એવે પ્રસંગે હલકા નોકરનાં કામ મંડળિક રાજા રાણાને કરવાં પડેછે; અને એ કાજે હિંદુસ્તાનના બીજા મહીપતિઓની હારે દિલ્હીના રાજાને હાજર થઇ દરવાનનુંકામ બજાવવાનો હુકમ થયો હતો. એ ઓચ્છવને પ્રસંગે કનોજના રાજાની કન્યા વીરરસ સંસ્કૃત કાવ્યોમાં વર્ણવેલી રીતે, સ્વયંવર કરવાની હતી. એ કન્યાપર દિલ્હીપતિનો પ્રેમ હતો, પણ બીજાને બારણે દ્વારપાલ થઇને ઊભા રહેવું તેનાથી સંખાયું નહિ. તે આવ્યો નહિ ત્યારે તેને ઠામે તેનો ચાડીઓ બનાવી બારણે ઊભો કર્યો. સ્વયંવર કરવાને કુંવરીએ માંડવામાં આવી શાંતપણે ચોમેર બેઠેલા ભૂપતિઓને જોયા, પછી ગંભીરપણે તેમની કનેથી ચાલી જઈ બારણે ઊભેલા બેડોળ બાવલાના ગળામાં વરમાળ આરોપી. વાર્તામાં કહ્યુંછે કે તત્કાળ દિલ્હીપતિ ધશી આવ્યો, અને કન્યાને પોતાની જોડે ઘોડા ઉપર બેસાડી પોતાના ઉત્તર તરફના પાટનગર ભણી પલાયન કરી ગયો. અપમાન પામેલા પિતા પોતાના સૈન્ય સહિત એમની પાછળ ગયો. દિલ્હી ઉપર બીજી મેરથી હુમલા કરવાને તેણે પઠાણ (અફગાન) પાદશાહને તેડાવ્યો અને તેથી પછી બંને હિંદુ રાજ્યોનો વિનાશ થયો.

**રજપૂતોની વ્યવસ્થા, ૧૧૯૩ ને શુમારે.**—જે કલહને લીધે રજપૂત રાજા મહમદ ઘોરીની સામા થવામાં સંપ કરી શક્યા નહિ તેની નોધ એ વાર્તામાં છે. તે આવ્યો તેવારે

તુમાર કુળના રજપૂતોને કબજે દિલ્હીનું રાજ્ય હતું, ચૌહાણ રજપૂતો અજમેરના ધણી હતા, અને રાઠોડ કનોજમાં રાજ કરતા હતા. વાયવ્ય કોણમાંથી આવતી સવારીઓને અટકાવનારા સ્વાભાવિક પુસ્તાની ગરજ એ રજપૂત સંસ્થાનો સારતાં. દિલ્હી અને અજમેરની ગાદીઓ એ સમે એક રાજાને હાથ હતી; પણ તેના ૧૦૮ પટાવત સામંતો હતા તેમાંના માત્ર ૬૪ ઉપર કહેલી માંહોમાંહેની લડાઇને લીધે રહ્યા હતા. ૧૧૯૩ માં અફગાનો ફરીને પંજાબપર ચઢી આવ્યા. દિલ્હી અને અજમેરનો પૃથ્વીરાજા હાર્યો અને રણમાં પડ્યો. તેની શૂરી રાણી તેની પાછળ સતી થઈ. મહમદ ઘોરી દિલ્હીનો કબજો કરી અજમેર પર ચઢ્યો: અને ૧૧૯૪ માં હરીફાઇ કરનાર કનોજના રાજાનો તેણે પરાજય કર્યો. રણક્ષેત્રમાં તેનું મડદું તેના કૃત્રિમ દાંતપરથી પરખાયું. પરદેશીને તાબે થવુ નાપસંદ કરી કનોજના બહાદુર રાઠોડ રજપૂતોનાં તથા ઉત્તર હિંદનાં બીજાં કુળોના રજપૂતોનાં મોટાં ટોળેટોળાં પોતાનાં ઘરબાર છોડી જતાં રહ્યાં. સિંધુ નદીની પૂર્વ દિશાના રણની કોરે આવેલા મુલકમાં જઈ તેઓ વસ્યા, અને ત્યાં લશ્કરી રાજ્યો સ્થાપ્યાં. અદ્યાપિ એ રાજ્યો રજપૂત સંસ્થાનો (રજપુતાના) કહેવાયછે. ફારસી તવારીખો લખનારાએ ખરેખરા બનેલા બનાવ નોંધ્યાછે તે ઇતિહાસમાં દાખલ કરવામાં આવેછે, પરંતુ પૃથ્વીરાજાના દરબારના હિંદુ ભાટે એના કુળના પતન થયાની વાતને સ્વદેશાભિમાનનું રૂપ આપી લખીછે. તેની કવિતામાં જોડેલી વાર્તા 'ચંદનો પૃથ્વીરાજ રાસો' કહેવાયછે, અને હિંદી ભાષામાં પ્રથમ રચાયલાં કાવ્યોમાં તેની ગણત્રી છે. છેલ્લા વિનાશકારી સંગ્રામ સિવાય બાકીનાં તમામ યુદ્ધોમાં લડવા આવેલા મુસલમાનો હાર્યા હતા એમ તેમાં વર્ણવ્યુંછે. તેમના સેનાપતિને હિંદુઓએ પકડ્યો અને છૂટકારાનું મૂલ લઈને

છોડયો. પરંતુ રાજાઓની માંહોમાંહેની વઢવાઢથી હિંદુ પક્ષનો નાશ થયો.

**મુસલમાનો બંગાળા દેશ જીતેછે, ૧૨૦૩.**—આ સ્વદેશાભિમાની કવિતાને કોરે મૂકી જોતાં જણાયછે કે **મહમદ ઘોરી** પંડે નૈર્ઋત્યમાં **કાશી** અને ગ્વાલિયર સુધી પહોચ્યો હતો. પરંતુ તેના **બક્તિયાર ખિલજી** નામે સરદારે ૧૧૯૯ માં **બિહાર** અને ૧૨૦૩ માં ગંગાના ડેલ્ટા એટલે મુખ આગળના નદીપ્રદેશ સુધી **નીચલો બંગાળ**, એ દેશો જીતી લીધા. મુસલમાનો પાસે આવ્યા તેવારે બંગાળાના રાજા લક્ષ્મણસેનને બ્રાહ્મણોએ સલાહ આપી કે **નદિયા** નગરમાંથી જઈ બીજા કોઈ દૂરના શાહેરમાં રાજધાની કરો, પણ તે એંશી વરસના ઘરડા ધાર્મિક રાજાથી અફગાન સરદારે આવી તેનું પાટનગર કબજે કર્યું ત્યાં લગી પોતાના મનનો નિશ્ચય થઈ શક્યો નહિ. મહારાજા જમવા બેઠા હતા તેવામાં અફગાન નાયક તેના મહેલમાં ધશી આવ્યો. લક્ષ્મણસેન પાછલે બારણેથી નાઠો. પગરખાં પહેરવાનોએ તેને વખત મળ્યો નહિ. ઓરિસ્સા દેશના પુરી નગરમાં જઈ તેણે જગન્નાથની સેવામાં પોતાનો બાકીનો ભવ પૂરો કર્યો. એ દર્મિયાન ઘોરનો સુલતાન **મહમદ** વખતે **અફગાનિસ્તાન**માં વઢવામાં રોકાતો અને વખતે હિંદમાં સવારી કરવા આવતો. ગજની તેની રાજધાની હતી. તેને તેના હિંદમાં જીતેલા રાજ્યનો પાયો મજબૂત કરવાનો વખત થોડોજ મળ્યો. પંજાબમાં વસનારી જાતો પણ પરાજય પામી હતી, વશ થઈ ન હતી. ૧૨૦૩ માં ધક્કર લોકે પહાડોમાંથી આવી લાહોર લીધું અને આખા પ્રાંતને ઉજડ કર્યો. ૧૨૦૬ માં અફગાન છાવણી સિંધુને કાંઠે હતી તેવારે તેજ જાતની એક ટોળીએ આ પારથી તરીને પેલે પાર જઈ તંબુમાં ઊંઘેલા સુલતાનને કતલ કર્યો.

**મહમદ ઘોરીનાં હિંદમાં કરેલાં કૃત્યો.**—ગીજનીના

મહમદની પેઠે ધર્માર્થે પોતાનું પરાક્રમ તથા શૂરાતન દેખાડનારો અને સંકટ ભોગનારો ઘોરનો મહમદ ન હતો; તે તો રાજ્ય મેળવવાને અર્થે દેશ જીતનાર હતો. તેની દૂર દેશોપર કરેલી સવારીઓના હેતુ દેવાલયો ન હતાં, પણ પ્રાંતો હતા. સબક્તિગીને પોતાના ગીજનીના રાજ્યની હદપરનું થાણું પેશાવર કરી પાછળ મૂક્યું હતું.(ઈ० સ० ૯૭૭); અને મહમદે પશ્ચિમ પંજાબને જીતી તેજ રાજ્યની સીમાપરનો પ્રાંત બનાવ્યો હતો (ઈ० સ० ૧૦૩૦). હિંદપર કરેલી તુર્કી ચઢાઈનું પાછળ રહેલું પરિણામ એટલું હતું. પરંતુ ઘોરના મહમદે પોતાની પછવાડે ચતુર મુસલમાન સુભટોના હાથનીચે સિંધુના નદીપ્રદેશ (ડેલ્ટા) થી ગંગાના નદીપ્રદેશ પર્યંતનો આખો ઉત્તર હિંદ મૂક્યો, અને તેનું મરણ (ઈ० સ० ૧૨૦૬ માં) થયું ત્યારે એ સરદારો તે મૂલકોના પંડે ધણી થઈ પડ્યા.

**કુતુબ--ઉદ-દીન, ૧૨૦૬-૧૨૧૦.**—તેનો હિંદ ખાતેનો સિપાહસલાર (સૂબેદાર કે સરસૂબો) કુતુબ-ઉદ-દીન હતો તેણે હિંદના સુલતાન તરીકે પોતાની દુવાઈ દિલ્હીમાં ફેરવી અને રાજવંશ સ્થાપન કર્યો તે ૧૨૦૬ થી ૧૨૯૦ સૂધી ચાલ્યો. સિંધથી નીચલા બંગાળા લગીના સઘળા મુસલમાન સરદારોના અને લક્ષ્મી સંપાદન કરવા આવેલા સિપાઈઓના ઉપરીપણાનો દાવો કુતુબે કર્યો. ઉમદા નકશીદાર અને હિંદુ ઘાટના સુંદર સ્તંભોવાળી કુતુબ મસ્જિદ (મસીદ) થી અને જેપર કુરાનમાંનાં પ્રકરણો કોતરેલાં છે, અને જેનું શંકુ આકારનું શિખર જૂની દિલ્હીનાં ખંડેરો કરતાં ઊંચું ગયેલું છે એવા કુતુબ મિનાર વડે તેનું નામ તેની રાજધાનીમાં રહ્યું છે. તેણે દુનિયાદારીનો પ્રારંભ કર્યો તેવારે તે તુર્કી ગુલામ હતો. તેની ગાદીએ બેસનારામાંના કેટલાક તેવીજ નીચ અવસ્થામાંથી પોતાની બહાદુરીએ કરીને કે કાવતરાંથી ઊંચા ચઢી રાજપદ પામ્યા. એ

પરથી એના વંશનું નામ ગુલામ રાજવંશ પડ્યુંછે. હિંદમાં રહીને રાજ્ય કરનારા પહેલા મુસલમાન સુલતાનો એ વંશના હતા. ૧૨૧૦ માં કુતુબ-ઉદ્-દીન મરી ગયો.

**ગુલામ વંશ**, ૧૨૦૬-૧૨૯૦—જે ત્રણ સંકટો મુસલમાની રાજ્યની કેડે આરંભથી પડ્યાં હતાં અને જેમણે તેને ડુબાવ્યું તેઓ ગુલામ વંશની સામે આવી ઊભાં. પહેલું, પોતાના સેવકોના મુસલમાન સરદારોના કે પ્રાંતોના સિપાહસલારોના બળવા; બીજું, હિંદુઓનાં બંડ; ત્રીજું, મધ્ય એશિયાથી આવતી નવી સવારીઓ, મુખ્યત્વે મુગલોની.

**અલ્તમશ**, ૧૨૧૧-૧૨૩૬.—એ વંશમાં ત્રીજો અને સર્વેથી વધારે મહાન સુલતાન અલ્તમશ હતો. નીચલા બંગાળા અને સિંધના હાકેમો સ્વતંત્ર થઇ બેઠા હતા તેમને એણે જીત્યા; અને મુગલ સવારીથી નાશ પામતાં પામતાં બચી ગયો. ચંગીજખાનની સરદારી નીચે મુગલો કોઇ અફગાન રાજાની પૂંઠે હિંદી ધાટો ઓળંગી આણી મેર આવ્યા; પણ સિંધુએ તેમને આગળ વધતા અટકાવ્યા, અને તેથી દિલ્હી ઊગરી. અલ્તમશના મૃત્યુની પૂર્વે (ઇ૦ સ૦ ૧૨૩૬), હિંદુઓના ઊઘાડા ઝઘડા કાંઇક વખત સુધી બંધ પડ્યા હતા; અને વિંધ્યાપર્વતોની ઉત્તરે આવેલા દેશોમાં, એટલે પંજાબ, વાયવ્ય પ્રાંતો, અયોધ્યા, બિહાર, નીચલો બંગાળા, અજમેર, ગ્વાલિયર, માળવા, અને સિંધમાં દિલ્હીના સુલતાનની વતી મુસલમાન સૂબેદારો અમલ કરતા. બગદાદના ખલિફાએ હિંદને જુદું મુસલમાની રાજ્ય અલ્તમશની કારકીર્દીમાં માન્યું, અને દિલ્હીની નવી બાદશાહી કબૂલ રાખી સિક્કા પાડ્યા (ઇ૦ સ૦ ૧૨૨૯). અલ્તમશનો કાળ ૧૨૩૬ માં થયો.

**રજિયા બેગમ**, ૧૨૩૬-૧૨૩૯.—દિલ્હીના મુસલમાની તખ્તપર બેસનાર નારી જાતમાં માત્ર રજિયા બેગમ હતી. એ

અલ્તમશની દીકરી થાય. કુરાન ભણેલી, સરકારી કામ કરવામાં ઉદ્યોગી, હરેક બારીક વખતે દૃઢ અને તેજદાર હોવાથી ઈતિહાસમાં તેના નામને નરજાતિનો સુલતાન ઈલકાબ લગાડી તેને સુલતાન રઝિયા કહેછે. પણ તેની સવારીના ઘોડા ખાતાનો ઉપરી કોઈ હબશી ગુલામ હતો તેના ઉપર તેની મહેરબાની જોઈ તેના પઠાણ સરદારો ગુસ્સે થયા. સાડાત્રણ વરસ સંતાપમાં રાજ્ય કર્યા પછી તેને પદભ્રષ્ટ કરી મારી નાંખવામાં આવી.

**મુગલોની ચડાઈ અને રજપૂતોનાં બંડ.**—ગુલામ વંશના અમલનો પાયો મુગલોની સવારીઓથી અને રજપૂતોના બળવાથી થોડા વખતમાં નબળો પડવા લાગ્યો. ૧૨૪૫ માં તિબેટની વાટે મુગલો બંગાળાના ઈશાન ભાગમાં ધશી આવેલા કહેવાયછે ; અને પછીનાં ચુમાળીસ વરસોમાં અફગાન ઘાટોમાં થઈ તેઓ વારે વારે પંજાબમાં ઉતરી આવતા (૧૨૪૪-૧૨૮૮). ઘક્કર લોકો, મેવાતના ડુંગરી લોકો, વગેરે હિંદની જંગલી જાતો મુસલમાની રાજ્યમાંના નીચા પ્રદેશો લગભગ રાજ્યધાની સુધી લૂંટતા. હિંદુઓના લડવૈયા લોકમાં નહિ હોલવાઈ શકે એવી સ્ફુરતા હતી તેનાં ચિન્હો રજપૂતોનાં બંડો આગળથી દેખાડતાં હતાં. એ સ્ફુરતાએ મુગલાઈ રાજ્યને પહેલેથી છેલ્લે લગી હેરાન કર્યું અને તેની પછી તે હયાત રહી. ગુલામ વંશના સમયમાં ઉત્તર હિંદ પણ મુસલમાનોથી માત્ર અર્ધું વશ થયું હતું. માળવામાં, રજપુતાના (રજપૂત સંસ્થાનો) માં, બુંદેલખંડમાં તથા ગંગા અને જમનાને કાંઠે છેક દિલ્હી પર્યંત હિંદુ વારે વારે સામા ઊઠતા.

**બલબન, ૧૨૬૫-૧૨૮૭.**—ગુલામ વંશમાં છેલ્લો પાદશાહ થયો તેની પહેલાના સુલતાનનું નામ બલબન હતું. એને મુગલો જોડે, જંગલી હિંદી જાતો જોડે અને રજપૂતો જોડે વઢવું પડ્યું એટલુંજ નહિ, પણ પોતાના પ્રાંતોના હાકેમો ઉપર પણ

નિધા રાખવાની જરૂર પડી. મહેલ ખાતે તુર્કી ગુલામો હતા તેમાંનો તે એક હતો. જુવાનીમાં તેણે એમાંના ચાળીસ ગુલામો સાથે એકમેકને આશ્રય આપવાને તથા લાભ કરવાને કરાર કર્યો હતો. એ પ્રમાણે થયેલા સંપને તોડવાની જરૂર તેને ગાદીએ બેઠા પછી પડી. કેટલાક પ્રાંતોના હાકેમોને તેણે ઉઘાડે છોગે ફટકા મરાવ્યા; કેટલાકના જીવ પોતાની રૂબરૂ માર મરાવીને લેવડાવ્યા; અને બંગાળાના બળવાખોર સૂબેદારને જીતવા મોકલેલો સેનાપતિ તે કામમાં પાર પડ્યો નહિ માટે તેને ફાંશી દીધો. બલબને પંડે જઈ બંગાળાના ફિતૂરને નિર્દયપણે પણ ચતુરાઈ વડે બેસાડી દીધું. હિંદુ બંડખોરની ઉપર તેની સખ્તાઈ બેહદ હતી. દિલ્હીની દક્ષિણે મેવાતમાં એક લાખ રજપૂતોને વાઢી નાંખી તેણે તેમને લગભગ જડમૂળથી ઊખેડી નાંખ્યા. જે જંગલોમાં નાશી જઈ તેઓ ભરાઈ રહેતા હતા તેમને કપાવી નંખાવી ત્યાં ખેડવાની જમીન બનાવી. મુગલોનાં ધાડાંના મધ્ય એશિયામાં કરેલા અનર્થ કરીને ત્યાંના રાજવંશીઓ અને કવિઓ નાશી હિંદી દરબારના આશ્રયમાં આવી રહ્યા હતા. પહેલાં સ્વતંત્ર રાજ્યોના ધણી એવા પંદર ભૂપતિઓનો નિર્વાહ મારી ઉદારતાથી થાયછે એવી બડાઈ બલબન મારતો હતો, અને તેમણે ખોયેલાં રાજ્યોને નામે તેણે દિલ્હીના મહેલ્લાનાં નામ બગદાદ, ખારિજમ, ઘોરાદિક પાડ્યાં. સને ૧૨૮૭ માં તે મરી ગયો. તેની પછી ગાદીએ બેસનાર વિખથી માર્યો ગયો, અને ગુલામ વંશનો અંત ૧૨૯૦ માં આવ્યો.

**ખિલજી વંશ, ૧૨૯૦-૧૩૨૦**—એ વરસમાં ખિલજીના હાકેમ જલાલુદ્દીને (જલાલ-ઉદ-દીને) દિલ્હીની ગાદીએ બેશી રાજવંશ સ્થાપ્યો તે ત્રીસ વર્ષ પહોચ્યો. ખિલજી વંશે મુસલમાની સત્તાને દક્ષિણ હિંદમાં ફેલાવી. વંશ સ્થાપનારનો ભત્રીજો અને તેની પછી ગાદીએ બેસનાર અલા-ઉદ-દીન અલ્લાહાબા-

દની પાસેના કરાંનો ગવર્નર હતો ત્યારે, પોતાના સવારો સહિત વિંધ્યાચળમાં ઘૂસ્યો ને ત્રણસેં મૈલને છેટે રહેલું ભીલ્સા નામે બૌદ્ધ દેવળવાળું શાહેર હતું તે તેણે લૂંટ્યું. બુંદેલખંડ અને માળવાના બળવાખોર રાજા રાણાપર પોતાનું બળ અજમાવ્યા કેડે દક્ષિણ દેશ લૂંટવાને મોટી સવારી કરવાનો મનસુબો અલા-ઉદ-દીને કર્યો. માત્ર આઠ હજાર ઘોડે તે દક્ષિણ હિંદના મધ્ય ભાગમાં પહોચ્યો. માર્ગમાં તેણે જણાવ્યું કે હું મારા કાકાના દરબારથી નાશી રાજમહેંદ્રીના મહારાજની નોકરીમાં રહેવા જાઉંછું. બીજાને શરણે જવાને નાસનાર જાણી ઉદાર રાજપુત્રોએ તેના ઉપર હુમલા કર્યા નહિ; અને અલા-ઉદ-દીને, તે સમયે મહારાષ્ટ્રના હિંદુરાજ્યની પાટનગરી દેવગિરિ, અર્વાચીન દોલતાબાદ ઉપર છાપો માર્યો, અને એકદમ શાહેરમાં ધશી જઈ તેણે જાહેર કર્યું કે આખી પાદશાહી પોજ આવેછે તેના મોખરાનો ભાગ માત્ર લેઇ હું આગળ કૂચ કરૂંછું. એમ કહી પુષ્કળ લૂંટ ભેગી કરી, અને સાતસેં મૈલપર ગંગાને તીરે તેના ઇલાકાની રાજધાની હતી ત્યાં લેઇ ગયો. ત્યારપછી તેના કાકા સુલતાન જલાલુદ્દીનને એ લૂંટમાંથી ભાગ આપવાની લાલચ બતાવી કરાં શાહેરમાં બોલાવ્યો, અને ત્યાં ડોસો તેનો હાથ ઝાલવા જાયછે એટલામાં તેને મારી નાંખ્યો (ઈ૦ સ૦ ૧૨૯૫).

**અલાઉદ્દીનની કારકીર્દી, ૧૨૯૫-૧૩૧૫.**—લૂંટને બક્ષિસ કે દાન આપવામાં વેરી નાંખી અલાઉદ્દીને સુલતાન બની પોતાની આણ ફેરવી. એના વીસ વરસના અમલમાં મુસલમાની રાજ્યની સ્થાપના દક્ષિણ હિંદમાં થઇ. ૧૨૯૭ માં તેણે હિંદુઓ પાસેથી ગૂજરાત ફરીને જીતી લીધી, ૧૩૦૦ માં દુર્ઘટ ઘેરા પછી જાહપુર રજપૂતો કનેથી રિન્તિમ્બુરગઢ લીધો, ચિતોડગઢ જીતી સિસોદિયા રજપૂતોને કેટલેક દરજ્જે વશ કર્યા (૧૩૦૩); અને વિંધ્યાની ઉત્તરના હિંદુઓને એમ જીત્યા પછી દક્ષિણ જીતવા-

ની તૈયારી કરી. એ મોટી ચઢાઇ કર્યાની પૂર્વે તેને ઉત્તરથી આવતી પાંચ મુગલ સવારીઓ સામે ટક્કર ઝીલવી પડી. ૧૨૯૫ માં મુગલો ચઢી આવ્યા તેમને તેણે પોતાની રાજધાની દિલ્હીના કોટની થડમાં હરાવ્યા; ૧૩૦૪-૫ માં તે તેમની બીજી ચાર સવારીઓ સામે ટક્કર ઝીલીને તેમાં પકડાયલા બધા કેદીઓને દિલ્હી મોકલી દેઇ ત્યાં તેમના સરદારોને તેણે હાથીના પગ હેઠે છુંદાવી માર્યાં અને જુસ્સો ઉતરી ગયા પછી નિર્દયપણે સાધારણ સિપાઈઓને બકરાંની માફક કતલ કર્યાં. એ અરસામાં તેના પોતાના કુટુંબમાં કેટલાંક બંડ થયાં તેઓને પણ તેણે એટલીજ ક્રૂરતાથી કચરી નાંખ્યાં,—દંગો કરનારા ભત્રીજાને પ્રથમ આંધળા કર્યા અને પછી તેમનાં માથાં કાપ્યાં (૧૨૯૯-૧૩૦૦).

**તેની દક્ષિણ હિંદમાં જીત.**—એ પ્રમાણે ઉત્તર હિંદમાં પોતાનું કામ સ્વસ્થ કર્યા પછી તેણે દક્ષિણ જીતવાનું કામ ઉપાડ્યું. ૧૩૦૩ માં તેણે પોતાના ખોજા ગુલામ **મલીક કાફુરને** ફોજ સહિત બંગાળાની વાટે તેલિંગાના નામે હિંદુ રાજ્યની રાજધાની વરંગુળ હતી તે ઉપર હુમલો કરવાને મોકલ્યો હતો. ૧૩૦૬ માં કાફુરે વિજયી કૂચ **માળવા, ખાનદેશ,** અને **મહારાષ્ટ્રમાં** કરી. **મહારાષ્ટ્રની** રાજધાની દેવગિરી જીતી ત્યાંના હિંદુ રાજા **રામદેવને** સમજાવી સુલતાનનું સ્વામીપણું સ્વીકારવા પોતાની હારે દિલ્હી લેઈ ગયો. **અલાઉદ્દીન મેવાડના** રજપૂતોને તાબે કરવાના કામમાં લાગેલો હતો તેવારે તેના ગુલામ સરદાર **કાફુરે મહારાષ્ટ્ર** અને કર્ણાટક પર સવારી કરીને દક્ષિણમાં હિંદને છેડે રામસેતુ પર્યંત પહોચી ત્યાં મસ્જિદ (મસીદ) બંધાવી.

**હિંદમાં મુસલમાની રાજ્યનો વિસ્તાર, ૧૩૦૬-હિંદનો** મુસલમાન સુલતાન હવે માત્ર દિલ્હીનો અફગાન પાદશાહ ન હતો. **મધ્ય એશિયામાંથી** આવેલી ચઢાઈનાં ત્રણ મોટાં

મોજાંએ કરીને ઉત્તર હિંદમાં મુસલમાની વસ્તી મસ થઇ હતી. પહેલા તુર્ક આવ્યા તે ગજની વંશ દર્શાવેછે; પછી પઠાણ (અફગાન, ઘણું કરીને એ નામ તેમને આપવામાં આવ્યુંછે) આવ્યા તે ઘોર વંશ દર્શાવેછે; છેલ્લા મુગલો આવ્યા. તેમની પંજાબ જીતવાની કોશિશ નિષ્ફળ ગઈ ત્યારે તેઓ મોટી સંખ્યાબંધ દિલ્હીના સુલતાનોની નોકરીમાં રહ્યા. ગુલામ સુલતાનોના વખતમાં એ ભાડુતી મુગલ સિપાઇઓ એટલા બળવાન થયા કે તેમની કતલ કરવી પડી (૧૨૮૬). ઇ૦ સ૦ ૧૨૯૨ ને શુમારે ત્રણ હજાર મુગલો તેમનો તાર્તાર ધર્મ છોડી મુસલમાન થયા, અને તેમને રહેવાને દિલ્હીનું એક પરૂં આપવામાં આવ્યું તે આજે પણ મુગલપુર કહેવાયછે. પછી બીજા મુગલો આવ્યા. એમણે કેટલાંક કારસ્તાન કર્યાં ત્યારે અલાઉદ્દીને તેઓમાંના પંદર હજારને કતલ કર્યાં અને તેમના કબીલાને ગુલામ કરી વેચ્યા (ઇ૦ સ૦ ૧૩૧૧). એમ ઉત્તર હિંદમાં અને તેની પેલીમેરના મૂલકમાંથી તુર્ક, પઠાણ, અને મુગલ જાતોના સિપાઈ જોઈએ એટલા મળવાથી એની પહેલાંના સુલતાનો કરતાં આગળ દક્ષિણમાં લશ્કરો મોકલવાને એ વધારે શક્તિમાન થયો. પણ એની ઉપરનાં પાછલાં વરસોમાં ગુજરાતમાં હિંદુ લોકે બંડ કર્યું; રજપૂતોએ ચિતોડગઢ પાછો જીતી લીધો; અને દક્ષિણમાંનાં ઘણાંક લશ્કરી થાણાંને હાંકી કાઢવામાં આવ્યાં. ૧૩૦૩ માં ચિતોડગઢ જીત્યો તેવારે તેમાંની ફોજે તાબે થવાથી મરવું વધારે ચાહ્યું હતું. આજે પણ ગામડાંઆ લોક એક જૂનું હિંદી ગાણું ગાયછે તેમાં રાણી અને તેર હજાર નારીઓ ચિતામાં પડી બળી મુઈ, અને પુરૂષો મરણિયા થઈ ઘેરો ઘાલનારા ઉપર ધસ્યા તે વર્ણવ્યું છે. કેટલાક શત્રુની સેનામાં થઈ અરવલ્લી ડુંગરામાં ગયા; અલાઉદ્દીનના અમલમાં રજપૂતોની સ્વતંત્રતા અટકી હતી, પણ કદી નાશ પામી નહતી. પોતાના દીકરાને કેદ કરીને

તથા પોતે ક્રોધ અને અમિતાહારના આવેશને આધીન થઈ અલાઉદ્દીન ૧૩૧૫ માં મરી ગયો. એવું કહેવાયછે કે તેના માનીતા સરદાર કાફુરે તેને ઝેર દીધું હતું.

**ધર્મભ્રષ્ટ હિંદુ પાદશાહ, ૧૩૧૬-૧૩૨૦.**—ખિલજીવંશના અમલનાં બાકીનાં ચાર વરસમાં વાસ્તવિક રાજ્યાધિકાર ખુશરૂ-ખાનના હાથમાં હતો. એ કોઈ નીચી જાતિનો વટલેલ હિંદુ હતો; અને તેણે પોતાના મુરબ્બી કાફુરની માફક લશ્કરી જય મેળવ્યા અને તેની માફક દુરાચાર કર્યા, તથા પોતાની દેખરેખ નીચે તેનું ખૂન કરાવ્યું. દુર્વ્યસની સુલતાનનો કુલકુલા ખુશરૂ થયો; પછી તેને મારી નાંખી ગાદી બથાવી પડ્યો. હું મુસલમાન છું એવું બહારથી જણાવ્યા છતાં કુરાનને બેસવાનો પાટલો બનાવી તેની પવિત્રતાને દોષ લગાડતો, અને મસીદોનાં ઉપદેશસ્થાનોપર હિંદુઓની મૂર્તિઓ મૂકી તેઓનો માનભંગ કરતો. ૧૩૨૦ માં તેની ફોજે ફિતૂર કરી તેનો પ્રાણ લીધો અને ખિલજીવંશનો અંત આણ્યો.

**તુઘલક વંશ, ૧૩૨૦-૧૪૧૪.**—બળવો કરનાર લશ્કરનો આગેવાન ઘિયાસ-ઉદ-દીન તુઘ્લક હતો. દુનિયાદારીમાં પડ્યો તેવારે તે તુર્કી ગુલામ હતો, અને તે હાલતમાંથી ઊંચે ચઢતાં સરહદના પંજાબ પ્રાંતનો હાકેમ થયો હતો. એના સ્થાપેલા તુઘ્લક વંશને માથે ૧૩૯૮ ના તિમુર (તેમર્લેન) ના હુમલાનાં પાણી ફરી વળ્યાં, તોપણ તે છંનું વરસ લગણ ગાદીએ પડ્યો રહ્યો. ઘિયાસુદ્દીને (ઈ૦ સ૦ ૧૩૨૦-૧૩૨૪) રાજ્યધાની દિલ્હીમાંથી કાઢી ત્યાંથી ઊગમણી દિશાએ ચાર મૈલપર કરી અને તેનું નામ તુઘ્લકાબાદ પાડ્યું.

**મુહમ્મદ તુઘલક, ૧૩૨૪-૧૩૫૧.**—તેનો દીકરો અને તેની પછી ગાદીએ બેસનાર મુહમ્મદ તુઘ્લક પૂરો પ્રવીણ વિદ્વાન, ચતુર નાયક, અને સખ્ત પરહેજગાર હતો. પણ તેનો સ્વભાવ ક્રૂર

હોવાથી તે નિર્દય ન્યાયાધીશ હતો અને માણસનાં દુઃખની તેને દરકાર ન હતી. અરણ્યમાં વસનારી જાતો તરફથી એ સ્વભાવ કદાપિ તેનામાં જન્મથીજ આવ્યો હશે. કોઈ સહજ સામું થાય કે ગાંડા ક્રોધનો આવેશ તેનામાં ઉભરાઈ આવતો. પંજાબ ઉપર મુગલો વારે વારે ધશી આવતા તેમને નાણાં આપી પાછા કાઢવામાં તેણે અલાઉદ્દીને ભેગો કરેલો ધનભંડાર ઊડાવી નાંખ્યો. એથી ઉલટું વળી લોભના જુસ્સામાં ઈરાનપર સવારી કરવાને ફોજ જમાવી અને એક લાખ લશ્કર ચીન જીતવાને મોકલ્યું; ઈરાનપર ચઢવાને એકઠી કરેલી સેનાએ પગાર નહિ મળવાથી વિખરાઈ જઈ તેનો (તુઘલકનો) મૂલક લૂંટ્યો: ચીનપર મોકલેલું લગભગ બધું લશ્કર હિમાલયના ઘાટોમાં નાશ પામ્યું. દક્ષિણ હિંદમાં મોટી જીતો કરવાની તેણે યોજના કરી અને દેવગિરિમાં વસવાને સારૂ દિલ્હીમાં રહેનારા લોકને તે ઘસડી ગયો. દેવગિરિનું નામ તેણે દોલતાબાદ પાડ્યું તે દિલ્હીથી આઠસેં મૈલને છેટે છે. બિચારા દુઃખી થતા લોકની અરજી સાંભળી બેવાર તેમને પાછા દિલ્હી જવા દીધા; અને દિલ્હીમાંથી નહિ નીકળે તેને મોતની સજા ફરમાવી, બેવાર ત્યાંથી જવાની જરૂર પાડી. એમ બળાત્કારે દેશાંતર કાઢેલા લોકને એકવાર તો દુકાળનો ભારે મારો ચાલતો હતો તેવામાં પોતાનાં ઘરબાર મૂકી જવું પડ્યું હતું; હજારો નગરવાસી મરી ગયા અને આખરે સુલતાનને એ કોશિશ છોડી દેવી પડી. ખજાનો ખાલી કરી નાંખીને એણે ત્રાંબાનાણું બરજોરીથી ચલાવી રાજાના પીતળને લોકના રૂપા બરોબર કરવા માંડ્યું. એજ સૈકામાં ચીન જીતનાર મુગલ કુબ્લેખાન પોતાની પહેલાં થઈ ગયેલા ચીની મહારાજાએ કાગળની નોટો ચલાવેલી તેઓનો ઉપયોગ ફેલાવ્યો; અને તેઓની ખરાબ નકલ કૈખાતુએ ઈરાનમાં દાખલ કરી. તુઘલકના બલાત્કારે ચલાવેલાં નાણાંએ તેનો પોતાનો ખગ્રખી ઉતાવળે કરી.

પરદેશી વેપારીઓએ માલ વગરના પીતળના શિક્કા લીધા નહિ, વેપાર બંધ પડ્યો, અને સુલતાનને પોતાના કર વેરાને પેટે પોતાના હલકા મૂલનાં નાણાં લેવાં પડયાં.

**પ્રાંતોનાં બંડ, ૧૩૩૮-૧૩૫૧.**—એ દર્મિયાન પ્રાંતો દિલ્હીના તાબામાંથી નીકળી જવા લાગ્યા. ૧૩૨૪ માં મુહમ્મદ તુઘ્લક રાજ્યાસને બેઠો તેવારે તે વખત સૂધી હિંદમાં થયેલું મોટાંમાં મોટું મુસલમાની રાજ્ય તેને હાથ આવ્યું હતું. પરંતુ ઇસ્લામ ધર્મને માટે તેનામાં દુરાગ્રહી હોંસ હોવાથી તેણે હિંદુ રાજ્યવંશીઓપર તથા હિંદુ અમલદારોપર ભરોસો રાખ્યો નહિ; અને તેથી તેને તમામ મોટા હોદા, જેમને રાજ્યના કાયમપણાની દરકાર નહિ એવા પરદેશથી આવેલા સાહસિક મુસલમાનોને આપવા પડયા. એ સમયના ઇતિહાસમાં એક પછી એક થયેલાં ઘણાં બંડ નોંધાયલાં છે. સુલતાનની તાબેદારીમાંથી નીકળી ગયેલા એક ભાગને જીતી કરીને આધીન કરે એટલે બીજો ભાગ બળવો કરી જુદો પડે. તેના ભત્રીજાએજ માળવામાં દંગો કર્યો તે પકડાયાથી સુલતાને તેની ચામડી ઉતરડી નંખાવી (૧૩૩૮). પંજાબના હાકેમે બળવો કર્યો (૧૩૩૯) તે બેસાડી દઈ બળવો કરનાર સરદારને ગરદન માર્યો. નીચલા બંગાળાના કોરોમાંદલ કાંઠાના મુસલમાન સૂબેદારો તે પ્રાંતોના ધણી થઇ પડયા (શુમારે ૧૩૪૦ માં) અને તેમને સુલતાન વશ કરી શકયો નહિ. કર્ણાટક અને તેલિંગાનાનાં હિંદુ રાજ્યોએ પાછાં સ્વતંત્ર થઈ જઈ (૧૩૪૪) પોતાનાં રાજ્યમાંનાં મુસલમાન થાણાં ઊઠાડી મૂક્યાં. દક્ષિણના મુસલમાન ગવર્નરોએ પણ બળવા કર્યા; અને ગુજરાતમાંના લશ્કરે ફિસાદ મચાવ્યો. દક્ષિણમાંના રાજદ્રોહીઓ ઉપર વેર વાળવાને મુહમ્મદ તુઘ્લક ફોજ લેઇને ધાયો, પણ તેમનો દંગો તોડવાનું કામ ભાગ્યે પૂરૂં થયું તેવામાં ગુજરાત, માળવા, અને સિંધમાં ફિતૂર ઊઠયાં. સિંધુના

નીચલા પ્રદેશમાં બંડખોરોની પાછળ પડયો હતો તેવારે ૧૩૫૧ માં તે મરણ પામ્યો.

**મુહમ્મદ તુઘલકનો કરવેરા લેવામાં જુલમ.**—વસૂલાતની પદ્ધતિ ઠરાવનારા હિંદના મુસલમાન બાદશાહોમાં મુહમ્મદ તુઘલક પહેલો હતો. ગંગા અને જમના વચ્ચેના દેશમાં તેણે જમીન વેરો વધાર્યો—કેટલાક જિલ્લામાં દશ ગણો, અને કેટલાકમાં વીસ ગણો. ખેડુતો પોતાનાં ગામોને જંગલ થવા દેઈ કર ઊઘરાવનારાથી નાઠા, અને લૂંટારૂ ટોળાં બન્યા. મૃગયા રમવાને ઠરાવી રાખેલી હદમાં જેઓ પેસે તેમને સુલતાન ક્રૂર સજા કરતો; મનુષ્યની ક્રૂરતાના ઈતિહાસમાં બીજો દાખલો મળે નહિ એવી માણસોનો શિકાર કરવાની યુક્તિ તેણે રચી. મોટા પ્રદેશને તેણે પોતાના લશ્કરવતી ઘેરી લીધો 'અને પછી હુકમ આપ્યો કે એ ચકરાવાને મધ્ય ભણી નાનો કરતાં જવું અને તેની અંદર જે હોય (બહુધા નિરપરાધી ગામડિયા લોક હતા) તેમને સઘળાને જંગલી પશુની માફક કતલ કરવા'. આ પ્રકારનો શિકાર એકથી વધારે વાર કર્યો હતો; અને પછી એક પ્રસંગે મોટા કનોજ શહેરમાં કતલે-આમ કરાવી બધા લોકને મારી નંખાવ્યા. આવાં કમકમાટ ભરેલાં કર્મોથી વખતસર દુકાળ નીપજ્યો; અને એ વેળા દેશમાં અતિ ભારે દુઃખ પડયાં તેઓનું વર્ણન થઈ શકતું નથી.

**ફિરૂજશાહતુઘલક, ૧૩૫૧–૧૩૮૮.**—એના દીકરા ફિરૂજતુઘલકે દયાળુપણે રાજ કર્યું, પરંતુ બંગાળા અને દક્ષિણમાં મુસલમાની રાજ્યોનું સ્વતંત્રપણું તેને કબૂલ કરવું પડયું. શરીરના વ્યાધિ અને દરબારમાં થતાં કાવતરાંની પીડા પણ તેણે ઘણી ભોગવી. તેણે સાર્વજનિક બાંધકામ ઘણાં કર્યાં.—ખેતીને સારૂ પાણી લેવાને નદીઓમાં પાળો બંધાવી, તળાવ ખોદાવ્યાં, મુસાફરખાનાં, મસ્જિદો, મદ્રેસા, દવાખાનાં અને પૂલો બંધાવ્યાં

જમનાની જૂની નહેર કરાવી એ તેનું સર્વેથી મોટું કૃત્ય છે. પર્વતમાંથી જ્યાં જમના નીકળેછે ત્યાંથી તેનું પાણી એ નહેરમાં લીધું, અને ખેતરોને પાણી પાવાને ખોદેલી ખાડીઓ વડે જમનાને ઘગ્ગર અને સતલજ સાથે જોડી દીધી. એ નહેરનો કેટલોક ભાગ બ્રિટિશ સરકારે ફરીને બંધાવ્યોછે, તે તેના બંને કાંઠા ઉપરના મુલકને ફળવંત કરેછે. પણ મુસલમાનના બળવા અને હિંદુના બંડથી તુઘલક વંશનું કૌવત ઉતાવળે નરમ પડી ગયું, અને તેથી ૧૩૯૮ ની મોટી મુગલ સવારીનો શિકાર હિંદ સહેલથી થયું.

**તિમૂર (તેમર્લેન) ની સવારી, ૧૩૯૮.**—એ વરસમાં તાર્તરીનાં એકઠાં મળેલાં ટોળાંને લેઈ તિમૂર (તેમર્લેન) અફગાન ઘાટોની વાટે હિંદપર ધસી આવ્યો. દિલ્લીના કોટની થડમાં સુલતાન મુહમ્મદ તુઘલકને હરાવી તે રાજ્યધાનીમાં પેઠો. પાંચ દહાડા સુધી કતલ ચાલી; 'મડદાંના ઢગલાથી કેટલાક મહેલ્લામાં ચાલવાની જગા રહી નહિ;' તિમૂરે એ શાંતપણે જોયા કર્યું, અને ફતેહની યાદગીરીમાં ઉજાણી કરી. જમનાને તીરે ફિરૂજની આરસની મસીદમાં પ્રથમ પરમેશ્વરનું આભારપૂર્વક સ્તવન કરીને તિમૂર ૧૩૯૮ ના વરસને છેલ્લે દિવસે પાછો જવાને ઊપડ્યો. ગંગા ઓળંગીને મીરતમાં ભારે કતલ ચલાવી અને ત્યાંથી પછી હરદ્વાર ગયો. ત્યારકેડે ડુંગરાની તળેટીની કોરે પશ્ચિમ ભણી કુચ કરતો મધ્ય એશિયામાં ગયો (૧૩૯૯). ઊજડ કરેલાં શહેરો ઉપરાંત તિમૂરે પોતાના બળની બીજી કોઈ નિશાની હિંદમાં પાછળ મુકી નહિ. મુહમ્મદ તુઘલક ગુજરાતમાં જઈ ભરાઈ બેઠો હતો તે તિમૂર ગયો તેવારે ત્યાંથી છાનોમાનો પાછો આવ્યો, અને ૧૪૧૨ લગી તેણે અમલ કર્યો તે માત્ર નામનો હતો.

**સય્યદો અને લોદીઓ.**—૧૪૧૪ માં તુઘલક ઓલાદનો

અંત આવ્યો. સૈયદ વંશે ૧૪૧૪ થી ૧૪૫૦ સુધી રાજ્ય કર્યું અને અફગાન (પઠાણ) જાતના લોદી વંશે ૧૪૫૦ થી ૧૫૨૬ પર્યંત રાજ્ય કર્યું, તથાપિ આ સુલતાનોમાંના કેટલાકનો અમલ દિલ્હીની આસપાસ માત્ર થોડા ગાઉ સુધી ચાલતો હતો; અને એ બધા વખતમાં હિંદુ રાજવંશીઓ અને મુસલમાન હાકેમો હિંદના વધારે મોટા ભાગમાં ખરેખરા સ્વતંત્ર હતા. ૧૫૨૬ માં બાબરની સરદારી નીચે મુગલોએ સવારી કરી તેથી લોદી વંશની આખર આવી.

**દક્ષિણનાં હિંદુ રાજ્યો.**—બાબરે મુગલ બાદશાહી સ્થાપી તેનો છેલ્લો બાદશાહ બ્રિટિશ સરકારનો નજરકેદી થઈ ૧૮૬૨ માં રંગુનમાં મરી ગયો. એ બાદશાહીની વાત કર્યા પહેલાં આપણે વિંધ્યાપર્વતની દક્ષિણે આવેલાં હિંદુ અને મુસલમાની રાજ્યો પર નજર કરીએ. ચેરા, ચોલા, અને પાંડ્ય એ ત્રણ પ્રાચીન રાજ્યો દ્રવિડ દેશમાં હતાં, અને તેમાં તામિલ બોલી બોલનારા લોક વસતા હતા. એમાંના સર્વથી મોટા પાંડ્યની રાજ્યધાની મદુરામાં હતી; અને તેનો પાયો ઇ૦ સ૦ પહેલાં ૪ થા સૈકામાં નંખાયલો જણાયછે. ચોલા રાજ્યનાં મથક કુંબકોનમમાં અને તાંજોરમાં હતાં. મ્હૈસૂરમાં તાલકદ નામે નગર હતું તે ઇ૦ સ૦ ૨૮૮ થી ૯૦૦ સુધી ચેરા રાજ્યની રાજ્યધાની હતી. હાલ એ શાહેર કાવેરીની રેતીમાં દટાઈ ગયુંછે. પાંડ્ય વંશના ૧૧૬ મા રાજાને ૧૩૦૪ માં મલીક કાફરે મારી પાડ્યો. પણ છેક દક્ષિણમાં મુસલમાનો પોતાનો અધિકાર સ્થાપન કરી શક્યા નહિ, અને ૧૮ મા સૈકા સુધી પુરાતન પાંડ્ય રાજ્યપર મદુરામાં રહી, કેટલાક હિંદુ રાજવંશોએ અભંગ અનુક્રમે અમલ કર્યો. મદુરાની ગાદીએ જેમ લાગલાગટ વંશપરંપરા રાજા થયા તેમ કોઈ યૂરોપના રાજ્યની ગાદીએ થયા નથી. વંશાવળી બનાવનારાના રાજ્યભક્તિભાવે કરીને રાજ્યાસને બેસનારા અ-

ધિપતિઓનો ક્રમ પાછળ બે હજાર વરસ લગી જઈ પહોચ્યો છે. નાના વંશો ઉપરાંત ચેરા રાજ્યાસને થયેલા પચાસ રાજા ગણ્યાછે, અને ચોલાની ગાદીએ છાસઠ ગણ્યાછે.

**વિજયનગરનું રાજ્ય.**—પરંતુ દક્ષિણ હિંદનો સપ્રમાણ ઇતિહાસ તો વિજયનગર કે **નરસિંહ** નામે હિંદુ રાજ્યથી શરૂ થાયછે, ઇ૦ સ૦ ૧૧૧૮ થી ૧૫૬૫ સુધી. **મદ્રાસ** ઇલાકામાં તુંગભદ્રા નદીને જમણે તીરે બેલારી જિલ્લામાં એના પાટનગરનાં ચિન્હો અદ્યાપિ જોવામાં આવેછે, દેવાલયોનાં, કિલ્લા કોટનાં, તળાવોનાં, અને પૂલોનાં મોટાં ખંડેરો છે ને તેઓમાં તરસ અને સર્પો વસેછે. હિંદી ત્રિકોણના ભાગપર ઓછાંમાં ઓછાં ત્રણસેં વરસ લગી વિજયનગરે અમલ કર્યો. દક્ષિણના મુસલમાન સુલતાનો જોડે ત્યાંના રાજા સમાન પદવીએ સંધિ વિગ્રહ કરતા.

**દક્ષિણનાં મુસલમાની રાજ્યો.**—અલા-ઉદ-દીને કરેલી જીતપરથી દક્ષિણ હિંદના સુલતાનો ઉત્પન્ન થયા (૧૩૦૩-૧૩૦૫). કેટલીક મુદ્દત સુધી લડાઇનો ઘોંટાળો ચાલ્યા પછી દક્ષિણ હિંદમાં મુસલમાની અમલ ચલાવનાર બ્રાહ્મણી રાજ્ય ઊભું થયું. મુહમ્મદ તુઘલકના અમલમાં (૧૩૨૫-૧૩૫૧) કોઈ પઠાણ સરદાર જાફરખાન, દિલ્હીની ફોજને હરાવી, દક્ષિણનો મુસલમાન સુલતાન બન્યો. કિશોર વયમાં કોઇ બ્રાહ્મણનો ગુલામ હતો તેવારે તે બ્રાહ્મણે તેના ઉપર માયા કરી હતી અને આગળ મોટી પદવીએ ચઢવાનો છે એવું ભવિષ્ય વર્ત્યું હતું તેપરથી જાફરે બ્રાહ્મણપદ ધારણ કર્યું અને તેની પછી તખ્તે બેસનારાને વારસામાં આપ્યું.

**બ્રાહ્મણી વંશ.**—બ્રાહ્મણી વંશનો ઉદય બહુધા ૧૩૪૭ માં થયલો કહેવાયછે, અને તે ૧૭૮ વરસ એટલે ૧૫૨૫ સુધી

ચાલ્યો. તેની રાજ્યધાનીઓ અનુક્રમે ગુલબર્ગા, વરંગુલ અને બિડર હતાં. એ ત્રણે શહેર હૈદરાબાદના મૂલકમાં છે; અને હાલના વખતની નિજામના રાજ્યની મર્યાદાને એ બ્રાહ્મણી રાજ્યની મર્યાદા જેવી તેવી મળતી આવેછે. જેવારે પૂર્ણ કળાએ હતું તેવારે ત્યાંના સુલતાન અર્દ્ધા દક્ષિણ ઉપર દક્ષિણે તુંગભદ્રાથી ઉત્તરે ઓરિસ્સા, અન પૂર્વે મચ્છલીપટનથી પશ્ચિમે ગોવા લગી, અધિકાર ચલાવવાનો દાવો કરતા, તથાપિ તેમનો પ્રત્યક્ષ અમલ એથી મસ ઓછી હદમાં ચાલતો હતો. દિલ્હીની ગાદીની સામે પ્રથમ ઝઘડો કરવામાં એને દક્ષિણ હિંદમાંનાં વિજયનગર અને વરંગુલનાં હિંદુ રાજ્યોની મદદ હતી, પણ એની કારકીર્દીના વધારે મોટા ભાગમાં વિંધ્યાની દક્ષિણે હિંદુ પક્ષને તોડવાને મુસલમાની સત્તા વાપરનાર એ વંશ હતો. એનાં બીજાં રાજ્યો સાથે કરેલા સંપ અને વિગ્રહ એ બંને વડે મુસલમાન અને હિંદુ વસ્તી ભેળસેળ થઈ ગઈ. ઉદાહરણ, માળવાના સુલતાને બ્રાહ્મણી રાજ્ય ઉપર સવારી કરી તેમાં બાર હજાર પઠાણ અને રજપૂત લશ્કર હતું. વિજયનગરના હિંદુરાજાએ પોતાની ફોજમાં પઠાણ સિપાઈઓને નોકર રાખ્યા હતા, અને તેમના પગારને પેટે તેમને જમીન આપી હતી તથા તેમને મસીદ બંધાવી આપી હતી. તેમ બીજે પડએ બ્રાહ્મણી લશ્કરના સેનાપતિઓ ઘણીવાર મુસલમાન થયેલા હિંદુ હતા. બ્રાહ્મણી લશ્કરો જાતે પણ બે વિરૂદ્ધ પંથના મુસલમાનોનાં બન્યાં હતાં. એક પંથ શીઆનો, તેમાં મુખ્યત્વે ઈરાની, તુર્ક, કે મધ્ય એશિયાના તાતાર હતા: બીજો પંથ સુન્નીનો, તેમાં દક્ષિણ હિંદમાં જન્મેલા મુસલમાનો, અને તેમના જોડે નોકરીઆત હબસી સિપાઈઓ હતા. આ બે મુસલમાની પંથોની ચડસાચડશીથી ઘણીવાર બ્રાહ્મણી ગાદી જોખમમાં આવી પડતી હતી. ૧૪૩૭ માં બીજા અલા-ઉદ-દીનના વખતમાં એ વંશ પૂર્ણ કળાએ

પહોચ્યો, અને ૧૪૮૯ અને ૧૫૨૫ ની વચ્ચે તેનાં કુસંપી તત્વોએ કરીને તૂટી ગયો.

**દક્ષિણનાં પાંચ મુસલમાની રાજ્યો, ૧૪૮૯-૧૬૮૮.**—એના કકડા થયા તેમાંથી દક્ષિણમાં પાંચ મુસલમાની સ્વતંત્ર રાજ્ય બન્યાં. તેઓ આ હતાં—(૧) આદીલશાહી વંશ; એની રાજ્યધાની બિજાપુરમાં હતી, અને તે ૧૪૮૯ માં તુર્કસ્થાનના સુલતાન બીજા અમુરથના એક દીકરાએ વસાવી હતી; મુગલ પાદશાહ ઔરંગજેબે ૧૬૮૬-૮૮ માં એ રાજ્યને જીતી લઈ પોતાના રાજ્યમાં ભેળી દીધું. (૨) કુતુબશાહી વંશ; એની રાજ્યધાની ગોલકોંડા નગર હતું અને તે ૧૫૧૨ માં કોઈ સાહસિક તુર્કોમાને વસાવ્યું; એને પણ ઔરંગજેબે જીતી લઈ પોતાની પાદશાહીમાં સામિલ કરી દીધું, ૧૬૮૭-૧૬૮૮. (૩) નિજામશાહી વંશની રાજધાની અહમદનગર ૧૪૯૦ માં વસ્યું, અને તે બંધાવનાર વિજયનગરના દરબારમાંનો મુસલમાન થયેલો બ્રાહ્મણ હતો. મુગલ પાદશાહ શાહજહાને ૧૬૩૬ માં એ રાજ્યનો નાશ કર્યો. (૪) ઈમાદશાહી વંશનો અમલ વરાડમાં હતો, અને તેનું પાટનગર ઈલ્લિચપુર પણ ૧૪૮૪ માં વિજયનગરના કોઈ હિંદુએ વસાવ્યું હતું; એ રાજ્યને ૧૫૭૨ માં અહમદનગરના રાજ્યે (નં૦ ૩) જીતી લીધું. (૫) બરીદશાહી વંશ: એનું પાટનગર બીદર કોઈ તુર્કી કે જીઓર્જીઅન ગુલામે વસાવ્યું (૧૪૯૨-૧૪૯૮). એને કબજે થોડો મુલક હતો અને તેનો સીમાડો નક્કી થયેલો ન હતો; ૧૬૦૯ પર્યંત એ સ્વતંત્ર હતું; ૧૬૫૭ માં ઔરંગજેબે બીદરગઢ લીધો.

**વિજયનગરના હિંદુ રાજ્યનું પતન.**—દક્ષિણ હિંદના આ સ્થાનિક મુસલમાની રાજ્યવંશોનો ઈતિહાસ વર્ણવવો એ આ પુસ્તકનો હેતુ નથી. અકબરના ઉત્તરાધિકારીઓના સમયમાં મુગલ બાદશાહીની દૃઢ સ્થાપના થઈ ત્યાંલગી તેઓ

પોતાની સ્વતંત્રતા જાળવી શક્યા. કેટલાક વખત સૂધી વિજય-નગરના હિંદુ રાજ્યની સામે તેમને ઝઘડો કરવો પડચો. પણ ૧૫૬૫ માં સંપ કરી તેઓ તેની સામે વઢચા, અને તેની પોતાની હદમાં બળવો ઊઠવાથી તેમને મદદ મળી. ૧૫૬૫ માં તાલિકોટ-ના સંગ્રામમાં તેમણે વિજયનગરના રાજાને હરાવ્યો. હિંદુ રાજ્ય-ના મધ્ય બિંદુ તરીકે એ લડાઇમાં વિજયનગરનો અંત આવ્યો, પરંતુ તેના સ્થાનિક મંડળિકો અથવા નાયકો પોતપો-તાનાં ઉપરાજ્યો કે જાગીરોનો કબજો રાખી શક્યા. અને દક્ષિ-ણના મુસલમાની સુલતાનો એ રાજ્યનો કેટલોક ભાગ માત્ર ખાલસા કરી શક્યા. મદ્રાસ ઇલાકાના પ્રખ્યાત પાલેગારો અને હાલના મ્હેસૂરના મહારાજા એ નાયકોના વંશજ છે. વિજય-નગરનો એક રાજકુમાર ચંદ્રગિરિમાં નાઠો અને ત્યાં તેણે રાજ્યવંશ સ્થાપ્યો. તેણે ૧૬૩૯ માં પોતાનો પૂર્વનો પ્રભુત્વનો અધિકાર વાવરી ઇંગ્રેજને મદ્રાસ વસાવવાને જગા આપી. એજ મોટા કુળનો વંશજ હોવાનો દાવો રાખનાર એક બીજો ફટાયો અદ્યાપિ વિજયનગરના ખંડિયેરની પાસે વસેછે, અને અનગુંડીનો રાજા કહેવાયછે. એ નિજામને ખંડણી ભરેછે. મુસલમાની સમયમાં દક્ષિણ હિંદના હિંદુ રાજારાણા સ્વતંત્રતા ભોગવતા હતા તેનું ઉદાહરણ મંજરાબાદનું કુટુંબ છે. ૧૩૯૭ થી ૧૭૯૯ સૂધી એ નાનકડા રાજવંશે સ્વતંત્રતા ભોગવી.

**પ્રાંતોની સ્વતંત્રતા.**—૧૩૪૦ માં નીચલા બંગાળાએ દિલ્હીની તાબેદારી છોડી દીધી. તેના મુસલમાન ગવર્નર ફકી-ર-ઉદ્-દીને પોતે સુલતાન થઈ પડી ગૌડ શાહેરમાં રાજ્યધાની કરી અને પોતાને નામે સિક્કા પાડચા. ૧૫૩૮ સૂધીમાં બંગાળામાં એક પછી એક વીસ સુલતાને અમલ કર્યો પછી હુમાયુંએ થોડાક વખત લગી તેને મુગલ પાદશાહીમાં ભેળી દીધું. ૧૫૭૬

માં અકબરે એ રાજ્યનો નક્કી અંત આણી તેને ખાલસા કરી દીધું. એજ પ્રમાણે પશ્ચિમ હિંદમાંનો મોટો પ્રાંત ગૂજરાત સ્વતંત્ર મુસલમાની રાજ્ય બન્યું હતું અને તે ૧૩૭૧ થી બસેં વરસ લગી ટકી રહ્યું. ૧૫૭૩ માં અકબરે તેને જીત્યું. માળવાના મુસલમાન હાકેમો પણ આપ અખત્યારી થઇ સુલતાન બન્યા હતા. ૧૫૩૧ માં એ રાજ્યને ગુજરાતના સુલતાને જીતી પોતાના રાજ્યમાં જોડી દીધું. સૈયદોના અને પહેલા લોદીના અસ્વસ્થ અમલમાં ગંગાના પ્રદેશના મધ્ય ભાગે આવેલા જઉનપુર અને તેની જોડે વારાણસીનો મૂલક પણ ૧૩૯૩ થી ૧૪૭૮ સુધી સ્વતંત્ર મુસલમાની રાજ્ય રહ્યા.

**દિલ્હીમાં પહેલા થયેલા રાજ્યની નબળાઈ.**—પ્રથમ થયેલા દિલ્લીના મુસલમાન હાકેમોની સ્થિતિ ઘણી દુર્ઘટ હતી. તુર્ક, પઠાણ, અને તાતાર લોકનાં ધાડાં ડુંગરી ઘાટોને માર્ગે એક પછી એક ઉતરી આવી તેમની પહેલાં આવેલા સ્વધર્મી સવારીઓ કરનારા કનેથી હિંદ છીનવી લેતા. એ કારણથી દિલ્હીનું રાજ્ય ત્રણ પ્રકારનાં ભયથી સદા ઘેરાયલું હતું. પહેલું, મધ્ય એશિઆમાંથી ચઢી આવનારા મુસલમાનોની નવી સવારીઓ; બીજું, હિંદની અંદરના ફિતૂરી મુસલમાન સરદારો અથવા ગવર્નરો; ત્રીજું, પ્રથમ થયેલા દિલ્હીના હાકેમોએ હિંદુઓની જે જાતોનાં મન મેળવી લીધેલાં નહિ અથવા તેમને કચરી નાંખેલી નહિ તે જાતો. એ સ્થિતિની મૂળની નબળાઈ મટાડવાનું તથા હિંદુઓને રાજ્ય કારભારમાં સામિલ કરી પરદેશથી ચઢી આવનારા મુસલમાનોને તથા રાજ્યમાં વસનારી અતિ બળવાન મુસલમાન પ્રજાને અંકુશમાં રાખવાનું કામ મહાન્ અકબરને માટે રહ્યું હતું.

---

# प्रकरण १० मुं.

## મુગલ વંશ, ૧૫૨૬—૧૭૬૧.

બાબર, ૧૪૮૨-૧૫૩૦—૧૫૨૬ માં બાબર હિંદ ઉપર ચઢી આવ્યો ત્યારે ઉપર કહ્યું તેમ તેણે કેટલાક મુસલમાન સુલતાનો અને હિંદુ રાજામાં દેશ વહેંચાયલો દીઠો. ઐતિહાસિક દિલ્હીના રાજ્યનો જે થોડો ભાગ રહ્યો હતો તે ઉપર લોદી ઓલાદનો અફગાન (પઠાણ) સુલતાન આગ્રામાં રાજ્યધાની કરી અમલ કરતો હતો. બાબર (શબ્દાર્થ સિંહ) નો જન્મ ૧૪૮૨માં થયો હતો, અને તિમૂર તાર્ત્તરથી છઠ્ઠી પેઢીએ હતો. જક્સાર્ત્તિસ નદીને કાંઠે નાનકડું ફર્ઘાનનું રાજ્ય હતું તેની ગાદીએ બાર વરસની નાની ઉમરે બાપની પછી બેઠો (૧૪૯૪); અદ્‌ભૂત સાહસ કર્યાં પછી તેણે ૧૪૯૭ માં તેમર્લેનના વંશની રાજ્યધાની સમર્કંદ જીતી લીધું. બળવા ખોરોએ તેને હરાવ્યો અને આક્સસના પ્રદેશમાંથી કાઢી મૂક્યો તેવારે ૧૫૦૪ માં તેણે કાબુલનું રાજ્ય કબજે કર્યું. હિંદી ઘાટોની અફગાન બાજૂએ બાવીસ વરસસુધી પોતાના બળમાં વધારો કરી તે વાટે ૧૫૨૬ માં પંજાબ પર તૂટી પડી પાણીપતના રણમાં તેણે દિલ્હીના સુલતાન ઈબ્રાહીમ લોદીને હરાવ્યો. હિંદનું પ્રારબ્ધ ઠરાવનાર ત્રણ મોટા સંગ્રામ ૧૫૨૬, ૧૫૫૬ અને ૧૭૬૧ માં, એજ રણક્ષેત્રમાં થયા તેમાંનો આ પહેલો હતો. દિલ્હીમાં પેઠા પછી મુસલમાનોએ તેનું અધિપત્ય સ્વીકાર્યું, પરંતુ ચિતોડના રજપૂતોએ તેના ઉપર તરતજ હુમલો કર્યો. એ જાતોએ અજમીર, મેવાડ, અને માળવાપર પોતાનો અમલ બેસાડ્યો હતો અને હવે હિંદુ બાદશાહી સ્થપાશે એવું લાગવા માંડ્યું. આગ્રાની નજીક ફતેહપુર સીક્રીના રણમાં બાબરે તેમને ૧૫૨૭ માં હરાવ્યા. એ દહાડે બાબર મોટા ભયમાં સપડાયો હતો તે માટે તથા તેણે અંતનો કાળ પારે

જોઈ દારૂને કદી અડવું નહિ એવી બાધા રાખી તે સારૂ એ જુદ્ધ યાદ રાખવા જોગ છે. દક્ષિણ પંજાબમાં મુલતાન લગી અને ગંગાના પૂર્વ પ્રદેશમાં બિહાર પર્યંત તેણે પોતાનો અમલ ઉતાવળે ફેલાવ્યો. આગ્રામાં બાબર ૧૫૩૦ માં મરણ પામ્યો તે વારે તેનું રાજ્ય મધ્ય એશિયામાં આમુ નદીથી નીચલા બંગાળામાં ગંગાના પ્રદેશની હદસુધી પ્રસરેલું હતું.

**હુમાયુન પાદશાહ, ૧૫૩૦–૧૫૫૬.**—તેનો દીકરો હુમાયુન હિંદમાં તેની ગાદીએ બેઠો, પણ તેને તેના ભાઈ અને પ્રતિસ્પર્ધી કામરાનને કાબુલ અને પશ્ચિમ પંજાબ આપવાં પડ્યાં. એમ હિંદમાં જીતેલા મૂલકપર અમલ કરવાનું કામ હુમાયુનને હાથ આવ્યું, અને તેના બાપને જે મૂલકમાંથી મદદ મળતી તે મૂલક તેજ વખતે તેના હાથમાંથી ગયો. પ્રથમ ચઢી આવેલા અફગાનોના વંશજો હિંદમાં ઘણા વખતથી વશ્યા હતા તેઓ હિંદુઓ કરતાં પણ બાબરનાં નવાં મુસલમાન ધાડાંનો વધારે દ્વેષ કરતા. બંગાળાના હાકેમ શેરશાહની સરદારી નીચે દશ વર્ષ સુધી લડી તેમણે હુમાયુનને હિંદમાંથી કાઢી મૂક્યો. સિંધના રણમાં થઈ ઈરાન ભણી તે નાસતો હતો ત્યારે અમરકોટના નાના ગઢમાં તેનો પ્રખ્યાત પુત્ર અકબર અવતર્યો (૧૫૪૨). શેરશાહ પાદશાહ થઈ બેઠો, પણ કાલિંજરના ડુંગરી ગઢપર હુમલો કરતાં તેનું મૃત્યુ થયું (૧૫૪૫). તેનો શાહજાદો તેની ગાદીએ બેઠો, પણ અફગાન કુળનો ત્રીજો પાદશાહ, શેરશાહનો પૌત્ર અમલ કરતો હતો તેવારે માળવા, પંજાબ, બંગાળા, વગેરે પ્રાંતોએ બળવા કર્યા, અને હુમાયુન પાછો આવ્યો. એ વેળા તેર વરસની ઉમરના અકબરે પાણીપતના રણમાં મરણીઆ જંગ મચાવી અફગાનોને હરાવ્યા (૧૫૫૬). હિંદનું રાજ્ય હવે આ છેલ્લી વારનું અફગાનોને હાથથી જઈ મુગલોને કબજે આવ્યું. શેરશાહનો વંશ લોપ થયો અને હુમાયુને પોતાનુ કાબુલનું રાજ્ય પુનઃ

સમ્પાદન કરી થોડા માસ પર્યંત ફરીને દિલ્હીમાં અમલ કર્યો, પણ ૧૫૫૬ માં તેનો કાળ થયો.

**અકબરની કારકીર્દીનો વરસવાર સાર, ૧૫૫૬—૧૬૦૫.**

૧૫૪૨. જન્મ, સિંધના અમરકોટમાં.

૧૫૫૬. પાણીપતની લડાઈમાં અફગાનોને જીતી પોતાના પિતા હુમાયુનને સારૂ દિલ્હીનું તખ્ત પાછું મેળવેછે; (એ જુદ્ધમાં વાસ્તવિક સેનાપતિ બેરામખાન હતો). થોડા મહીનામાં બાપની પાછળ પાદશાહ થાયછે. એ સમે બેરામખાન રાજપ્રતિનિધિપણે રાજ્ય ચલાવેછે.

૧૫૬૦. રાજ્યવહીવટ પ્રત્યક્ષ પોતાને હાથ લેછે. બેરામ બંડ કરેછે. તેનો પરાજય કરી તેને માફી બક્ષેછે.

૧૫૬૬. અકબરના પ્રતિસ્પર્ધી ભાઈ હાકીમની પંજાબ ઉપર સવારી અને તેનો પરાજય.

૧૫૬૧-૧૫૬૮. રજપૂત રાજ્યોને મુગલ બાદશાહીનાં તાબેદાર કરેછે.

૧૫૭૨-૧૫૭૩. ગુજરાતમાં ઝઘડા અને તેનું પાદશાહીમાં ફરીને જોડાવું.

૧૫૭૬. બંગાળા ફરીને જીતી લેછે: અને તે દેશ છેલ્લીવારનો પાદશાહીમાં જોડાઈ જાયછે.

૧૫૮૧-૧૫૯૩. ગુજરાતમાં ફિતૂર. એ પ્રાંતને છેલ્લીવારનો ૧૫૯૩ માં વશ કરવામાં આવેછે.

૧૫૮૬. કાશ્મીર જીતી લેછે; તેનું છેલ્લું બંડ ૧૫૯૨ માં બેસાડી દેવામાં આવ્યું.

૧૫૯૨. સિંધ જીતી લેઈ મુગલ રાજ્યમાં ભેળી દીધું.

૧૫૯૪. કંધાર તાબે કર્યું અને વિંધ્યાની ઉત્તરે આવેલા આખા હિંદમાં કાબુલ અને કંધાર પર્યંત મુગલ રાજ્યને સુદૃઢ કર્યું.

૧૫૯૫. શાહાજાદા મુરાદની સરદારી નીચે દક્ષિણમાં અહમદનગર ઉપર કરેલી સવારીમાં અકબરની ફોજ ફતેહ પામી નહિ.

૧૫૯૯. અકબરે પંડે અહમદનગર ઉપર બીજી ચઢાઇ કરી. તે શાહેર લીધું, પણ ત્યાં મુગલ રાજ્યની સ્થાપના થઇ નહિ.

૧૬૦૧. ખાનદેશને ખાલસા કરી અકબર પાછો ઉત્તર હિંદમાં જાયછે.

૧૬૦૫. આગ્રામાં મરણ.

**મહાન અકબર, ૧૫૫૬–૧૬૦૫—મહાન્** અકબર તેના બાપની પાછળ ચૌદ વરસની ઉમરે પાદશાહ થયો. જે મુગલ પાદશાહી બસેં વરસ રહી તેનો વાસ્તવિક સ્થાપનાર એ હતો. ૧૫૪૨ માં જન્મી ૧૫૫૬ થી ૧૬૦૫ લગીમાં એણે પચાસ વરસ રાજ્ય કર્યું. એમ એ ઇંગ્લાંડની ઇલિજાબેથ રાણી (૧૫૫૮-૧૬૦૩) અને તે એકી વખતે રાજ્ય કરતાં હતાં. તેના પિતા હુમાયુને હિંદમાં પાછળ મૂકેલું રાજ્ય નાનું સરખું હતું; દિલ્હી અને આગ્રાના મહાલોથી ભાગ્યે વધારે હતું. પંજાબમાં બંડખોર પઠાણોની સામે બેરામખાનના વાલીપણાનીચે અકબર લડતો હતો તેવામાં હુમાયુનનો કાળ થયો. મયત શાહ દેશવટો ભોગવતો હતો તેવારે તેનો આધાર બેરામ હતો. અને પાણીપતના રણમાં યુદ્ધ કરી તેને રાજ્ય પાછું મેળવી આપનાર ફોજનો વાસ્તવિક સેનાપતિ પણ તેજ હતો. બેરામ જાતે તુર્કોમન હતો. હવે તે ખાન બાબા અર્થ રાજપિતા, ના માનવંતા ઇલકાબથી તરૂણ અકબરનો રાજપ્રતિનિધિ બન્યો. સેનાપતિનું કામ કરવામાં તે બહાદુર અને ચતુર હતો, પણ સ્વભાવે કરડો અને મીજાજી હોવાથી તેણે ઘણાને પોતાના દુશ્મન કર્યા હતા. ચાર વરસ પરવશાપણું ભોગવ્યા કેડે અકબર શિકારે જવામાં લાગ ફાવ્યાથી એ વજીરની ધુંસરીથી છૂટો થયો (૧૫૬૦). પદભ્રષ્ટ

થયેલા પ્રતિનિધિના મનમાં રાજ્યભક્તિ અને ક્રોધ ઘણીવાર ઘોળાયાં કર્યાં પછી તેણે બળવો કર્યો. તેમાં હાર્યાથી અકબરે તેને માફ કરી જવા દીધો અને સારૂં પેન્શન આપ્યું. પછી બેરામ મક્કાની હજ કરવા જતો હતો તેવામાં કોઈ પઠાણે તેને કતલ કર્યો. એ પઠાણના બાપને તેણે યુદ્ધમાં હણ્યો હતો.

**અકબરનાં કૃત્યો.**—અકબરનો અમલ સલાહશાંતિનો હતો. ૧૫૫૬ માં તે રાજ્યાસને બેઠો તેવારે હિંદ નાનાં રાજ્યોમાં વહેચાઈ ગયું હતું અને તેઓમાં કુસંપ હોવાથી સલાહશાંતિ નહોતી; ૧૬૦૫ માં તેનું મૃત્યુ થયું તેવારે ચક્રવર્તી રાજ્ય પોતાના દીકરાને આપી ગયો. પહેલાં થયેલી તુર્ક, પઠાણ અને મુગલ સવારીઓમાંની બળવાન મુસલમાન વસ્તી પોતપોતાના નાયકોના ઉપરીપણા નીચે હિંદમાં રહી હતી. અકબરે એ મુસલમાની રાજ્યોને દિલ્હીની બાદશાહતના પ્રાંતો બનાવ્યા. ઘણાક હિંદુ રાજા અને રજપૂત પ્રજાઓએ ફરીને સ્વતંત્રતા મેળવી હતી; અકબરે તેમને રાજ્યકાજમાં પોતાના અધિકારને આધીન કર્યા. લશ્કરના બળથી તથા સગાઈ અને મિત્રાચારી વડે તેણે આ બે કામ કર્યાં. લગ્ન અને સ્નેહભાવની રાજ્યરીતિથી તેણે રજપૂતોને પોતાના તખ્તને આધાર આપનારા કર્યા. પછી તેણે તેમને મોટા અધિકાર સોંપ્યા, અને ઉપલા હિંદમાં મુગલ પક્ષની સામે અને બંગાળામાં અફગાન ટોળીની સામે હિંદુ સરદારો અને હિંદુ કારભારીઓને રાખીને પરસ્પરનાં કૃત્યો ઉપર દાબ રહે એવી યુક્તિ રચી.

**રજપૂતોને વશ કર્યા, ૧૫૬૧—૧૫૬૮.**—હુમાયુનથી મળેલું રાજ્ય તો નાનું હતું. તેમાં પંજાબ અને દિલ્હી તથા આગ્રાનો મહાલો માત્ર હતા. અકબરે પાડોશમાંનાં રજપૂત સંસ્થાનોને તાબે કરી તેને ઉતાવળે વધાર્યું. જયપુરના રાજાને જીતી તેને પાદશાહતનો જાગીરદાર બનાવ્યો; અને તેની

કુંવરીને પરણી એ જીતને પુષ્ટિ આપી. જોધપુરને પણ એ પ્રમાણે વશ કર્યું, અને તેના રાજાની પૌત્રી વેરે અકબરે પોતાના વારસ અને પછી જહાંગીર નામ ધારણ કરી પાદશાહ થનારને પરણાવ્યો. લાંબો ઝગડો ચાલ્યા પછી ચિતોડના રજપૂતો પરાજય પામ્યા, તથાપિ તેમણે પોતાના ઊંચા ક્ષત્રી કુળની સગાઈ પાદશાહ વેરે પણ કરવાની ના કહી. પર્વતોમાં અને સિંધુના રણમાં ભરાઈ તેઓ બચ્યા, અને પછીથી ત્યાંથી નીકળી પોતાના જૂના રાજ્યનો ઘણોખરો ભાગ તેમણે પાછો જીતી લીધો, તથા ઉદેપુર વસાવી તેમાં રાજ્યધાની કરી. આજપર્યંત એ તેમની પાસે છે. અદ્યાપિ તેઓ મૂછે તાલ દેઈ કહેછે કે મોટી રજપૂત જાતોમાં માત્ર અમેજ કોઈ મુગલ પાદશાહને કન્યા દીધી નથી.

**હિંદુનાં મન મેળવ્યાં.**—હરેક હિંદુ સંસ્થાનનું મન મેળવવાની રાજ્યનીતિ અકબરે જારી રાખી. વળી તેણે નાના હિંદુ ઉમરાવોને પણ કામે લગાડયા. જયપુરના રાજાના કુંવરને, એટલે પોતાના સાળાને, પંજાબનો ગવર્નર ઠરાવ્યો. તેમજ તેના હિંદુ સંબંધી રાજા **માનસિંહે** કાબુલથી ઓરિસ્સા સુધીમાં લશ્કરી સેવા અચ્છી બજાવી અને ૧૫૯૮ થી ૧૬૦૪ પર્યંતનો રાજ્યકારભાર ચલાવ્યો. તેનો દીવાન એટલે વસુલાત ખાતાનો ઉપરી રાજા ટોડરમલ પણ હિંદુ હતો; તેણે હિંદમાં પહેલીજ વાર જમીનની જમાબંદી અને મોજણી કરી. ૪૧૫ **મન્સબદાર** એટલે ઘોડે સવાર ફોજના ઉપરી હતા તેઓમાંના ૫૧ હિંદુ હતા. અકબરે જજીઆવેરો, એટલે જેઓ મુસલમાન ન હોય તેમને આપવાનો કર માફ કર્યો, અને પોતાની તમામ રૈયતને રાજ્યપ્રકરણમાં સમાન પદવીએ મૂકી. તેમનાં સંસ્કૃત ધર્મ પુસ્તકો અને વીરરસકાવ્યોનાં ફારસીમાં ભાષાંતર કરાવ્યાં, અને પોતાની હિંદુ પ્રજાના ધર્મમાં બહુ કાળજી રાખી. તેમના

કાયદા સ્વીકાર્યાં, તથાપિ તેમની ક્રૂર ક્રિયા બંધ પાડી. બીજની, જનાવરોના ભોગ આપવાની અને જુવાની કુટેવો પહેલાં થતાં બાળલગ્ન કરવાની તેણે મના કરી. હિંદુ વિધવાવિવાહને તેણે કાયદાનો આધાર આપ્યો; પરંતુ સતી થવાનો ધારો તે બંધ પાડી શક્યો નહિ; બાઇની રાજી ખુશી વિના તેને બાળી નાંખી શકાય નહિ એવો બંદોબસ્ત માત્ર તેણે કર્યો.

**મુસલમાની સંસ્થાનોને તાબે કર્યાં.**—એ પ્રમાણે અકબરે પોતાની હિંદુ રૈયતને રાજ્યવહીવટમાં કાર્યસાધક બનાવી અને તેમની મદદથી ઉત્તર હિંદના સ્વતંત્ર મુસલમાન સુલતાનોને જીત્યા. પંજાબથી બિહાર સુધીમાં આપ અખત્યારી નાના નાના હાકેમો હતા તેમને તેણે વશ કર્યા. કેટલાક ઝઘડા થયા પછી શેરશાહના કુળના પઠાણ શાહજાદાઓ કનેથી તેણે બંગાળા જીતી લીધો; જેઓએ ૧૫૩૯ થી ૧૫૭૬ લગી અમલ કર્યો. ૧૫૭૬ પછી બસેં વરસ (૧૫૭૬-૧૭૬૫) પર્યંત તે મુગલાઇ રાજ્યનો પ્રાંત રહ્યો ને ત્યાં દિલ્હીથી નીમાયલા ગવર્નરોએ અમલ ચલાવ્યો. ૧૭૬૫ માં પાદશાહી સનદથી તે ઇંગ્રેજને આપ્યો. બંગાળાને કાંઠે આવેલો ઓરિસ્સા પ્રાંત અક્બરના હિંદુ સેનાપતિ ટોડરમલના હાથ નીચેના લશ્કરોને તાબે ૧૫૭૪ માં થયો. હિંદની બીજી બાજૂએ આવેલો ગૂજરાત દેશ ત્યાંના મુસલમાન સુલતાન પાસેથી ફરીને જીતી લીધો (૧૫૭૨-૭૩). પરંતુ ૧૫૯૩ લગી તેની છેલ્લી જીત થઇ નહિ. ૧૫૭૨ માં માળવા જીત્યો હતો. કાશ્મીર દેશ ૧૫૮૬માં જીતાયો અને તેનું છેલ્લું બંડ ૧૫૯૨ માં સમ્યું. સિંધને ૧૫૯૨ માં ખાલસા કર્યો; ૧૫૯૪ માં કંધાર ફરીને હાથ આવ્યાથી અફગાનિસ્તાનના મધ્ય ભાગથી વિંધ્યાની ઉત્તરનો સકળ હિંદ, પૂર્વે ઓરિસ્સા, અને દક્ષિણે સિંધ સુધી મુગલાઇ રાજ્ય ફેલાયું. તેણે રાજ્યધાની દિલ્હીમાંથી

કાઢી આગ્રામાં ઠરાવી, અને આગળ જતાં પાટનગર કરવાને ફતેહપુર સીક્રી નામે શહેર વસાવ્યું. જમનાના મોટા જળમાર્ગ ઉપર આગ્રાનું વધારે સારૂં સ્થળ જોઇને પાછળથી તેણે એ ઇરાદો બદલ્યો. ૧૫૬૬ માં તેણે આગ્રા ગઢ બંધાવ્યો તેનો રાતી રેતીના પત્થર ( રેડ સાન્ડસ્ટોન ) નો કોટ અદ્યાપિ પ્રૌઢ-પણે જમના ઉપર ઝઝુમી રહ્યો છે.

**દક્ષિણ હિંદમાં અકૂબરનાં પ્રયત્નો.**—દક્ષિણ હિંદમાં મુગલાઇ રાજ્ય સ્થાપવાની તેની કોશિશ ઓછી પાર પડી. એ કોશિશનો આરંભ ૧૫૮૬ માં થયો, પરંતુ અહમદનગરની મુસલમાન રાણી ચાંદબીબીની બહાદુરી અને રાજકૌશલ્યથી તે મિથ્યા થઇ. દક્ષિણમાં હબસી અને ઇરાની પક્ષ હતા તેઓનો એ બીબીએ ચતુરાઇથી સંપ કરાવ્યો અને વિજાપુરાદિક દક્ષિણનાં મુસલમાની સંસ્થાનો જોડે ઐક્ય કરી પોતાના બળમાં વધારો કર્યો. ૧૫૯૯ માં અકૂબર પંડે ફોજ સાથે તે બાઇની સામે યુદ્ધ કરવાને ગયો; અહમદનગરની ફોજે ફિતૂર કરી ચાંદબીબીનું ખૂન કર્યું, તોપણ શાહજહાંના અમલમાં ૧૬૩૭ સુધી એ રાજ્ય જીતાયું નહિ. અકૂબરે ખાનદેશને તાબે કર્યો, અને આ કાંઇક અશાશ્વત જીતથી તેના દક્ષિણમાંના વિજયનો અંત આવ્યો, ને તે ઉત્તર હિંદમાં પાછો ગયો. કદાચિત તેને એમ લાગ્યું હશે કે દક્ષિણ દેશ જીતવાને જોઇએ એટલું સામર્થ્ય મારી તરફ પાદશાહીમાં નથી.

**અકૂબરનું મરણ.**—અકૂબરના જીવતરનાં પાછલાં વરસ તેના કુટુંબનાં કાવતરાંથી અને તેના પ્રિય પુત્ર સલીમ પછવાડેથી જે જહાંગીર થયો તેની બદચાલથી ખેદકારક થઇ પડ્યાં. ૧૬૦૫ માં તેનું મૃત્યુ થયું. સિકંદ્રાના ઉમદા રોજામાં તેના શબને દાટ્યું છે. એ રોજામાં બૌદ્ધ ધર્મના દેવળોનો ઘાટ અને અરબી નકશીનું મિશ્રણ જે જોવામાં આવેછે તે મુગલાઇ

રાજ્યના સ્થાપનાર અકૂબરનો સંયુક્ત ધર્મ દર્શાવેછે. જે સાદા આરસની શિલા નીચે અકૂબરની લાશ છે તેના માનાર્થે તેપર ઓઢાડવાને બ્રિટિશ વાઈસરાય લાર્ડ નાર્થબ્રુકે ૧૮૭૩ માં ચાદર આપી હતી.

**અકૂબરનો નવો ધર્મ.**—અકૂબરે હિંદુનાં મન મેળવી લીધાં અને તેમની વિદ્યા અને તેમના ધર્મ ઉપર ભાવ દેખાડયો, તેથી ઘણાક ભાવિક મુસલમાનો તેના વેરી થયા. તેની માનીતી રાણી રજપૂત રાજાની કુંવરી હતી; તેની એક બીજી બેગમ ખ્રિસ્તી (વિશ્વાસી) ધર્મ માનનારી હતી એવું કહેવાયછે. શુક્રવારે ( ઇસ્લામના વિશ્રાંતિના વારે ) અનેક ધર્મના આચાર્યોને પોતાની પાસે ભેગા કરવાનો તેને શોક હતો. બ્રાહ્મણ અને મુસલમાન, અગ્નિપૂજક (પારસી), યાહુદી, જેસ્યુઇટ, એક જાતના ખ્રિસ્તી પાદરી અને નાસ્તિક તત્વવેત્તા એ સઘળાની તકરાર તે નિષ્પક્ષપાતપણે સાંભળતો. એના જન્મચરિત્ર અકૂબરનામાહમાં એવા એક સંવાદની નોંધ છે. ખ્રિસ્તી પાદ્રી રેડીફે કેટલાક મુસલમાન મુલ્લાની સાથે બધા ધર્મના પંડિતોની રૂબરૂ વિવાદ કર્યો તેનો હેવાલ એ નોંધમાં છે, અને તેમાં પાદ્રીની સરસી જણાવીછે. મનમાનતો ધર્મ માનવાની સર્વને છૂટ હોવી જોઈએ એ વિચારથી આરંભ કરી સર્વ ધર્મોની ચર્ચા સાંભળતાં જન્મથી મળેલા ધર્મની સચ્ચાઈ વિષે તેના મનમાં શંકા ઉત્પન્ન થઈ. સ્વેચ્છિક અધિકારને લીધે દેવતાઈ સર્વ શક્તિ પોતામાં છે એવો ભાવ ઉત્પન્ન થાયછે તેને પુષ્ટિ આપનાર સલાહ તેના મિત્ર અબુલ ફાજલ કનેથી મળવાથી તેણે નવો પાદશાહી ધર્મ પ્રગટ કર્યો. સૃષ્ટિપ્રાપ્યઇશ્વરજ્ઞાનના પાયાને આધારે એ નવો ઇશ્વરી ધર્મ સ્થાપ્યો હતો અને તેમાં જાણવામાં આવેલા સઘળા મતોના સર્વોત્તમ પ્રચાર દાખલ કર્યા હતા. આ જોડી કાઢેલા સંપ્રદાયનો પેગંબર કે વધારે ખરૂં કહીએ તો તેનો

પ્રમુખ અકબર પંડે હતો. જગતને સજીવન કરનાર જે ઇશ્વરી આત્મા તેને દર્શાવનાર દાખલ સૂરજની પૂજા તે દરરોજ સવારે ઉઘાડે છોક કરતો, અને અજ્ઞાન સાધારણ લોક અકબરની સેવા કરતા. એમ લોકથી પૂજાવાને તે પંડે કેટલું ઉત્તેજન આપતો તે સંશય ભરેલું છે, તથાપિ તે પોતાના શિષ્યોને ખાનગીમાં પગે લાગવા દેતો એ નક્કી છે. જે નમન માત્ર પરમેશ્વરનેજ કરવાની રજા છે તે સ્વીકારવાનો દોષ વધારે આસ્તિક મુસલમાનો તેનાપર એ વાસ્તે મેલતા હતા.

**અકબરની રાજ્યરચના.**—વિંધ્યાપર્વતની ઉત્તરે આવેલો તમામ હિંદ અકબરે વશ કર્યો એટલુંજ નહિ, પણ તેમાં તેણે બાદશાહી સ્થાપી તેની યોગ્ય ગોઠવણ કરી. રાજ્યના વિભાગ પાડી પ્રાંતો ઠરાવ્યા અને પ્રત્યેક પ્રાંતનો કારભાર ચલાવવાને ગવર્નર કે વાઇસરાય (સૂબેદાર) નીમ્યા. એ હાકેમોને દીવાની અને લશ્કરી કામનું ઉપરીપણું કુલ અખત્યાર સહિત સોંપ્યું હતું. એ અધિકાર વાપરવાનાં ત્રણ ખાતાં કર્યાં હતાં,-લશ્કરી, ન્યાય (પોલીસનો સમાવેશ એ ખાતામાં કર્યો હતો), અને વસૂલાત. ફોજમાં બંડ થતાં અને તેમના ઉપરીને સ્વતંત્ર થતા અટકાવવાના ઇરાદાથી લશ્કરની રચના નવા પાયાપર ફરીને કરી. સેનાપતિઓને જાગીરો આપવાની જૂની પદ્ધતિને ઠામે બની શકે તેમ સિપાઇઓને પગાર આપવાની તેણે ગોઠવણ કરી. આ ફેરફાર જ્યાં બની શક્યો નહિ ત્યાંના જૂના લશ્કરી જાગીરદારોને રાજ્યના મધ્યસ્થળ એટલે દિલ્હીના અધિકારીને આધીન કર્યા. વળી પ્રાંતોના સેનાપતિઓની સ્વતંત્રતા અટકાવવાને તેણે એક પ્રકારની લશ્કરી વતનદારીની રચના કરી, ને તેમાં મુગલ ઉમરાવોની જોડાજોડ ખંડિયા હિંદુ રાજ્યવંશીઓને રાખ્યા. ન્યાયખાતાને માથે રાજધાનીમાં એક ન્યાયાધીશ (મીર-ઇ-અદલ) ઠરાવ્યો હતો, અને તેને મદદ

કરવાને મુખ્ય નગરોમાં કાજી રાખ્યા હતા. શાહેરોમાં પોલીસના ઉપરી કોટવાળ હતા. કોટવાળને માજિસ્ટ્રેટનો અખત્યાર પણ આપ્યો હતો. પરગણાંઓમાં જ્યાં કાંઈપણ પોલીસ હતી તેનો વહીવટ વતનદારો કે વસૂલાત ખાતાના અધિકારીઓ ચલાવતા. પણ આખા હિંદનાં ગામોમાં લોકના જાનમાલનું રક્ષણ કરવાને બ્રિટિશ રાજ્યની સ્થાપનાની પૂર્વે નિયમસર કોઈ ફોજ રાખવામાં આવેલી હતી એમ કહી શકાય નહિ. હિંદુ ગામમાં વંશપરંપરા નોકરી કરનાર ચોકીદાર રહેતો, અને દેશના ઘણા ભાગોમાં તે લૂંટારૂ જાતનો હતો તથા તે જેટલીવાર ચોરોની સામો થતો તેટલીવાર તેઓમાથી મળી પણ જતો. જમીદારોને અને વસૂલાત ખાતાના અમલદારોને પોતપોતાના પંડના પોલીસ સિપાઈ હતા તેઓ પોતાના ધણીને નામે ખેડુતોને લૂંટતા.

**અકૂબરની વસૂલાત પદ્ધતિ.**—અકૂબરની વસૂલાત પદ્ધતિનો પાયો પ્રાચીન હિંદુ રૂઢીઓને આધારે હતો, અને તે અદ્યાપિ ચાલુ છે. પ્રથમ તેણે ખેતરોની મોજણી કરાવી એટલે ખેતરોનાં ખરેખરાં માપ કરાવ્યાં. ત્યારકેડે તેના અમલદારોએ દરેક વીંઘામાં કેટલું પાકેછે તેની ખોળ કરી અને કુલ એકંદરમાંનો એકતૃતીયાંશ સરકારનો હિસ્સો ઠરાવ્યો. છેલ્લે પાકમાંના સરકારના આ ભાગને બદલે નાણું આપવાના દર ઠરાવ્યા. ખેતરની જમાબંદીને નામે ઓળખાતી આ બધી ક્રિયા દર વરસે કરવામાં આવતી, પરંતુ એવી વાર્ષિક તપાસથી ખેડુત પર પડતો જૂલમ અને સંતાપ દૂર કરવાને એવી તપાસ દશ દશ વરસે કરવી ઠરાવી. કુલ ઊપજમાંથી ત્રીજો હિસ્સો ઊઘરાવવામાં તેના અધિકારીઓ ચોકસ રહેતા; અને હાલ ઉત્તર હિંદમાં ઇંગ્રેજને જમીનના કરથી જેટલી પેદાશ છે તેથી અકૂબરને વધારે હતી. અફગાન સીમાડાની પેલીમેરના કાબુલ અને દક્ષિણ ખાનદેશ સુદ્ધાં તેના પંદર પ્રાંત હતા, તેઓપર

જમીન ખાતે દરવરસે ચૌદ કરોડ રૂપિઆનો વેરો હતો; અથવા કાબુલ, ખાનદેશ, અને સિંધ બાદ કરતાં એ ખાતે ૧૨⅔ કરોડની ઊપજ હતી. ૧૮૭૯ માં ઉત્તર હિંદના એથી ઘણા વધારે ક્ષેત્રફળપર ઇંગ્રેજ સરકારનો કર માત્ર બાર કરોડ રૂપિઆ હતો. ક્ષેત્રફળ અને માલની કીમત તથા રૂપાનો ભાવ એ સર્વ ધ્યાનમાં લેતાં અંકબરનો કર ઇંગ્રેજ લેછે તેથી આશરે ત્રણ ગણો હતો. પછીનાં બે પત્રકો અકબરની જમીનની પેદાશ ૧૬⅓ અને ૧૭⅓ કરોડ દેખાડેછે. નિયમિત પાદશાહીલશ્કરથી જુદું ભૂમિલશ્કર પ્રાંતોમાં હતું તેના ખર્ચના ઓછામાં ઓછા દશ કરોડ રૂપિઆ પ્રાંતોને શિર હતા. કાબુલ અને ખાનદેશને બાદ કરતાં જમીનની ઊપજ ખાતે અને ભૂમિપ્રોજના વેરાખાતે ઉત્તર હિંદના ખેડુતો પાસે અકૂબર દર સાલ બાવીસ કરોડ રૂપિઆથી વધારે માગતો. એ ઉપરાંત બીજા કેટલાક પરચૂરણ વેરા હતા. અકૂબરની કુલ ઊપજ ૪૨ કરોડ રૂપિઆની ગણવામાં આવીછે.

**અકૂબરના પ્રધાનો.**—અકૂબરના હિંદુ પ્રધાન રાજા ટોડરમલે જમાબંદીનું કામ કર્યું, અને તેનું નામ આજે પણ બંગાળના ખેડુતના કોઈ ઘરમાં અજાણ્યું નથી. વિદ્વાન અબુલ ફાજલ અકૂબરનો દીવાન (વસૂલાત ખાતાનો પ્રધાન) હતો તેણે આઇન-ઈ-અકૂબરીમાં રાજ્યની સ્થિતિનું પત્રક આપ્યુંછે. તથા તેના સ્વામીના દરબાર અને તેના દરરોજનાં કૃત્યોનાં અસરકાર વર્ણન લખ્યાંછે. હાલ તે વાંચતાં મનોરંજક લાગેછે. ૧૫૦૩ માં ટીલાત શાહજાદા સલીમની શીખવણીથી અબુલ ફાજલને કોઈએ મારી નાંખ્યો. અબુલ ફાજલની હત્યાથી અકૂબરની વૃદ્ધાવસ્થાને કલંક લાગ્યું.

**જહાંગીર પાદશાહ, ૧૬૦૫-૧૬૨૭**—અકૂબરના વહાલા દીકરા સલીમે તેના પિતાની પછી ૧૬૦૫ માં પાદશાહ થઇ ૧૬૨૭ સુધી જહાંગીર, એટલે દુનિયાને જીતનાર, નામ ધારણ

કરી રાજ્ય કર્યું. એ બાવીસ વરસનો અમલ એણે પોતાના પુત્રોના બળવા બેસાડી દેવામાં, પોતાની બેગમની સત્તાને ઉચી પદવીએ ચડાવવામાં અને જાતે મોજમઝા કરવામાં ગાળ્યો. દક્ષિણમાં તેણે લાંબા વિગ્રહ ચલાવ્યા. પણ તેથી તેના બાપે મેળવેલા મુલકમાં થોડોજ વધારો થયો. વિંધ્યાપર્વતની દક્ષિણે આવેલું હિંદ હજી દિલ્હીની ઉત્તર બાદશાહતથી જુદું રહ્યું. પરાજય પામ્યા છતાં અહમદનગરના હબસી વજીર મલિક અમ્બરે તે રાજ્યની સ્વાધીનતા જાળવી રાખી. જહાંગીરના રાજ્યને અંતે તેનો બંડખોર દીકરો શાહજાદો શાહજહાન દક્ષિણમાં નાશી ગયો હતો અને મલિક અંબર જોડે મળી જઈ મુગલ સેનાની સામો વઢતો હતો. રજપૂતો પણ પાછા સ્વતંત્ર થવા લાગ્યા. ૧૬૧૪ માં પાદશાહની વતી શાહજહાને ઉદેપૂરના રાણાનો પરાભવ કર્યો, પરંતુ એ માત્ર અપૂર્ણ જીત હતી અને તે માત્ર થોડા વખત ટકી. એ દર્મિયાન પાદશાહી ફોજોની સાથે રજપૂત સૈન્યો અગત્યનો સાહ્યકારક ભાગ થઈ પડયો. કાબુલમાં ફિતુર થયું તે બંધ પાડવામાં શાહજહાંને તેમના ૫,૦૦૦ સવારોએ મદદ કરી હતી. ૧૬૨૧ માં અફગાનિસ્તાનનો કંદહાર પ્રાંત જહાંગીર કનેથી ઇરાનીઓએ ખુંચવી લીધો. જહાંગીરના અમલમાં મુગલાઈ રાજ્યના જમીન વેરાની ઉપજ ૧૭રૂ કરોડ રૂપિઆ રહી, અને તેની કુલ પેદાશ ૫૦ કરોડ રૂપિઆની હતી એવી ગણત્રી કરવામાં આવીછે.

**બેગમ નુરજહાન.**—જહાંગીરની કારકીર્દીમાં મુખ્ય સત્તાધારી તેની બેગમ નુરજહાન 'દુનિયાનું તેજ' છે. એને નુરમહાલ, મહેલનું તેજ, પણ કહેછે. એનો જન્મ ઘણી નિર્ધનતામાં થયો હતો, તથાપિ તે ઇરાની ઉમરાવ કુળની હતી. અકબરના સમયમાં તે બેઉ ઊગતી જુવાનીમાં હતાં તેવારે એ તરૂણીની ફૂટડાઈએ જહાંગીરનું મન મોહ્યું. પોતાના કુંવરથી દૂર કરવાને વૃદ્ધ

શાહે તે બાઈને કોઈ સિપાહ બહાદુર વેરે પરણાવી હતી. એ વીરને બંગાળામાં ઊંચી પદવીની નોકરી મળી હતી. જહાંગીર તખ્તે બેઠો તેવારે એ નારીને તલાક આપવાને ફરમાવ્યું, પણ તેમ કરવાની તેના વરે ના પાડી તેથી તેને તેણે કતલ કરાવ્યો. બાઇને રાજમંદિરમાં આણી ત્યાં તે કેટલાક વખત લગી શીયળ વ્રત પાળી એકાંત રહી. પણ અંતે નુરજહાં, 'દુનિયાનું તેજ' રૂપે બહાર પડી. તેણીએ પોતાના સગાને પોતાની આસપાસ રાખ્યાં અને જહાંગીર ઉપર પ્રથમ જે સત્તા ચલાવી તે તેને લાભકારી હતી. પરંતુ તેના પક્ષપર પાદશાહી શાહજાદાઓનાં અને મુગલ સરદારોની અદેખાઇથી કાવતરાં થયાં અને બંડ ઊઠ્યાં. તેણીના વિજયી સેનાપતિ મહાબતખાનને ૧૬૨૬ માં તેની સામા થવું પડ્યું. તેણે બાદશાહને ઝાલી નુરજહાં સહિત છ માસ લગી પોતાના કબજામાં રાખ્યો. બીજી સાલમાં (૧૬૨૭માં) તેના પુત્ર શાહજહાને અને તેનો મોટામાં મોટો સેનાપતિ મહાબતખાને ઊઠાવેલો બળવો ચાલતો હતો તેવામાં જહાંગીરનું મરણ થયું.

**જહાંગીરનાં લક્ષણ.**–હિંદમાં આવેલા પહેલવહેલા બ્રિટિશ એળચી સર ટામસ રોએ ખુદ જહાંગીરનાં લક્ષણ આબેહુબ વર્ણવ્યાંછે (૧૬૧૫). સરકારનું મધ્ય સ્થળ આગ્રા જારી રહ્યું હતું, પણ પાદશાહી સૈન્ય કૂચ કરતું તે વારે ભભકાદાર રાજધાની બની રહેતું. જહાંગીરનો મત એવો હતો કે મુસલમાની ધર્મથી અકબર બહુ ખુલ્લી રીતે છૂટો પડ્યો હતો. નવો પાદશાહ બાહ્યાચારોમાં તે ધર્મને વધારે વળગી રહ્યો, તથાપિ ધર્મવિષે અંદરની લાગણી તેનામાં તેના પિતાના જેવી ન હતી. પોતાની રૈયતને દારૂ પીવાની મના કરી હતી અને પંડે છાકટો થઈ મોઝમઝામાં રાતની રાત ગુમાવતો. મદ્યપાનની જોડે ધર્મની વાર્તા કરતાં તેને કેટલોક નીશો ચડતો તેવારે તે 'રડતો અને બીજા મનોવિકારોને આધીન થતો, ને મધરાત સુધી તેવી સ્થિતિમાં જારી

રહેતો.' જાહેરમાં તે સદ્‌ગુણનું ડોળ બરાબર જાળવી રાખતો, અને જેના મોઢામાંથી મદિરાનો વાસ આવે તેવા માણસને પોતાની હજૂરમાં કદી આવવા દેતો નહિ. એક વેળા તેની મધ્યરાતની જીઆફતમાં સામિલ હોનાર એક દરબારી અવિચારપણે તે વિષે બીજી સવારે કાંઈક બોલ્યો. એવી છાકટાઈમાં તેની જોડે જેઓ સામિલ હતા તેઓનાં નામ બાદશાહે ગંભીરપણે પૂછી લીધાં અને પછી તે માણસોને લાકડીનો માર એટલો તો મરાવ્યો કે તેમાંનો એક તેથી મરી ગયો. સાવધ અવસ્થામાં જહાંગીર પોતાના રાજ્યનું કામ ડહાપણથી કરતો. કિલ્લાના કોટપરથી જમીન સૂધી એક સાંકળ તે રાખતો, અને તે સાંકળના બીજા છેડાનો સંબંધ તેના પોતાના ઓરડામાં ટાંગેલા કેટલાક સુવર્ણ ઘંટા જોડે કરેલો હતો. દરબારીઓની મારફતવિના, એ વડે હરકોઈ માણસ પોતાની ફર્યાદ પાદશાહને જાહેર કરી શકતો. ઘણાક સાહસિક યૂરોપિયનો તેના દરબારમાં ગયા. અને જહાંગીરે તેમના હુનર અને ધર્મ બંનેને આશ્રય આપ્યો. તેની જુવાનીમાં તેણે પોતાના બાપનો નવો ધર્મ સ્વીકાર્યો હતો; એવું કહેવાયછે કે પાદશાહ થયો તે વારે તેણે અક્બરને અપાતું ઇશ્વરી માન પોતાને આપવાની પરવાનગી આપી હતી. જહાંગીરની પહેલી વહુ હિંદુ રાજકુમારી હતી; ખ્રિસ્તની અને કુમારિકા મરિયામ (મેરી) ની આકૃતિઓ તેની જપમાળાને શોભાવતી હતી; અને તેના બે ભત્રીજા તેની પૂર્ણ મંજૂરીથી ખ્રિસ્તિ થયા હતા.

**શાહજહાન પાદશાહ, १६२८-१६५८**—બાપના મરણના સમાચાર સાંભળી શાહજહાને દક્ષિણમાંથી ઉતાવળે ઉત્તરમાં આવી १६२८ ના જાનેવારી માસમાં પોતે પાદશાહ થયાનો ઢંઢેરો આગ્રામાં ફેરવ્યો. સારો દરમાયો બાંધી આપી તેણે નુરજહાંને ખાનગી અવસ્થામાં રાખવાથી તથા પોતાના ભાઈ શહરીયારને તથા રાજ્યાસનને માટે પ્રતિસ્પર્ધી થાય તેવા અક્બરના તમામ

વંશજોને મારી નાંખીને તેણે તે બેગમનો દરબારમાં પક્ષ હતો તેનો સમૂળગો નાશ કર્યો. પણ લોક જોડે તે વાજબી રીતે વર્તતો, તેની આદતો નિર્દોષ હતી, તે મહેસૂલની બાબતમાં પ્રવીણ હતો અને ભવ્ય રાજદરબાર, સુશોભિત જાહેર ઇમારતો, અને વેગ-ળેની લશ્કરી સવારીઓના ખર્ચ સાથે જેટલી કરકસર થઇ શકે તેટલી કરતો. શાહજહાનના વખતમાં અફગાનિસ્તાનનો કંદહાર પ્રાંત મુગલાઈ રાજ્યથી છૂટો પડયો તે ફરીને તેમાં ભળ્યો નહિ; પણ તેણે રાજ્યનો વિસ્તાર દક્ષિણમાં વધાર્યો, અને ઉત્તર હિંદમાં શોભાયમાન મકાનો બંધાવ્યાં. એ ઇમારતો મુગલાઇ રાજ્યનું અતિ તેજસ્વી સંભારણું છે. દિલ્હીની ફોજે ૧૬૩૭ માં થોડીવાર બલ્ખનો કબજો કર્યો અને કંધાર પ્રાંત વાસ્તવિક ફરીને જીતી લીધો ત્યારપછી શાહજહાને પોતાનો અફગાનિસ્તાન-માંનો ઘણો મૂલક ખોયો અને ૧૬૫૩ માં ઈરાનીઓએ કંદહાર પ્રાંતને મુગલાઇ રાજ્યમાંથી છૂટો પાડી લીધો. એથી ઊલટું દક્ષિણ હિંદમાં બન્યું. ત્યાં અંતે અહમદનગર જીતાઇ ૧૬૩૬ માં મુગલાઈ રાજ્યમાં ભળ્યું, ને ૧૫૭૨ માં ઇલિચપુર તેમાં જો-ડાયું હતું તે પણ જોડે મુગલ પાદશાહને મળ્યું; તેણે બિદરગઢ ૧૬૫૭ માં જીતી લીધો. પાંચ રાજ્યોમાંનાં બિજાપુર અને ગોલ-કોંદા એ બે પછી થનારા પાદશાહ ઔરંગજેબના અમલસુધી જીતાયાં નહિ, પરંતુ તેમને ખંડણી આપવાની જરૂર શાહજહાને પાડી. તેમ હવે એ સ્થળમાં દક્ષિણમાં મરાઠા દેખા દેવા લાગ્યા. તેમણે પહેલો હાથ ૧૬૩૭ માં અહમદનગરપર કર્યો તેમાં તેઓ ફતેહ પામ્યા નહિ. તથાપિ તેમણે આગ્રહી હિંદુ હુમલાનો ક્રમ ચલાવવા માંડયો ને આવતા સૈકામાં મુગલાઇ પાદશાહતને તોડી પાડનાર થઈ પડવાનો હતો. ઔરંગજેબ અને તેના ભાઇ-ઓ પોતાના બાપને માટે દક્ષિણ હિંદમાં અને અફગાનિસ્તાનમાં વિગ્રહ ચલાવતા હતા.

**શાહજહાનની ઈમારતો.**—એક કે બે લશ્કરી ચઢાઈઓનો સમય બાદ કરતાં પોતાની કારકીર્દીનો બાકીનો વખત શાહજહાને ઘણા ભભકાથી ઉત્તર હિંદમાં ગાળ્યો. આગ્રામાં તેણે અતિશય સુંદર તાજમહાલનો રોજો બંધાવ્યો. આરસમાં ઉતારેલા આ સ્વપ્નાનો ઘાટ 'દૈત્યોએ મનમાં ગોઠવ્યો અને ઝવેરીઓએ પૂરો કર્યો.' આગ્રાના કિલ્લામાં તેની મોટી મસ્જિદ છે તે કદાચિત્ દુનિયામાં સર્વથી સ્વચ્છ અને રમણીય પ્રાર્થનામંદિર છે. આ અને બીજી ઈમારતી કારીગરીની ખૂબીઓથી પોતાના દાદાના પાટનગરને શણગાર્યા ન ધરાતાં તેણે રાજધાનીને પુનઃ દિલ્હીમાં લેઈ જવાની યોજના કરી અને તે શહેરને અનુપમ ઠાઠમાઠનાં મકાનોથી શોભાયમાન કર્યું. તેની મોટી જુમ્મા મસ્જિદ બાંધવાનો આરંભ તેના અમલના ૪ થા વરસમાં થયો અને ૧૦ મા વરસમાં તે પૂરી થઇ. દિલ્હીનો મહેલ, હાલ કિલ્લાનું કામ બજાવેછે તે, ૧૬૦૦×૩૨૦૦ ફુટ સમાંતરબાજૂ ચોખૂણ જગા રોકેછે, અને તેમાં આરસ અને સારા પાષાણની ઉત્તમ રોનકદાર અને કીમતી ઇમારતો છે. ઊંડા દરવાજામાં થઇને મહેરાબદાર દીવાનખાનામાં જવાયછે. અતિ મોટા ગાથિક કાથિડ્રલ (ગાથિક પ્રકારના ઘાટના ખ્રિસ્તી દેવલ ) ના નાભિ(મધ્ય ભાગે આવેલા ઘુમટ)ની માફક તે દીવાનખાનાની ઊંચાઈ બે મજલા છે અને તેની લંબાઇ ૩૭૫ ફુટ છેઃ—શિલ્પ કળાનો ઇતિહાસકર્તા કહેછે કે 'હરકોઈ હયાત મહેલના દ્વારમાં એ સર્વોત્કૃષ્ટ છે.'' "દિવાન-ઇ-ખાસ" કિંવા ખાનગી મુલાકાતનું ઐવાન (મહેલ ) નદીને તીરે આવી રહ્યુંછે.—એમાં ઘણી ચતુરાઇ ભરેલું નાજુક જડાવકામ અને અદ્‌ભુત નકશીકામ છે. શાહજહાને પોતાની કારકીર્દીનાં ઘણાં વરસ દિલ્હીમાં ગાળ્યાં અને તેની પછી પાદશાહ થનાર ઔરંગજેબના સમયમાં દુનિયાની રાજધાનીઓમાં સર્વથી વધારે ભવ્ય શહેર થવાને તેને તૈયાર કર્યું. તેની બાંધણીઓ

ઉત્તમ રૂપાળી છે, તોપણ અકબરે ચણાવેલા રાતા પત્થરનો કિલ્લો આગ્રામાં છે તેનો ભવ્ય દેખાવ બહાર નીકળી આવતી નકશી, અને ચોરસ ખંડની હિંદુ બાંધણીને ઠામે શાહજહાનની આરસની ઈમારતોમાં કાંઈક નાજુક સૌંદર્યતા છે.

**શાહજહાનના રાજ્યની પેદાશ.**—શાહજહાનના સમયમાં મુગલાઈ રાજ્યના બળ અને ભભકાનો વધારેમાં વધારે સંયોગ હતો. તેના ઉત્તરાધિકારીએ રાજ્યનો વિસ્તાર વધાર્યો, તથાપિ તેની જોડે તેના ક્ષયનાં બીજ પણ રોપ્યાં. અકબરના વખતમાં જમીનની ઊપજ ૧૭ા કરોડ હતી તે વધીને શાહજહાનના અમલમાં ૨૨ કરોડ રૂપિઆ થઈ. એ વધારો મુખ્યત્વે નવા જીતેલા મુલકોમાંનો હતો. પણ એ આંકડામાં કાશ્મીર અને અફગાનિસ્તાનના પાંચ પ્રાંતોની પેદાશ હતી. એ પાંચમાંના કેટલાક પ્રાંતો શાહજહાને ખોયા. હિંદની મર્યાદામાં જમીનની પેદાશ મુગલાઈ રાજ્યને ૨૦¾ કરોડ રૂપિઆની હતી. શાહજહાનના દરબારનો વૈભવ જોઈ યુરોપી મુસાફરો વિસ્મય પામતા હતા. તેના મયુરાસનની તથા તે આસનના માણેક, નીલમ (રાની) અને પાના (લીલમ) ના સ્વાભાવિક બદલાતા રંગના તેજોમય પૂંછડાની કીમત ઝવેરી તાવર્નિઅરે ૬ા કરોડ રૂપિઆ કરી હતી.

**શાહજાદા ઔરંગજેબનો બળવો, ૧૬૫૭.**—અકબરના વંશને મોટો શાપ બંડખોર પુત્રો હતા. જહાંગીરે જેમ પોતાના પ્રેમાળ પિતા અકબરની સામા બળવા કર્યા હતા, અને શાહજહાને જેમ જહાંગીરની સામા ફિતૂર મચાવ્યું હતું તેમ હવે શાહજહાનનો વારો આવ્યો ત્યારે તેણે પોતાના કુટુંબનાં કાવતરાં અને બળવાથી દુઃખ ભોગવ્યું. ૧૬૫૭ માં ઘરડો બાદશાહ માંદો પડ્યો, અને ઔરંગજેબે પોતાના ભાઈઓ જોડે કપટી ઝઘડા કરી પોતાના બાપને પદભ્રષ્ટ કર્યો અને ૧૬૫૮ માં પંડે પાદશાહપદ ધારણ કર્યું. એ દુઃખી પાદશાહને તેણે સાત વરસ બંદી-

ખાને રાખ્યો અને તે ૧૬૬૬ માં આગ્રા ગઢમાં રાજકેદી તરીકે મરણ પામ્યો.

**ઔરંગજેબના અમલનો વરસવાર સાર. ૧૬૫૮-૧૭૦૭.**

૧૬૫૮. શાહજહાનને પદભ્રષ્ટ કરી ઔરંગજેબ રાજ્ય હરણ કરેછે.

૧૬૫૮. ઔરંગજેબ પોતાના ભાઈઓ સુજા અને દારાને હરાવેછે. જે સરદારને શરણે દારા ગયો હતો તેણે તેને પકડી ઔરંગજેબને આપ્યો, ને ઔરંગજેબે તેને મારી નાંખ્યો.

૧૬૬૦. ઔરંગજેબ અને સુજાનો ઝઘડો જારી રહ્યો તેમાં આખરે સુજા આરાકાનમાં નાશી જાયછે અને દુઃખ પામી મરી જાયછે.

૧૬૬૧. ઔરંગજેબ પોતાના સૌથી નાના ભાઈ મુરાદને કેદખાનામાં મારી નાંખેછે.

૧૬૬૨. ઔરંગજેબના સેનાપતિ મીર જુમ્લાએ આસામપર કરેલી ચઢાઈને જય મળ્યો નહિ. દક્ષિણમાં તોફાન. બિજાપુર અને શિવાજીના હાથ નીચે મરાઠાનો વિગ્રહ. કેટલીક હારજીત થયા પછી મરાઠી રાજ્યનો સ્થાપનાર શિવાજી ઘણોક મૂલક કબજે રાખેછે.

૧૬૬૨-૧૬૬૫. મુગલાઈ રાજ્યની સામે શિવાજી બળવો ઊઠાવેછે. ૧૬૬૪ માં તે રાજ્યપદ ધારણ કરેછે, અને પોતાને સ્વતંત્ર થયાનું જાહેર રીતે કહેછે, પણ ૧૬૬૫ માં તેના ઉપર મોટી ફોજ મોકલવાથી તે તાબે થાયછે અને દિલ્હી જાયછે. ત્યાં તેને નજરકેદ કરવામાં આવેછે, પરંતુ થોડા વખતમાં તે નાશી છૂટેછે.

૧૬૬૬. પદભ્રષ્ટ પાદશાહ શાહજહાનનું મરણ. દક્ષિણમાં વિગ્રહ, અને બિજાપુરનો સુલતાન મુગલ સેનાને હરાવેછે.

૧૬૬૭. અનુકૂળ શરતોએ ઔરંગઝેબ જોડે શિવાજી સલાહ કરેછે અને કેટલોક મૂલક મેળવેછે. બિજાપુર અને ગોલકોંદાનાં રાજ્યો કનેથી શિવાજી ખંડણી લેછે.

૧૬૭૦. શિવાજી ખાનદેશ અને દક્ષિણ લૂંટેછે, અને ત્યાં ચોથ એટલે ઊપજનો ચોથો ભાગ ઊઘરાવેછે. એ એણે પહેલવહેલી આ વખતે ઊઘરાવવા માંડી.

૧૬૭૨. શિવાજી મુગલોને હરાવેછે.

૧૬૭૭. ઔરંગઝેબ જઝીઆ વેરો એટલે જેઓ મુસલમાન ન હોય તેઓ પાસેથી લેવાનો માથાવેરો પાછો ચાલુ કરેછે.

૧૬૭૯. રજપૂતો જોડે ઔરંગઝેબને વઢવાડ થઈ. ઔરંગઝેબનો સૌથી નાનો શાહજાદો અકબર બળવો કરી રજપૂતને જઇ મળેછે, પણ તેનું લશ્કર તેનાથી છૂટું પડેછે. શાહજાદાને મરાઠા કને નાશી જવું પડેછે.

૧૬૭૨-૧૬૮૦. દક્ષિણમાં મરાઠાની વૃદ્ધિ. ૧૬૭૪માં શિવાજીએ રાયગઢમાં પોતાને સ્વતંત્ર ભૂપતિ પ્રમાણે રાજ્યાભિષેક કરાવ્યો. બિજાપુરનાં અને મુગલનાં રાજ્યો જોડે તેના વિગ્રહ. ૧૬૮૦માં શિવાજીનું મરણ અને તેની ગાદીએ તેના દીકરા સંભાજીનું બેસવું.

૧૬૮૩. પોતાની મોટી ફોજ સહિત ઔરંગઝેબ જાતે દક્ષિણ ઉપર ચઢેછે.

૧૬૮૬-૧૬૮૮. બિજાપુર અને ગોલકોંદા એ બંને રાજ્યોને જીતી ઔરંગઝેબ ખાલસા કરેછે.

૧૬૮૯. ઔરંગઝેબ સંભાજીને પકડી જંગલીપણે મારી નાંખેછે.

૧૬૯૨. મરાઠાના સ્વતંત્ર નાયકોની સાથે નિયમ વગરની લડાઇ.

૧૬૯૮. ઔરંગઝેબ મરાઠા પાસેથી જિંજીગઢ જીતી લેછે.

૧૬૯૯-૧૭૦૧. સતારા અને બીજા મરાઠી કિલ્લા ઔરંગઝેબ જીતેછે. મરાઠાનો દેખાઇતો નાશ.

૧૭૦૨-૧૭૦૫. મરાઠાના નવા જય.
૧૭૦૬. ઔરંગજેબ અહમદનગરમાં પાછો જાય છે; અને
૧૭૦૭. વેદના ભોગવતો પોતે મરણ પામે છે.

**ઔરંગજેબ પાદશાહ, ૧૬૫૮-૧૭૦૭**—કેદ કરેલા બાપને ઠામે ૧૬૫૮માં આલમગીર, એટલે જગત્‌નો જીતનાર, એવા ઇલિકાબથી ઔરંગજેબે પોતે પાદશાહ થયાનાં જાહેરનામાં કાઢયાં, અને ૧૭૦૭ સુધી રાજ્ય કર્યું. ઔરંગજેબના અમલમાં મુગલાઈ રાજ્યનો વિસ્તાર વધારેમાં વધારે થયો. પણ તેની ઓગણપચાસ વરસની લાંબી કારકીર્દી માત્ર મુગલ અમલના જૂના દુઃખકારક નાટકને વધારે દબદબાવાળા રૂપમાં દર્શાવેછે. એના પંડના સંબંધમાં તેના રાજ્યનો આરંભ પોતાના બાપની સામા ઊઠાવેલા બંડથી થયો; પોતાના ભાઈઓના ખૂનથી તે સુદૃઢ થયું અને તેના પોતાના પુત્રોના બળવા, કારસ્તાન અને અદેખાઈઓથી તેની કારકીર્દી ઝાંખી પડી તેનો અંત આવ્યો. ઉત્તર હિંદમાં મોટા ઠાઠમાઠવાળું દરબાર, દક્ષિણમાંનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોને જીતવું, અને રજપુતાનાના તેમજ દક્ષિણનાં હિંદુ રાજ્યો મુગલાઈ બાદશાહતને ઊથલાવી પાડવાને બળસંગ્રહ કરતાં હતાં તેઓની સામે વિગ્રહ એ તેની જાહેર ખીનાઓ હતી.

**ઔરંગજેબ પોતાના ભાઈઓની હત્યા કરેછે.**—તખ્તે બેઠા પછી બીજે વરસે પોતાના સૌથી વડા ભાઈ, ઉદાર પણ આકળાસ્વભાવવાળા દારાને ઔરંગજેબે મરાવી નાંખ્યો (૧૬૫૯). પોતાની મરજી મુજબ મોજ કરનાર બીજા ભાઈ સુજાને ત્યારપછી બાર માસ ઝઘડો કરી ઔરંગજેબે હિંદમાંથી હાંકી કાઢયો નેતે આરાકાનના ઉદ્ધત જંગલી લોકમાં પીડા પામી મરી ગયો (૧૬૬૦). બાકી રહેલા ભાઈ બહાદુર અને તરૂણ મુરાદનો શિરચ્છેદ ત્યાર પછીના વરસમાં બંદીખાનામાં કરાવ્યો (૧૬૬૧).

સ્પર્દ્ધા કરનારા ભાઈઓને એમ મરાવી નાંખીને ઔરંગજેબ ઇસ્લામને પૂરેપૂરો માનનાર પંથનો ધર્માનુસાર પાદશાહ થઈ બેઠો, અને તેનો અશક્ત બાપ શાહજહાન કતલ થયેલા પુત્રોના શોકમાં ૧૬૬૬ માં પોતાના મરણપર્યંત કેદખાનામાં સડ્યાં કર્યો.

**દક્ષિણ હિંદમાં ઔરંગજેબની લડત.**—પોતાના પિતાના પ્રતિનિધિ તરીકે ઔરંગજેબે દક્ષિણ હિંદને જીતવાનું કામ આગ્રહથી અને યશપૂર્વક આરંભ્યું હતું તે તેણે પાદશાહ તરીકે જારી રાખ્યું. મુસલમીની પાંચ રાજ્યમાં બીદર અને ઇલિચપુર સુદ્ધાં અહમંદનગર એ બે, રાજ્યાસને બેઠા પહેલાં તેણે જીત્યાં હતાં. બિજાપુર અને ગોલકોંદા, એ બાકીના બેએ વધારે મુદ્દતલગી ઝઘડો ચલાવ્યો, પરંતુ ઔરંગજેબે નિશ્ચય કર્યો હતો કે ગમે એટલું નુકસાન વેઠીને એ બેને જીતી મુગલાઈ રાજમાં ભેળી દેવાં. તેની કારકીર્દીનો પહેલો અર્દ્ધો કાળ એટલે બરાબર ૨૫ વરસ લગી તેણે પોતાના સરદારો માર્ફતે દક્ષિણમાં યુદ્ધ ચલાવ્યું (૧૬૫૮–૧૬૮૩). દક્ષિણમાં એક નવું રાજ્ય ઉત્પન્ન થયું હતું. એ મરાઠાનું હતું. એ રાજ્યનો ઇતિહાસ વધારે વિસ્તારથી હવે પછી બીજાં પ્રકરણોમાં આવશે. મુસલમાની રાજ્યને જીતવાનું જૂનું કામ મુગલાઈ ફોજને માથે હતું એટલુંજ નહિ, પણ આ મરાઠી પ્રજા ઉતાવળે વૃદ્ધિ પામતી હતી તેને કચરી મારવાનું નવું કામ ઊભું થયું હતું.

**દક્ષિણ હિંદ ધીમે ધીમે જીતાયું.**—પા સૈકા સુધી તેની મહેનતની પરાકાષ્ઠા નિષ્ફળ ગઈ. બિજાપુર અને ગોલકોંદા જીતાયાં નહિ. ૧૬૭૦ માં મરાઠી સરદાર શિવાજીએ દક્ષિણ હિંદના મુગલાઈ પ્રાંતોમાંથી ચોથ ઊઘરાવી, અર્થાત્ તે પ્રાંતોની પેદાશમાંથી ચોથો ભાગ ખંડણી તરીકે લીધો; અને ૧૬૭૪માં સ્વતંત્ર મહારાજા છત્રપતિ બની રાયગઢમાં રાજ્યાભિષેક કરાવ્યો. ૧૬૮૦–૧૬૮૧ માં ઔરંગજેબના બંડખોર દીકરા શાહજાદા

અક્બરે મરાઠી ફોજમાં હાજર થઈ તેનો બોજો વધાર્યો. ઔરંગઝેબને લાગ્યું કે ઉત્તરનો ભવ્ય મહેલ છોડી દક્ષિણમાં જઈ લશ્કરી તંબુમાં વાસ કરવો, યાતો દક્ષિણ જીતવાની અતિ વહાલી યોજના છોડી દેવી, એમ વિચારી તેણે સવારી કરવાની તૈયારી કરી. આગળ કદી નહિ ગયેલી એવી સંખ્યામાં મોટી અને દમદમાટવાળી ફોજ પોતાની જોડે લેઈ જવાને સજ કરી. ૧૬૮૩ માં આ મોટી સેના સહિત તે દક્ષિણમાં આવ્યો, અને પોતાની કારકીર્દીનો બાકીનો અર્દ્ધ ભાગ એટલે ૨૪ વરસ રણ-ક્ષેત્રમાં ગાળ્યો. લાંબા વખત લગી બાથ ભીડયા પછી ગોલકોંદા અને બિજાપુર પરાભવ પામ્યાં. અને અંતે ૧૬૮૮ માં તેઓ મુગલાઈ બાદશાહતમાં ભળી ગયાં.

**મરાઠા, ૧૬૮૮ થી ૧૭૦૭.**—પરંતુ દક્ષિણનાં પાંચ મુસલમાની રાજ્યોમાંનાં આ છેલ્લાંના જીતાવાથી મરાઠાને પોતાનું કામ કરવાને જગા ખુલ્લી થઈ. એ બે મુસલમાની રાજ્યોપર તેમણે કરેલા હુમલાથી તેઓ એવી હાલતમાં આવ્યાં હતાં કે ઔરંગઝેબ તેઓને ખાલસા કરી શકે. પાદશાહે પોતાના જીવતરનાં બાકીનાં વીસ વરસ (૧૬૮૮-૧૭૦૭) સુધી આ વૃદ્ધિ પામતા હિંદુ મરાઠી રાજ્યની સામે વિગ્રહ ચલાવ્યો. તેમના પહેલા મોટા નાયક શિવાજીએ ૧૬૭૪ માં પોતે મહારાજા છત્રપતિ થયાનાં જાહેરનામાં કર્યાં હતાં; તે ૧૬૮૦ માં મરણ પામ્યો. ૧૬૮૯ માં તેની પછી તેની ગાદીએ બેસનાર તેના દીકરા સંભાજીને ઝાલીને ક્રૂરપણે ઔરંગઝેબે મારી નાંખ્યો; તેમના પુષ્કળ કિલ્લા સુદ્ધાં મરાઠાની રાજ્યધાની કબજે કરી; અને નવા સૈકાના પહેલા વરસમાં તેમને લગભગ નિર્મૂળ કરી નાંખ્યા હોય તેમ ભાસ્યું (૧૭૦૧). પણ, નિયમ વગરના નાસતા ભાગતા વિગ્રહ પછી તેઓ પાછી મોટી લડાયક પ્રજા બન્યા. ૧૭૦૫ માં તેમણે પોતાના કિલ્લા પાછા જીતી લીધા;

ઔરંગજેબે આ લાંબા તથા નિષ્ફળ ઝઘડામાં ઊલટી પોતાની તંદુરસ્તી ખોઇ, પોતાનો ખજાનો ખાલી કર્યો, અને પોતાના લશ્કરને લોથપોથ કરી નાંખ્યું. તેના સિપાઈ ચડેલા પગારને માટે બડબડવા લાગ્યા; અને આ વેળા પાદશાહ ઘરડો અને ચીઢિયો થયેલો હતો તેણે નારાજી થયેલા માણસોને કહ્યું કે તમને મારી નોકરી કરવી ગમતી ન હોય તો રાજીનામાં આપી ચાલ્યા જાઓ. નાણાની અડચણ દૂર કરવાને તેણે પોતાના કેટલાક ઘોડેસવારોને રજા આપી.

**ઔરંગજેબ ઘેરાઈ ગયો.**—એ દર્મિયાન પાદશાહી છાવણીને ભૂખ્યા મરાઠા સપડાવતા હતા. તેનું મોટું લશ્કર એટલું હતું કે પા સૈકામાં તે કબજામાં રહી શકે એવું રહ્યું નહિ. તેની હાલચાલ ધીમી અને ગુપ્ત રહી ન શકે તેવી હતી. મરાઠા તેની છાવણીનાં મુવાડાં લૂંટતા અને તેનું અપમાન કરતા, તેમની ઉપર નાની સવારી મોકલતો ત્યારે તેઓ તેને વાઢી નાંખતા. મોટી ફોજ લઈ તે ઉપર ચઢતો ત્યારે તેઓ લોપ થઇ જતા. તેના પોતાના સિપાઇ શત્રુ જોડે બેશી ઉજાણી ખાતા, અને પાદશાહને પોતાનો સર્વોત્તમ મિત્ર કહી તે શત્રુ મશ્કરીમાં તેની તન્દુરસ્તીને સારૂ જય પોકારતા.

**ઔરંગજેબનું મૃત્યુ.**—૧૭૦૬ માં મોટું લશ્કર એવું અવ્યવસ્થિત થઈ ગયું હતું કે ઔરંગજેબે મરાઠા જોડે સલાહ કરવાને વષ્ટિ ચલાવી. મુગલાઇ પ્રાંતોને માથે મરાઠાની ચોથ લાગુ પાડવાનો મનસુબો પણ તેણે કર્યો. પરંતુ તેમના ઉન્મત્ત અત્યાનન્દે કરીને તે ભાંજગડ બંધ પડી; ૧૭૦૬ માં ઔરંગજેબને અહમદનગરમાં આશ્રય મળ્યો, ને ત્યાં તે બીજે વર્ષે ફેબ્રુઆરીમાં મરણ પામ્યો. પુત્રોની નિષ્ઠાપર છૂપો શક હોવાથી તથા જેવી અવદશા પોતે પોતાના બાપની કરી હતી તેવી તેઓ મારી કરશે એવો ભય લાગવાથી તે પોતાના છેલ્લા

દિવસોમાં એકલો રહ્યો. અંતકાળે તેણે પોતાની સંસારી શીખામણ તથા છેલ્લાં સલામ ભાગાતુટા વચનમાં કહી તેમાં ભય અને પસ્તાવો મિશ્રિત હતાં. 'મેં મારૂં નાવ સમુદ્રમાં મૂક્યુંછે, હવે જે થવાનું હોય તે થાઓ. છેલ્લી સલામ ! છેલ્લી સલામ ! છેલ્લાં સલામ !' નિરાશાએ નસીબ પર આધાર રાખી એવા ટળવળાટમાં તેણે પોતાની દેહ છોડી.

**મીર જુમ્લાની આસામ ઉપર સવારી. ૧૬૬૨.**—દક્ષિણ જીતવું એ ઔરંગજેબના જન્મારાનો અચળ હેતુ હતો, અને તે માટે તેનો હેવાલ અહીં લાગલાગટ આપ્યોછે. ઉત્તર હિંદમાં પણ મોટા બનાવ બન્યા હતા. હિંદના પૂર્વ પ્રાંતમાં આસામ તલક બાદશાહી ફોજને મીર જુમ્લા લેઈ ગયો હતો (૧૬૬૨). વર્ષાઋતુમાં ત્યાંની કાદવ ને પાણીવાળી રોગિષ્ટ ભૂમિમાં તેનું સૈન્ય તવાઇ ગયું, તેની ખોરાકી રોકાઈ ગઇ, અને તે દેશથી વાકેફગાર અને ત્યાંની હવાને પત ન કરે એવા દેશીઓનાં ધાડેધાડાં માર્ગમાં તેની આસપાસ વીંટલાઇ વળ્યાં. લશ્કરના મુખ્ય ભાગને એમાંથી મીર જુમ્લા છોડવી શકયો, પણ પંડે ઢાકા પહોચ્યાની પૂર્વે થાક અને અત્યંત ઉદાસીથી મરણ પામ્યો.

**ઔરંગજેબની ધર્માંધ રાજ્યનીતિ.**—હિંદના પશ્ચિમ ભાગમાં પણ ઔરંગજેબને જસ મળ્યો નહિ. એના સમયમાં શીખ લોક વૃદ્ધિ પામી બળવાન થવા લાગ્યા હતા, પણ એક પછી એક કરેલાં જે કૃત્યોવડે તેમણે અંતે પંજાબ દેશ મુગલાઈ બાદશાહતમાંથી છીનવી લીધો તેનો પ્રારંભ આવતી કારકીર્દીઓમાં થયો. ઔરંગજેબના ધર્માંધપણાને લીધે ઉત્તર હિંદના સઘળા હિંદુરાજા અને લોકો તેની સામે થયા. તેણે જઝીઆ વેરો એટલે જે એો મુસલમાન નહોય તેઓપર અપમાન કરનાર માથાવેરો પાછો ચાલુ કર્યો (૧૬૭૭); રાજ્યકારભારમાંથી હિંદુને

કાઢી મૂકયા; અને પોતાના બાપના નિમકહલાલ સેનાપતિ જસવંતસિંહની વિધવા અને છોકરાંપર જૂલમ કર્યો. ૧૬૭૬ માં એક સ્થાનિક હિંદુ પંથને બંડ કરવાની જરૂર પાડી; અને ૧૬૭૭ માં રજપૂત સંસ્થાનો સંપ કરી તેની સામા થયાં. પાદશાહે લાંબી મુદ્દત લગી તેમની જોડે વિગ્રહ ચલાવ્યો-કોઇવાર રજપુતાનાને ઊજડ કરતો અને કોઇવાર પોતાને અને પોતાની ફોજને ખરી ચતુરાઇના ખેલવડે અને વિરલા સાવધપણે વિનાશથી ઉગારી લેતો. ૧૬૮૦ માં તેનો બંડખોર દીકરો, શાહજાદો અકૂબર પોતાના લશ્કર સહિત રજપૂતોને જઇ મળ્યો. એ વરસથી રજપૂતો મુગલાઇ પાદશાહતથી સદૈવ જુદા રહ્યા; અને જે હિંદુ શૌર મહાન્ અકૂબરની શક્તિ વધારનાર હતું તે ઔરંગજેબને અને તેના ઉત્તરાધિકારીઓને વિનાશ કરનાર એક કારણ બન્યું. જેપુર, જોધપુર, અને ઉદેપુરનાં રજપૂત સંસ્થાનોમાં પાદશાહે લૂંટ અને કતલ ચલાવી. રજપૂતોએ માળવાના મુસલમાની પ્રાંતોને ઊજડ કરીને મસદિને ભાંગી બેડાળ કરીને, મુલ્લાઓનું એટલે ઇસ્લામી ધર્મગુરૂઓનું અપમાન કરીને અને કુરાનને બાળીને વેર વાળ્યું. જ્યાંથી તે પાછો આવવા પામવાનો નથી ત્યાં એટલે દક્ષિણ હિંદમાં મોટું લશ્કર લેઇ જઇ શકાય માટે પાદશાહે ૧૬૮૧ માં જેવી તેવી સલાહ કરી. પણ હિંદુની પ્રીતિ મેળવવા તેમને પોતાની મુસલમાન રૈયત જોડે એક બાદશાહતમાં ભેળી દેવાની અકૂબરની રાજ્યનીતિનો હવે અંત આવ્યો.

**ઔરંગજેબની ઊપજ.**—આસામવિના તમામ ઉત્તર હિંદની અને દક્ષિણ હિંદના વધારે મોટા ભાગની ઊપજ ઔરંગજેબને મળતી. તેના હિંદી પ્રાંતોનો વિસ્તાર લગભગ હાલના બ્રિટિશ અધિરાજ્યના વિસ્તાર જેટલો હતો, પણ વડી સરકાર ઉપર તેમનો પ્રત્યક્ષ આધાર ઓછો હતો. એ પ્રાંતો ખાતે ખર્ચ બાદ કરતાં દરસાલ જમીનની ઊપજના ૩૦ થી ૩૮ કરોડ

રૂપિઆ લહેણા કાઢવામાં આવતા,—હમણા બ્રિટિશ હિંદની જમીનની જે ઊપજ આવેછે તે જેટલી મૂડીથી ખરીદ કરી શકાય તેનાથી એ રકમ ત્રણ ગણી છે. પરંતુ પોતાના લાંબા વિ-ગ્રહને માટે દિલ્હીથી ગયા પહેલાં ઔરંગજેબનું બળ પૂર્ણ કળા-એ હતું ત્યારે પણ કોઇ લાગલાગટ વરસોમાં ૩૮ કરોડની બહુ ભારે રકમ પૂરેપૂરી વસૂલ થયેલી હોવા વિષે શક છે; દક્ષિણમાં ૫૧ સદી રહ્યા કે તેના અમલના છેલ્લા વરસમાં એ ઊપજ ૩૦ કરોડ રૂપિઆ ગણવામાં આવીછે. વસૂલાતના જૂલમને લીધે નહિ આપવાનાં બહાનાં કાઢવામાં આવતાં અને ફિતૂર થતાં. ઔરંગજેબની જમીનની ઊપજનો ધોરણ પત્રકમાં ખર્ચ બાદ-જતાં રૂ૦ ૩૪,૫૦,૫૮,૯૦૦ છે; અને ત્યાર પછીની અર્ધી સદીમાં બાદશાહત ત્રુટી ગઈ હતી તોપણ હજૂર ત્રીજોરીના હિસાબમાં એ ખાતે એટલું નામનું લહેણું કાઢવામાં આવતું. અફગાનિસ્તાનનો અહમદશાહ દુરાની ચઢી આવી ૧૭૬૧ માં દિલ્હીમાં પેંઠો તેવારે ત્રીજોરીના અધિકારીઓએ ઊપજનું પત્રક તેની આગળ રજુ કર્યું તેમાં પાદશાહતની જમીનની પેદાશ રૂ૦ ૩૪,૫૦,૬૬,૪૦૦ દેખાડીછે. દક્ષિણ હિંદનાં રાજ્યોને ખાલ-સા કર્યા પછી અને છેવટે ઔરંગજેબની દુર્દશા થઇ ત્યાર પહેલાં જમીનની વધારેમાં વધારે ઊપજ ૩૮॥ કરોડ રૂપિઆની હતી; એમાંના છેક લગભગ ૩૮ કરોડ હિંદના પ્રાંતોના હતા અને બાકીના કાશ્મીર અને કાબુલના હતા. ૧૬૯૫ માં ઔરં-ગજેબની કુલ પેદાશની ગણત્રી ૮૦ કરોડ હતી અને ૧૬૯૭માં ૭૭॥ કરોડ રૂપિઆની હતી. અફીણની જકાત ચીનના અફીણ ખાનારા આપેછે તે બાદ કરતાં સને ૧૮૭૯ માં પૂરી થતી દશ સાલોની બ્રિટિશ હિંદમાં લેવાયલા કરવેરાની સરાસરી ઊપજ ૩૮ કરોડ રૂપિઆની હતી.

**ઔરંગજેબનાં લક્ષણ.**—મુસલમાન પાદશાહને ઘટે તે

પ્રમાણે પોતાનો જન્મારો ગુજારવાની કોશિશ ઔરંગજેબે કરી. જાહેર દેખાવોમાં ભવ્યરૂપે રહેતો, ખાનગી રહેણી સાદી રાખતો, કામમાં ઉદ્યોગી હતો, ધર્મની ક્રિયા બરોબર પાળતો, સુરસ પત્ર લખનાર હતો, અને કવિઓના ગ્રંથોનાં અને કુરાનનાં ચુંટી કાઢેલાં વચનો જ્યારે જોઇએ ત્યારે તેને યાદ આવતાં: પદભ્રષ્ટ કરવાને બાપ ન હોત, ખૂન કરવાને ભાઈઓ ન હોત, અને દુઃખ દેવાને હિંદુ રૈયત ન હોત તો તેનું જીવતર નિર્દોષ હોત. પણ જેઓ તેનો ધર્મ માનનારા નહતા તેઓમાંના દરેક જણને તેના ધર્માંધપણાએ તેનો વેરી બનાવ્યો; અને પોતાના ભાઇ ભાંડુની હત્યા કર્યાથી કુલ રાજ્યવહીવટ પારકાને સોંપવો પડ્યો. હિંદુઓએ તેને કદી ક્ષમા બક્ષી નહિ; અને તેના મરણ પછી શીખ, રજપૂત, અને મરાઠા લોકો પાદશાહતને તુરત વીંટી વળવા લાગ્યા. તેના મુસલમાન સેનાપતિઓએ અને સૂબેદારોએ તેની સ્ફુરતાવાળી હયાતીમાં બહુધા સારી નોકરી બજાવી; પણ તેની આંખ મીચાયા પછી જેપર તેનાં બચ્ચાંનો હક્ક હતો તે તેઓ પચાવી પડ્યા.

**મુગલાઈ રાજ્યની પડતી.**—એની પછી થનારા પાદશાહો બહુ બળવાન લશ્કરી સરદારો કે રાજ્યકારભારીઓના હાથમાં પૂતળાં જેવા હતા તેઓ તેમને ગાદીએ બેસાડતા, આધીન રાખતા, અને પોતાનો અર્થ સારવાને તેમની હત્યા કરવાની ગરજ પડતી ત્યારે તેમનો પ્રાણ લેતા. પાદશાહતના પાછલા ભાગનો ઇતિહાસ તો માત્ર તેના નાશની નોંધ છે. એની પડતી અને અંતના સમયમાં બનેલા બનાવનો સાર ૧૮૯ મે પાને જણાવ્યો છે. કાંઇક વખત લગી તો મુગલ પાદશાહોએ દિલ્હીમાં રહી હિંદ ઉપર અમલ ચલાવ્યો, પણ ઔરંગજેબની પછી થયેલા છ પાદશાહોમાંના બે, ખોટું કામ કરતાં આચકો ન ખાય એવા કોઇ જુલફીકારખાન નામે સેનાપતિને વશ હતા, અને બાકીના

ચારને સાહસ કરનારા બે સૈયદોએ ગાદીએ બેસાડેલા હતા. તેઓ "પાદશાહ બનાવનારા" કહેવાતા હતા તેમાં ભૂલ નહતી.

**દક્ષિણ અને અયોધ્યાની સ્વતંત્રતા.**—૧૭૨૦ ની સાલથી બાદશાહતનું ભંગાણ વધારે ખુલ્લી રીતે થવા લાગ્યું. નિજામ-ઉલ-મુલ્કે (દક્ષિણના ગવર્નરે) દક્ષિણ હિંદનો મોટામાં મોટો ભાગ દિલ્હીથી છૂટો પાડ્યો (૧૭૨૦-૧૭૪૮). અયોધ્યાના ગવર્નરને જે પ્રાંતો સંભાળ રાખવાને સોંપ્યા હતા તેઓ પર તેણે વહીવટમાં પોતાના વંશની સ્થાપના કરી (૧૭૩૨-૧૭૪૩). એ ગવર્નર મૂળે ઈરાની સોદાગર હતો અને વજીર એટલે પાદશાહતનો મુખ્ય કારભારી થયો હતો.

**હિંદુઓનાં બંડો: શીખ અને મરાઠા.**—તેજ વખતે પાદશાહતની હિંદુ રૈયત સ્વતંત્ર થવા લાગી હતી. પંજાબમાંના શીખ પંથ ઉપર જૂલમ થવાથી તેણે બંડ કર્યું અને પછી પાદશાહે તેને નિર્દયપણે કચરી માર્યો (૧૭૧૦-૧૭૧૬). એ વેળા, મુગલાઈ ફોજે જે ક્રૂરતા શીખ લોકપર કરી તેના નહિ ભૂલાય એવા સ્મરણે દિલ્હી ઉપર જે જબરૂં વેર તેમના મનમાં ડસાવ્યું હતું તે ૧૮૫૭ માં બ્રિટિશ પક્ષને બહુ ઉપયોગમાં આવ્યું. તેમના ગુરૂ બંદાને ચેષ્ટાળીમાં પાદશાહી જામો, કસુંબી પાઘડી, અને કસબી શેલાના પોશાકથી શણગારેલે રૂપે લોઢાના પાંજરામાં પૂરી ફેરવ્યો. તેના દેખતાં તેના દીકરાની છાતી ચીરી તેમાંથી હૃદય કાઢી તેના મોઢાપર ફેંક્યું. પછી લાલ ધગધગતી સાંડશીએ બંદાનું માંસ તોડી કહાડ્યું; અને હડકાયા કૂતરાની ગોડે શીખ લોકનો ઉચ્છેદ કર્યો (૧૭૧૬). રજપુતાનાના હિંદુ રાજારાણા વધારે ભાગ્યશાળી હતા. જોધપુરના અજીતસિંહે પોતાની સ્વતંત્રતા સ્થાપન કરી, અને ૧૭૧૫ માં રજપુતાનાના મહીપતિઓએ મુગલાઈ બાદશાહત જોડે સંબંધ તોડી સ્વાધીનપણે રાજ્યવહીવટ કરવા માંડ્યો. બધા દક્ષિણ હિંદમાં જોર તલબીવેરો

(ચોથ) ઉઘરાવી વિંધ્યાચળની વાટે મરાઠા ઉત્તરમાં ઘૂસ્યા, અને માળવા પ્રાંત ૧૭૪૩ માં મેળવ્યો; અને ઓરિસ્સા ૧૭૫૧ માં લીધો તથા બંગાળામાંથી ખંડણી લેવાની સનદ સંપાદન કરી (૧૭૫૧).

**મધ્ય એશિયામાંથી આવેલી સવારીઓ, ૧૭૩૯-૧૭૬૧.** રાજ્યના મુસલમાન ગવર્નરોએ અને હિંદુ રૈયતે સ્વતંત્ર થવા માંડયું હતું તેવામાં બે પ્રકારના બહારના દુસ્મનોએ દેખા દીધી. એમાંના પહેલા વાયવ્ય કોણને રસ્તેથી ચઢી આવ્યા. ૧૭૩૯ માં ઇરાની નાદરશાહ વિનાશકારી ધાડાં સહિત ધસી આવ્યો, અને દિલ્હીના મોહોલ્લાઓમાં લોકની કતલ કરી તથા અઠ્ઠાવન દહાડા સૂધી લૂંટ ચલાવી દ્રવ્ય મેળવ્યું તેની ગણત્રી ૩૨ કરોડ રૂપિઆની કરવામાં આવીછે. એ દ્રવ્ય લેઈને ચાલતો થયો. ડુંગરી ઘાટોમાં થઈ છ વાર પઠાણ લોક અહમદશાહ દુરાનીની સરદારી નીચે કતલ અને લૂંટ કરતા ચડી આવ્યા અને બાદશાહતની દોલત લેઈ ધિક્કાર બતાવતા પાછા ગયા. આખરે અફગાનિસ્તાનમાં મુગલ પાદશાહનો કાબુલ પ્રાંત માત્ર રહ્યો હતો તે ૧૭૩૮ માં તેણે ખોયો; અને ૧૭૫૨ માં પંજાબ પ્રાંત અહમદશાહને આપી દેવો પડ્યો. એ છ સવારીઓમાં પઠાણોએ દિલ્હી અને ઉત્તર હિંદપર જે ઘાતકીપણું કર્યું તેની વાત કાળજું ફાડી નાંખે એવાં ખૂન અને ઉન્મત્ત ક્રૂરતાથી ભરેલી છે. અતિ દુઃખી રાજધાનીને ખુશી બતાવી દરવાજા ઊઘાડી પઠાણોને મેમાન રાખવા પડ્યા, તોપણ છેક નિર્ગત થયેલા શત્રુને જંગલી ફોજ જે જે દુઃખ વિતાડી શકે તે બધાં તેને એક વેળા છ અઠવાડીઆં લગી ભોગવવાં પડ્યાં. એ દર્મિયાન પઠાણ સવારો દેશમાં ચારે તરફ ફરી વળી મોટામાં મોટા શહેરમાં તેમજ નાનામાં નાના ગામડામાં અંગછેદન, કતલ, અને બાળી નાંખવાનું કામ કરવા લાગ્યા. હિંદુઓનાં

તીર્થો લૂંટવામાં અને ત્યાં જાત્રાએ ગયેલા રક્ષણના સાધનરહિત માણસોને મારી નાંખવામાં વિશેષ આનંદ પામતા.

**પ્રાંતોની ખરાબી.**—પવિત્ર મથુરા નગરીમાં ઓચ્છવને પ્રસંગે શાંત હિંદુ જાત્રાળુની ઠઠ ભરાઈ હતી અને તે લોક ભક્તિ કરતા હતા તેવામાં ૨૫,૦૦૦ અફગાન એટલે પઠાણ સવારોનું ધાડું ત્યાં દોડી આવ્યું. તિરોલનો જેસ્યુઈટ પાદરી ટીફેન્થાલર એ સમે હિંદમાં હતો તે કહેછે કે 'તેમણે ઘરમાં વસનારા સુદ્ધાં ઘરો બાળ્યાં, અને બીજાઓને તરવાર અને ભાલાવડે કતલ કર્યા; કન્યાઓને અને જુવાનોને, પુરૂષોને અને સ્ત્રીઓને ગુલામ કરી તેઓ ઘસડી ગયા.' ગાયો હિંદુ લોકને મન પૂજ્ય છે તેઓનો વધ મંદિરોમાં કરી તેઓના લોહીથી મૂર્તિઓને અને મંદિરમાંની ફર્શબંદીને ખરડયાં. અફગાનિસ્તાન અને હિંદની વચ્ચે આવેલી સરહદની જમીન વસ્તી વગરની અને ઊજડ થઈ; અને સીમાડાથી ઘણે દૂર આવેલા અંદરના મહાલો જ્યાં પહેલાં ઘાડી વસ્તી હતી અને જે હાલ ફરીને લોકોથી ભરપૂર થયાછે ત્યાંના રહેવાશીઓને પણ નાબુદ કરી નાંખ્યા. ઉદાહરણ, બૌદ્ધ ધર્મના કાળમાં ગુજરાનવાળામાં પંજાબની રાજધાની હતી ત્યાંની વસ્તીનો તદન નાશ કરી નાંખ્યો. ત્યાં હાલના રહેવાશીઓ મુકાબલે થોડા વખત પર આવી વસેલાછે. ગઈ સદીમાં જે મહાલને વસ્તી વિનાનો કરેલો તેમાં હાલ પાંચ લાખથી વધારે નવી વસ્તી થઈછે.

**પાદશાહતનું પતન, ૧૭૬૧-૧૭૬૫.**-બીજા પ્રકારના સવારી કરનારા સમુદ્ર માર્ગે આવ્યા. દક્ષિણ હિંદમાં ફ્રેંચ અને ઇંગ્રેજની વચ્ચે વિગ્રહો થયા તેણે કરીને કર્નાટકમાંથી દિલ્હીના અધિકારનું છેલ્લું પગલું ભૂસાઈ ગયું (૧૭૪૮-૬૧). ૧૭૬૫ માં બંગાળા, બિહાર, અને ઓરિસ્સા ઇંગ્રેજને પાદશાહે આપ્યા. આ રસાળ પ્રાંતોનો કબજો ઇંગ્રેજને હાથ પાદશાહના ઠરાવથી

રહ્યો હતો એમ કાયદાના બોલમાં કહી શકાય, પણ ત્યાર પહેલાં પાણીપતની લડાઇથી દિલ્હીનું તખ્ત માત્ર નામનું રહ્યું હતું. જે પ્રખ્યાત રણક્ષેત્રમાં બાબરે અને અકબરે હિંદનો રાજ્યાધિકાર બે વાર જીતી લીધો હતો તે પર એ યુદ્ધ સવારી કરનાર અફગાન અહમદશાહ અને મરાઠાની વચ્ચે થયું હતું. અફગાનોએ મરાઠાને હરાવ્યા: હવે મુસલમાનો ફતેહ માત્ર મેળવી શકતા, પણ તેઓ રાજ્ય કરી શકતા નહિ. ત્યાર પછી અંધાધુંદી ચાલી તે સમયમાં મુગલાઈ પાદશાહતના ભંગારામાંથી ઇંગ્રેજે ધીરજથી નવું રાજ્ય રચ્યું. અકબર બીજો અને આલમગીર (ઔરંગજેબ) બીજો, એવા પ્રૌઢ ઇલ્કાબો ધારણ કરી પેન્શન લેનારાં પૂતળાં દિલ્હીના બહુ બાયડીઓવાળા જનાનખાનાપર અમલ કરતાં હતાં, તથાપિ તેમનો અધિકાર મહેલની હદની અંદર માત્ર હતો, અને હિંદના રાજ્યાધિકારને વાસ્તે મરાઠા, શીખ, અને ઇંગ્રેજ વઢતા હતા. ૧૮૫૭ માં બળવાખોર તરીકે છેલ્લો નામનો પાદશાહ બહાર પડ્યો, અને તે ૧૮૬૨ માં બ્રિટિશ બ્રહ્મદેશની રાજધાની રંગુનમાં રાજ્યકેદી અવસ્થામાં મરી ગયો.

**એની પડતીનાં કારણ.**—હિંદમાં વસનારી હિંદુ જાતોનાં મન મેળવી લઈ હિંદમાં મહાન્ અધિરાજ્ય સ્થાપીશકાય એવી યોજના અકબરે કરી હતી. એમ તેણે ત્રીજો બળવાન પક્ષ ઊભો કર્યો તેની મદદથી મધ્ય એશિઆમાંથી ચઢીઆવનારા મુસલમાનોની નવી સવારીઓને તે ખાળી શક્યો તથા પોતાનાજ પ્રાંતોના મુસલમાન હાકેમોને વશ રાખી શક્યો. ઔરંગજેબના અને તેના નિર્માલ્ય ઉત્તરાધિકારીઓના અમલમાં લોકનાં મન મેળવી લેવાની આ પદ્ધતિ છોડી દેવામાં આવી તેથી અફગાનીસ્તાનમાંથી મુસલમાનોનાં નવા ધાડાં ઉતાવળે ધશી આવ્યાં; હિંદના પ્રાંતોના મુસલમાન હાકેમો સ્વ-

તંત્ર સત્તા બથાવી પડયા; અને જે હિંદુ જાતોએ મુગલાઈ રાજ્ય ઊભું કરવામાં અકબરને સહાય કરી હતી તેઓ તેની પછી થનારા મૂર્ખ પાદશાહોના અમલમાં તેનો નાશ કરવામાં મુખ્ય સાધક થઈ પડી.

**ઇંગ્રેજે હિંદની બાદશાહત મુગલોકનેથી નથી જીતી લીધી, પણ હિંદુઓ પાસેથી લીધીછે.**—રાજ્યજીતનાર રૂપે ઇંગ્રેજે દર્શન દીધું ત્યાર પહેલાં મુગલાઈ બાદશાહત ત્રુટી ગઈ હતી. ઇંગ્રેજના છેલ્લા અને અતિ જોખમકારી વિગ્રહો મુગલ પાદશાહ જોડે કે તેના બંડખોર ગવર્નરો સાથે થયા નહતા, પણ એ હિંદુ રાજ્યસમુદાયોની, મરાઠાની અને શીખની, જોડે થયા હતા. મુસલમાન હાકેમો ઇંગ્રેજ સાથે બંગાળામાં, કર્નાટકમાં અને મ્હેસૂરમાં વઢયા; પરંતુ હિંદ જીતવામાં વધારેમાં વધારે વખત લગી ઇંગ્રેજની સામા થનારા હિંદુ હતા. ઇંગ્રેજનો છેલ્લો મરાઠી વિગ્રહ છેક ૧૮૧૮ માં થયો, અને શીખ રાજ્યસમુદાયને ઇંગ્રેજે ૧૮૪૮ માં જીત્યો. આ ઇતિહાસના સારના પાછલા ભાગમાં શીખ વિગ્રહનો હેવાલ આવશે, અને મરાઠાનું ઘણું ટૂંકું વર્ણન અહિં બમ થવું જોઇએ.

---

**મુગલરાજ્યની પડતી અને અંત ૧૭૦૭–૧૮૬૨.**

૧૭૦૭. ઔરંગજેબના બે બેટા મુઆજીમ અને આલમની વચ્ચે ઝઘડો; મુઆજીમની ફતેહ અને બહાદુરશાહ નામ ધારણ કરી તેનું ગાદીએ બેસવું; તેનું સરદાર જુલ્ફ-ફિકારખાનને વશ રહેવું. શાહજાદા કામબક્ષનું બંડ; તેનો પરાભવ અને તેનું મૃત્યુ.

૧૭૧૦. શીખ લોકપર ચઢાઈ.

૧૭૧૨. બહાદુરશાહનું મરણ, અને તેના વડા દીકરા જહાંદારશાહનું ગાદીએ બેસવું. વજીર જુલ્ફ-ફિકારખાનની મારફતે જહાંદારશાહ અમલ કરેછે. તેના ભત્રીજા

ફરૂખ્શિયરનો બળવો; પાદશાહનો અને તેના વજી-
રનો ઘાત.

૧૭૧૩. 'પાદશાહ બનાવનાર' હુસેનઅલી અને અબ્દલ્લા નામે બે સૈયદોના અધિકાર નીચે ફરૂખ્શિયરનું ગાદીએ બેસવું.

૧૭૧૬. શીખ લોકે કરેલી ચડાઈ; તેમની હાર, અને તેમના ઉપર ક્રૂર જૂલમ.

૧૭૧૯. બે સૈયદોએ ફરૂખ્શિયરને પદભ્રષ્ટ કરી મારી નાંખ્યો. તેઓ એક પછી એક ત્રણ છોકરાને પાદશાહ બનાવેછે. તેમાંના પહેલા બે થોડા માસમાં મરી જાયછે: અને ત્રીજો મુહમ્મદ શાહ ૧૭૧૯ ના સપ્ટેમ્બર મહીનામાં રાજ્ય કરવા માંડેછે.

૧૭૨૦. સૈયદોનો પરાભવ.

૧૭૨૦-૧૭૪૮. દક્ષિણનો ગવર્નર કે નિઝામ-ઉલ-મુલ્ક, હૈદરાબાદમાં પોતાની સ્વાધીનતા સ્થાપેછે.

૧૭૩૨-૧૭૪૩. અયોધ્યાનો ગવર્નર, જે પાદશાહતનો વજીર છે તે, દિલ્હીથી વહીવટમાં સ્વતંત્ર થાયછે.

૧૭૩૫-૧૭૫૧. પાદશાહતની સામાન્ય પડતી; અંદર બળવા, અને ઈરાનથી નાદિર શાહનું ચઢી આવવું (૧૭૩૯). હિંદપર અહમદશાહ દુરાનીની પહેલી સવારી (૧૭૪૭). મરાઠાને માળવા મળેછે (૧૭૪૩), અને તેની પછી દક્ષિણ ઓરિસ્સા અને બંગાળાની ખંડણી મળેછે (૧૭૫૧).

૧૭૪૮-૧૭૫૦. મુહમ્મદશાહનો દીકરો અહમદશાહ ગાદીએ બેઠો. અયોધ્યામાં રોહિલ્લાના લોકનું ફિતુર અને પાદશાહી ફોજની હાર.

૧૭૫૧. મરાઠાની મદદથી રોહિલ્લાના દંગાનો નાશ.

૧૭૫૧-૧૭૫૨. અહમદશાહ દુરાનીની બીજી સવારી તેને પંજાબ આપેછે.

૧૭૫૪. પાદશાહનું પદભ્રષ્ટ થવું અને આલમગીર બીજાનું ગાદીએ બેસવું.

૧૭૫૬. અહમદશાહ દુરાનીની ત્રીજી સવારી અને દિલ્હીની લૂંટ.

૧૭૫૯. અહમદશાહ દુરાનીની ચોથી સવારી. પાદશાહ બીજા. આલમગીરને તેનો વજીર ધાજી ઉદ-દીન મારી નાંખેછે. મરાઠા ઉત્તર હિંદમાં મૂલકો જીતી લેછે અને દિલ્હીનો કબજો કરેછે.

૧૭૬૧-૧૮૦૫. પાણીપતની ત્રીજી લડાઈ, અને અફગાનોને હાથે મરાઠાનો પરાજય (૧૭૬૧). બીજા આલમગીરના મરણ પછી શાહઆલમ બીજો નામનો પાદશાહ થાયછે, અને ૧૭૭૧ સુધી અલાહાબાદમાં ઇંગ્રેજનું પેન્શન ખાઇ રહેછે. એ વરસ (૧૭૭૧) માં મરાઠા તેને તેના વારસાના રાજ્યમાંથી એક કકડો આપેછે. બંડખોરો પાદશાહને આંધળો કરી કેદ કરેછે. મરાઠા તેને છોડવેછે, પણ ૧૮૦૩ લગી વાસ્તવિક રીતે તેમના બંદીવાન તરીકે તે તેમના હાથમાં રહેછે. એ વખતે લાર્ડ લેકે મરાઠી બળ તોડ્યું.

૧૮૦૬-૧૮૩૭. અકબર બીજો ગાદીએ બેસેછે, પણ તે માત્ર નામનો પાદશાહ છે.

૧૮૩૭-૧૮૬૨. તિમુરના વંશનો છેલ્લો અને સત્તરમો મુગલ પાદશાહ મુહમ્મદ બહાદુરશાહ હતો. ૧૮૫૭ માં ઊઠેલા બળવામાં તે સામિલ હતો તેથી તેને દેશવટો દેઈ રંગુનમાં મોકલી દીધો અને ત્યાં તે ૧૮૬૨ મા મરી ગયો.

# प्रकरण ११ मुं.

## મરાઠા, સને ૧૬૫૦ થી સને ૧૮૧૮ સુધી.

**મરાઠાનો ઉદય.**—સને ૧૬૩૪ ને શુમારે શાહજી ભોંસલા નામે એક ભાગ્યશાળી મરાઠા સિપાઈએ દક્ષિણ હિંદમાં અગત્યનો ભાગ ભજવવા માંડયો. અહમદનગર અને બિજાપુર એ બે સ્વતંત્ર મુસલમાની રાજ્યોના પક્ષમાં રહી મુગલો જોડે તે લડયો, અને પોતાના દીકરા શિવાજીને સિપાઈઓની એક ટોળી અને લશ્કરી જાગીર તેણે વારસામાં આપ્યાં. શિવાજીનો જન્મ સને ૧૬૨૭ માં થયો હતો. શિવાજીએ દક્ષિણની હિંદુ જાતોમાંથી એક સ્વદેશાભિમાની પક્ષ ઉત્પન્ન કર્યો. ઉત્તરેથી આવેલાં બાદશાહી લશ્કરો અને દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યો એ બેઉની સામા એ પક્ષ હતો. એમ સને ૧૬૫૦ અને ત્યાર પછીનાં વરસોમાં દક્ષિણમાં ત્રણ રાજ્યબળ હતાં,—પહેલું, દિલ્લીની બાદશાહીની સદા હુમલો કરનારી ફોજ; બીજું, અહમદનગર અને બિજાપુર એ બે દક્ષિણ હિંદનાં બાકી રહેલાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોનાં લશ્કર; ત્રીજું, સ્થાનિક હિંદુ જાતોની લશ્કરી વ્યવસ્થા. એ વ્યવસ્થાપરથી આખરે જોડાયલો મરાઠી રાજ્યસમુદાય બન્યો.

**દક્ષિણમાં તેમની 'ત્રીજા પક્ષને' રૂપે વૃદ્ધિ.**—દક્ષિણ હિંદ જીતવાને અર્થે શાહજહાને અને ઔરંગજેબે એંશી વર્ષ (સને ૧૬૨૭-૧૭૦૭) લગી વિગ્રહ ચલાવ્યો તે દર્મિયાન આ ત્રીજો એટલે હિંદુ પક્ષ દરેક બાજૂ પર વારાફરતી લડતો અને સદૈવ વધારે મોટો થતો. ઉત્તરમાંથી આવેલાં મુગલ લશ્કરોએ અને દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોનાં સૈન્યોએ ધીમે ધીમે એકએકનો નાશ કર્યો. પરદેશી હોવાથી તેમને પોતાનાં ઘટી ગયેલાં લશ્કરોમાં બહારથી નવા સિપાઈઓ બોલાવી ભરતી કરવી પડતી. જોડાયલા હિંદુરાજ્યસમુદાયે પોતાની અખૂટ દેશી

ભરતી મહારાષ્ટ્રમાંથી મેળવી. એ વિશાળ પ્રદેશનો વિસ્તાર મધ્ય હિંદમાં આવેલા વરાડ પ્રાંતથી મુંબઈ ઇલાકાના દક્ષિણ છેડાની લગભગ છે. એ કારણથી મુગલ સરદારો અને દક્ષિણના સ્વતંત્ર મુસલમાન પાદશાહો મરાઠાઓની મદદ લેવાને પ્રયત્ન કરતા હતા. તેમનો નાયક શિવાજી ઉત્તરમાંથી ધસી આવતાં મુગલોનાં ધાડાંની સામે થવામાં દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોને વખતે વખતે સહાય કરતો. શિવાજીમાં આર્યની રાજ્ય ચલાવવાની વાસ્તવિક કળા હતી. મરાઠાઓની સહાયતાથી એ રાજ્યો મુગલ સૈન્યોની સામે ઘણા સમયથી ટકર ઝીલી શકતાં હતાં. પરંતુ મુગલ સૈન્યો પાછાં હઠતાં એટલે મરાઠાઓ સ્વતંત્ર મુસલમાની રાજ્યો જીતવાને જતા. તથાપિ મુગલ સરદારો મરાઠાઓ જોડે મળી જતા ત્યારે તેઓ એ સ્વતંત્ર મુસલમાની રાજ્યોને જીતી શકતા.

શિવાજી, ઇ૰ સ૰ ૧૬૨૭-૧૬૮૦—શિવાજીને પોતાની સ્થિતિનું કૌવત જણાયું. છળભેદથી, ખૂન કરવાથી અને સખ્ત લડાઈઓથી તેણે દક્ષિણ હિંદનું વહીવટમાં ઉપરીપણું મરાઠાઓને મેળવી આપ્યું. પશ્ચિમ ઘાટોમાં આવેલા કેટલાક જીતાય નહિ એવા ડુંગરી કિલ્લામાં તેણે પોતાનો નિર્ભય મુકામ રાખ્યો હતો તેઓમાંથી ઉતરી તે સવારીઓ કરતો. તેનું લશ્કર કસાયેલાં ટટ્ટુઓપર બેસનાર અને ભાલા રાખનાર હિંદુ સવારોનું હતું. એ સવારો દક્ષિણ હિંદના ઘણીઆતી ખેતી કરનારા ખેડુતો હતા. ખેતીને અનુકૂળ પડે એવા વરસના હરકોઈ ભાગમાં તેમને જોઈએ તે વખતે વિખેરી શકાય અથવા ક્ષણવારમાં ભેગા કરી શકાય. તેઓને રોપણીના સમયે અથવા કાપણીની વેળા હથિયાર ઝાલવાની ફુરસદ નહોતી તે સિવાય સદા અવકાશ હતો. એ કારણથી શિવાજીના તાબામાં અસંખ્ય માણસ હતું અને જાથુનું લશ્કર રાખવાનો તેને ખર્ચ પડતો નહિ.

એ માણસો લઇ તે પોતાના દુશ્મનોપર એકાએક હલ્લો કરી તેમની પાસેથી ખંડણી લેતો અથવા તેમને કોલકરાર કરવાની ફરજ પાડતો. પછી સિપાઇઓને પગારને પેટે લૂંટમાંથી હિસ્સો આપી વિશેષ ભાગ પોતે રાખી તે પોતાના ડુંગરી કિલ્લામાં પાછો જતો. સને ૧૬૫૯ માં તેણે બિજાપુરના સરદારને એક કપટસ્થળમાં આવવાને લલચાવી તેની જોડે મિત્રાચારીની વાત કરતાં તેનો ઘાત કર્યો અને તેના સૈન્યનો ઘાણ વાળ્યો. સને ૧૬૬૨ માં તેણે મુંબઈ ઇલાકાના છેક ઉત્તર છેડા લગી સવારી કરી પાદશાહી સૂરત શાહેર લૂંટ્યું. તેણે સને ૧૬૬૪ માં રાજ્યપદ ધારણ કર્યું તથા પોતાને નામે સિક્કા પાડવાનો રાજ્યાધિકાર ચલાવ્યો. સને ૧૬૬૫ માં બિજાપુરના સ્વતંત્ર મુસલમાની રાજ્ય સામે લડવામાં તેણે મુગલ સેનાને મદદ કરી. સને ૧૬૬૬ માં તેને ફોસલાવીને દિલ્લી લઇ જવામાં આવ્યો. ઔરંગજેબ પાદશાહે તેનો ભાવથી સત્કાર નહિ કરતાં તેને નજરકેદ રાખ્યો. ત્યાંથી તેણે દક્ષિણ ભણી નાશી જઇ ત્યાં બંડનો ઝંડો ઊઠાવ્યો. સને ૧૬૭૪ માં શિવાજી રાયગઢમાં મોટા ઠાઠથી ગાદીએ બેઠો અને સોનાથી પોતાની તુલા કરી તે સોનાનું પોતાના બ્રાહ્મણોને દાન કર્યું. સને ૧૬૭૬ માં છેક કર્ણાટક લગી પોતાની ફોજ મોકલ્યા કેડે સને ૧૬૮૦ માં તેનો કાળ થયો.

**ઔરંગજેબની ભૂલ ભરેલી રાજ્યરીતિ, સને ૧૬૫૮-૧૭૦૭** ઔરંગજેબ પાદશાહે વૃદ્ધિ પામતા મરાઠી રાજ્યનો નાશ કરતાં સઘળી દક્ષિણના સ્વતંત્ર મુસલમાની સુલતાનોને છેડ્યા ન હોત તો તેણે ડહાપણ વાપર્યું કહેવાત. ખરેખર કોઇ મહાન્ રાજ્યનીતિનિપુણ પુરૂષે તો ઉત્તરના અને દક્ષિણના મુસલમાનોનો જૂનો ઝઘડો દાટી દઈ જોડાયલા હિંદુ રાજ્યસમુદાય દક્ષિણમાં ઉતાવળે સ્થપાતો હતો તેની સામે થવામાં તમામ મુસલમાની બળનું ઐક્ય કર્યું હોત. પરંતુ દક્ષિણનાં મુસલમાની રાજ્યોને

દિલ્લીની પાદશાહતમાં જોડી દેવાનો ઔરંગજેબના જીવતરનો દૃઢ ઠરાવ હતો. તેણે આ યોજના પાર પાડી તે સમયે તેનાં સૈન્યોનો ક્ષય થયો હતો અને મરાઠાના ભાલાના પહેલા સ્પર્શથી મુગલાઈ પાદશાહતના કડકે કડકા થઈ જાય એવી તેની સ્થિતિ થઈ ગઈ હતી.

**શિવાજીનો વંશ.**—પોતાના પિતા શિવાજીની પછી સંભાજી સને ૧૬૮૦ માં ગાદીએ બેઠો અને તેણે સને ૧૬૮૯ લગી રાજ્ય કર્યું. તેણે પોતાનું સઘળું આયુષ્ય પોર્ટુગીઝ અને મુગલો જોડે વિગ્રહ કરવામાં ગાળ્યું. સને ૧૬૮૯ માં તેને ઔરંગજેબે કેદ કરી તેની આંખોમાં ઊનો ધગધગતો સળિયો ઘોંચી આંખ ફોડી નાંખી અને જે જીભે મહમદ પેગંબર સાહેબની નિંદા કરી હતી તે જીભ કાપી નાંખી તેનો શિરચ્છેદ કર્યો. એ વેળા એનો શાહુ નામે કુમાર છ વર્ષનો હતો તેને પણ ઔરંગજેબે પકડી પોતાના મરણ લગી કેદમાં રાખ્યો. દિલ્લીની તાબેદારી સ્વીકાર્યાથી તેને ૧૭૦૭ માં પાછી ગાદી સોંપી. પરંતુ મુગલોની સાથમાં ઘણો કાળ કેદખાનામાં રહ્યાથી તે માત્ર અડધો મરાઠો રહ્યો હતો. તેણે પોતાનો જન્મારો જનાનખાનામાં ગાળ્યો અને બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણ મંત્રીને પેશ્વાનો ઈલકાબ આપી રાજ્યનો તમામ કારભાર સોંપ્યો. આ ઓહ્દો વંશપરંપરા થયો અને મરાઠા ભૂપતિઓની સત્તાને ઠેકાણે પેશ્વાની સત્તા જામી. શિવાજીના વંશમાં સતારા અને કોલાપુર એ બે નાનાં રાજ્ય માત્ર રહ્યાં. છેલ્લા રાજાને ઔરસ પુત્ર ન હોવાથી સતારાનું રાજ્ય સને ૧૮૪૯ માં ઇંગ્રેજને હાથ ગયું. તેમની રહેમ નજરથી કોલાપુરનું રાજ્ય હજુ રહ્યુંછે અને તેપર તેમની દેખરેખ તળે શિવાજીનો છેલ્લો વંશજ* રાજ્ય કરેછે.

*એ રાજા છેક સને ૧૮૮૩ લગી રાજ્ય કરતો હતો, પરંતુ તે ગાંડો થઇ મરણ પામવાથી રાજ્યમાતાને ઇંગ્રેજ સરકારે રજા આપવાથી બાટગે કુળના છ વર્ષના કુમારને સને ૧૮૮૪ માં તેણે દત્તક લીધોછે. એ હાપુલ બીજો શાહુરાજા કહેવાયછે.

ભાષાંતરકર્તા.

**પેશ્વા.**—એ અરસામાં પેશ્વાઓ પુનામાં જોડાયલું મહાન્ **મરાઠી** રાજ્ય સ્થાપન કરતા હતા. સને ૧૭૧૮ માં પહેલા પેશ્વા બાલાજીએ 'પાદશાહ બનાવનારા' સૈયદોની મદદે એક લશ્કર દિલ્લી મોકલ્યું. તેણે સને ૧૭૨૦ માં ચોથ એટલે દક્ષિણની પેદાશનો ચોથો ભાગ ઊઘરાવ્યો. વળી પુણા અને સતારાની આસપાસના દેશોપર **મરાઠાઓ**નું પ્રભુત્વ સુદૃઢ થયું હતું. બીજા પેશ્વા બાજીરાવે (સને ૧૭૨૧-૪૦) પોતાના પિતાને મળેલી દક્ષિણની ખંડણી લેવાના હક્કને વાસ્તવિક રાજ્યાધિકાર બનાવ્યો. પંદર વર્ષમાં તેણે **માળવા** પ્રાંત તથા વિંધ્યાની વાયવ્યે આવેલો **નર્મદા**થી **ચંબલ** પર્યંતનો પ્રદેશ દિલ્લીની પાદશાહતમાંથી ખૂંચવી લીધો (સને ૧૭૩૬). તેણે સને ૧૭૩૯ માં પોર્ટુગીઝ પાસેથી વસાઈ લઈ લીધું.

**ત્રીજો પેશ્વા, સને ૧૭૪૦-૧૭૬૧.**—ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ સને ૧૭૪૦ માં ગાદીએ બેઠો. તેણે મુગલાઈ પાદશાહતના છેક અંદરના ભાગમાં **મરાઠાઓ**નો ત્રાસ બેસાડ્યો. હવે દક્ષિણ દેશમાંથી ઉત્તરે તથા પૂર્વે ઘણી સવારીઓ થવા લાગી. બે વિગ્રહ કર્યા પછી નિજામના મૂલક લેઈ તળ દક્ષિણમાં પેશ્વાએ પોતાનું રાજ્ય વધાર્યું. એ સમયે **મરાઠી** રાજ્યનાં મોટાં મધ્ય બિંદુઓ મુંબઈ ઇલાકાના પુણા શહેરમાં અને **મધ્ય પ્રાંતો**ના **નાગપુર** શહેરમાં ઠર્યાં હતાં. એ જોડાયલા **મરાઠી** રાજ્યસમુદાયની **નાગપુર**ની ભોંસલા શાખાનો એક સરદાર સને ૧૭૪૧-૪૨ માં બંગાળાપર ચઢી આવ્યો: પરંતુ તેણે મુસલમાની રાજ્યધાની મુર્શીદાબાદનાં પરાં લગી લૂંટફાટ કર્યા-પછી તેને ત્યાંના સૂબા અલિવર્દિખાને ઓઢિયા (ઓરિસ્સા)ને માર્ગે પાછો હાંકી કહાડ્યો. કલકત્તાના થોડાક ભાગની આસપાસ તેના બચાવ માટે 'મરાઠી ખાડી' એટલે અર્દ્ધ ગોળ ખાઈ ખોદેલી છે તે પરથી તેકાળે આખા બંગાળામાં જે ત્રાસ

પ્રસર્યો હતો તે આજે પણ જણાયછે. બીજે વરસે એટલે સને ૧૭૪૩ માં **નાગપુર** શાખાના સરદાર **રાઘોજી ભોંસલે** જાતે જઈ બંગાળાપર હલ્લો કર્યો. એ લૂંટને માટે પુણાના અને **નાગપુરના મરાઠાઓની** વચ્ચે વઢવાઢ થયા છતાં એ વખતથી ગંગાની નીચલાણના ફળદ્રુપ પ્રાંતો ભોંસલાનું લૂંટફાટ ચલાવવાનું સ્થલ બન્યા. સને ૧૭૫૧ માં સૂબા અલિવર્દીએ તેમને બંગાળાની ચોથ એટલે ઊપજનો પા ભાગ આપ્યો, તથા દક્ષિણ ઓઢિયા પ્રાંત તેમને સ્વાધીન કર્યો. પુણાના **મરાઠાએ** ઉત્તર હિંદમાં પંજાબ પર્યંત સવારી કરી તેથી અફગાન સરદાર **અહમદશાહ દુરાનીનો** તેમનાપર કોપ થયો. એ સરદારે એ પ્રાંત દિલ્લીની પાદશાહતમાંથી છીનવી લીધો હતો. મુગલાઈ પાદશાહતની નામની તાબેદારીમાં રહેલા ઉત્તર પ્રાંતોનાં અને અફગાનોનાં એકઠાં મળેલાં મુસલમાની સૈન્યોએ પાણિપતના રણમાં મરાઠાનો પરાજય કર્યો (સને ૧૭૬૧).

**પાંચ મરાઠા રાજ્યવંશ.**—આ વિનાશના સમયમાં ચોથા પેશ્વા **માધવરાવને** હસ્તક **મરાઠી** રાજ્યાધિકાર આવ્યો. માંહોમાંહે કાવતરાં ચાલવાથી તથા અફગાન લશ્કરો વધારે બળવાન હોવાથી જોડાયલા હિંદુ રાજ્યસમુદાયનો નક્કી ક્ષય થશે એવું જણાયું. છેક સને ૧૭૪૨ ના વર્ષથી પુણાની અને **નાગપુરની** શાખાઓ બંગાળાની લૂંટને માટે પરસ્પર લડતી હતી. સને ૧૭૬૧ ની પૂર્વે હોલ્કર અને સિંધિઆના ઉપરીપણા નીચે બીજી બે શાખા **માળવાના** જૂના મુગલાઈ પ્રાંતમાં અને તેની પડોશના પ્રદેશોમાં સ્વતંત્ર સત્તા ભોગવતી હતી. **માળવા** અને તેની પડોશના પ્રદેશો સાંપ્રત કાળમાં **ઇંદોર** અને **ગ્વાલિયર** સંસ્થાનોમાં વહેચાઇ ગયાછે. ઇંદોરની શાખાના સરદાર હોલ્કરે પાણિપતના રણમાં જીતની બાજી પલટાયલી જોતાંને વાર લડાઈની મીર છોડીદીધી તેથી તેના વિશ્વાસઘા-

તને લીધે મરાઠાનો સંપૂર્ણ પરાજય થયો. એ સમયે પાંચ મોટાં મરાઠી રાજ્યોના નામના અધિપતિથી પેશ્વાની સત્તા થોડીજ વધારે હતી. એ રાજ્યોએ પોતપોતાની ગાદી જુદે જુદે સ્થળે સ્થાપી હતી. પેશ્વાની ગાદી પુણામાં હતી; ભોંસલાનું પાટનગર મધ્ય પ્રાંતોમાં નાગપુર શાહેર હતું; સિંધિઆની રાજધાની ગ્વાલિયરમાં, હોલ્કરની ઇંદોરમાં અને ગાયકવાડના વૃદ્ધિ પામતા રાજ્યનું પાટનગર વડોદરામાં હતું. હૈદરાબાદ અને મ્હેસૂરના મુસલમાન સુલતાનોની સામે તથા વરાડ પ્રાંતની મરાઠાની ભોંસલા શાખાનીસામે ચોથો પેશ્વા માધવરાવ પોતાની સત્તા જાળવવા સામર્થ્યવાન હતો. તેની પછી તેનો નાનો ભાઇ નારાયણરાવ સને ૧૭૭૨ માં પાંચમો પેશ્વા થયો, પરંતુ તરતજ તેનો ઘાત કરવામાં આવ્યો.

**સિંધિઆ અને હોલ્કર.**—જેમ જેમ પેશ્વાના નામના સ્વામી શિવાજીના વંશજો સતારામાં અને કોલાપુરમાં રાજ્ય કરતા હતા તેમની સત્તા ધીમે ધીમે ઝાંખી થતી ગઇ તેમ તેમ પુણામાં પેશ્વાની સત્તા એ વખતથી પાછી હઠવા માંડી. પેશ્વાઓ ઉંચ કુળના બ્રાહ્મણ હતા, પરંતુ વાસ્તવિક લડનારા મરાઠા ફોજમાં નીચ વર્ણના હિંદુઓ હતા. એ કારણથી એમ બનતું કે જે જે મરાઠા સરદારના હાથમાં હર કોઇ પ્રાંતનો સ્વતંત્ર અધિકાર આવતો તે પ્રત્યેક સરદાર જોડાયલા મરાઠી રાજ્યસમુદાયના નામના ઉપરી પેશ્વાથી વિશેષ વાસ્તવિક સત્તા ભોગવતો હતો, તથાપિ તેની જાત ઉતરતી હતી. ઉત્તર તરફનાં બે મોટાં રાજ્યકુળોમાં હોલ્કર ભરવાડના વંશનો અને સિંધિઆ પેશ્વાનાં પગરખાં સાચવનારના વંશનો હતો. આ મહીપતિઓ પાણિપતના રણમાં સજડ હાર ખાધા પછી થોડા વખત લગી સ્વસ્થ બેશી રહ્યા, પરંતુ એ ઘાતક સંગ્રામ પછીનાં દશ વરસમાં તેમણે આખા માળવા પ્રાંતમાં પોતાની સત્તા

જમાવી હતી અને પશ્ચિમે પંજાબથી પૂર્વે અયોધ્યા લગી રજપૂત, જાટ, અને રોહિલા પ્રાંતોપર સવારી કરી હતી (સને ૧૭૬૧-૧૭૭૧). સને ૧૭૬૫ માં નામનો પાદશાહ શાહ આલમ બક્સાર આગળ પરાજય પામ્યા પછી ઇંગ્રેજનું પેન્શન ખાઇ નિર્વાહ ચલાવનારો થયો. તેણે સને ૧૭૭૧ માં મરાઠાજોડે વષ્ટિ ચલાવી. તેને સિંધિઆ અને હોલ્કરે ફરીને દિલ્હીની ગાદીપર નામનો બેસાડ્યો, પરંતુ સને ૧૮૦૩-૧૮૦૪ માં બીજા મરાઠા વિગ્રહમાં તેમનો પરાભવ થયો ત્યાં લગી તેમણે તેને વાસ્તવિક બંદીવાન તરીકે રાખ્યો હતો. વખતે વખતે બ્રિટિશ જોડે વિરોધ થયા છતાં સિંધિઆ તથા હોલ્કરના વંશો અદ્યાપિ માળવાના અતિ રસાળ ભાગપર પોતાનો અમલ જાળવી રહ્યાછે.

**નાગપુરના ભોંસલા, સને ૧૭૫૧-૧૮૫૩.**—ઉત્તરના મરાઠા રાજ્યવંશોમાં ત્રીજો એટલે વરાડ અને મધ્ય પ્રાંતોનો ભોંસલા વંશ પૂર્વ ભણી સવારીઓ કર્યા કરતો હતો. ભોંસલાએ પોતાના મથકનો કિલ્લો નાગપુરમાં રાખ્યો હતો ત્યાંથી તેઓ સવારીઓ લઇ જતા. તેમણે સને ૧૭૫૧ લગીમાં ચોથ એટલે બંગાળાની પેદાશનો ચોથો ભાગ ઊઘરાવ્યો હતો અને દક્ષિણ ઓઢિયા જીતી લીધો હતો. બંગાળામાં ઇંગ્રેજનો અમલ (સને ૧૭૫૬-૧૭૬૫) થયાથી એ પ્રાંતમાં તેમની સવારીઓ બંધ પડી. ઇંગ્રેજી લશ્કરની એક ટુકડીએ સને ૧૮૦૩ માં તેમને ઓઢિયામાંથી હાંકી કહાડ્યા. સને ૧૮૧૭ માં છેલ્લા મરાઠા વિગ્રહથી તેમની સત્તાનો અંત આવ્યો. તેમના મથકના મૂલકોનો વહીવટ સને ૧૮૧૭ થી સને ૧૮૫૩ સુધી બ્રિટિશ રેસિડંટોના હુકમ પ્રમાણે ચાલતો હતો. હાલમાં એ મૂલકોના મધ્ય પ્રાંતો બન્યાછે. છેલ્લો રાઘોજી ભોંસલા સને ૧૮૫૩ માં અપુત્ર મરણ પામવાથી નાગપુર કે મધ્ય પ્રાંત ઇંગ્રેજી રાજ્યમાં ભળી ગયો.

**વડોદરાના ગાયકવાડ.**—ઉત્તરના મરાઠા વંશોમાંના ચોથા વંશની એટલે વડોદરાની સત્તા મુંબઇને વાયવ્ય કોણે આવેલા આખા ગુજરાત પ્રાંતમાં અને તેની પડોશના કાઠીઆવાડ દ્વીપકલ્પમાં પ્રસરી હતી. ગાયકવાડ તાબાનો વંશનો પરંતુ માતબર મૂલક એ રીતે બન્યોછે. સને ૧૮૧૭ માં છેલ્લો મરાઠા વિગ્રહ થયો ત્યારથી વડોદરાના રાજ્યપર ઇંગ્રેજ રેસિડંટ અને સહાયકારી બ્રિટિશ ફોજની મદદથી ગાયકવાડો અમલ કરેછે. સને ૧૮૭૪ માં જે ગાયકવાડ ગાદીપર હતો તેનાપર બ્રિટિશ રેસિડંટને ઝેર દેવાની કોશિશ કર્યાનું તોહમત આવ્યાથી હાઇ કમિશને તપાસ ચલાવી અને તેને પદભ્રષ્ટ કર્યો. એ હાઇ કમિશનમાં ત્રણ યૂરોપી અને ત્રણ દેશી સભાસદ હતા. પરંતુ એ રાજ્યને પોતાના રાજ્યમાં જોડી ન દેતાં ઇંગ્રેજ સરકારે એ રાજ્યકુળ સ્થાપનારનો એક વંશજ છેક દરિદ્રાવસ્થામાં ખૂણે પડેલો હતો તેને રાજ્યગાદી આપી.

**પહેલો મરાઠા વિગ્રહ, સને ૧૭૭૯-૧૭૮૧.**—ઉત્તરના આ ચાર મરાઠા રાજ્યવંશો પોતપોતાનાં જુદાં જુદાં પરાક્રમો કરતા હતા તેવારે પેશ્વાના કુટુંબમાં ચાલતાં કાવતરાંને લીધે તેની સત્તાનો ક્ષય થતો જતો હતો. છઠ્ઠા પેશ્વા **માધવરાવ નારાયણનો** જન્મ તેના બાપના મરણકેડે થયો હતો; અને તેના એકવીસ વર્ષના ટૂંકા આયુષ્યમાં પેશ્વાનો અધિકાર તેના પ્રધાન **નાના ફડનવીસના** હાથમાં રહ્યો. માજી પેશ્વાના કાકા **રાઘોબાએ** પિતાના મરણ કેડે અવતરેલા બાળકના જન્મવિષે વાંધો ઊઠાવ્યો અને પેશ્વાના ઓદ્ધાનો પંડને માટે દાવો કર્યો. એ બાળકના રક્ષક **નાના ફડનવીસે** ફ્રેંચોને મદદે બોલાવ્યાથી મુંબઇના ઇંગ્રેજોએ **રાઘોબાનો** પક્ષ કર્યો. આ એકાને લીધે પહેલો **મરાઠા વિગ્રહ** ઊઠ્યો (સને ૧૭૭૯—૧૭૮૧), અને **સાલબાઇનું** તહનામું થયાથી તેનો અંત આવ્યો (સને ૧૭૮૨). એ તહનામાની રૂએ **સાષ્ટી** (સાલસેટ) અને ઘારાપુરી (એલીફંટા) બેટો તથા બીજા બેટદ્વીપ ઇંગ્રેજને મળ્યા, રાઘોબાને ભારે પેન્શન

માર્યું, અને બાળ પેશ્વા પોતાના અધિકારપર બહાલ થયો. પરંતુ એકવીસ વર્ષની પુખ્ત ઉમરે આવતાં તેણે આત્મઘાત કર્યો.

**બીજો મરાઠા વિગ્રહ, સને ૧૮૦૩-૧૮૦૪**—તેની પછી તેનો પિતરાઈ **બાજીરાવ બીજો** સને ૧૭૯૫ માં ગાદીએ બેઠો. એ સાતમો અને છેલ્લો પેશ્વા હતો. એ સમયે ઉત્તર તરફના હોલ્કરના **મરાઠા** રાજ્યવંશે **મરાઠાની** સરદારી લઈ પેશ્વાને ઇંગ્રેજને શરણે જવાની જરૂર પાડી. સને ૧૮૦૨ માં **વસાઈનું** તહનામું થયું તેના અન્વયે પોતાનાં મૂલકોપર પોતાનો અમલ ટકાવી રાખવાને **બાજીરાવે** એક ઇંગ્રેજી ફોજ પોતાને ખર્ચે રાખવાનું કબૂલ કર્યું. ઉત્તરના **મરાઠા** વંશોએ એ તહનામું તોડવાને એકો કર્યો તેથી **બીજો મરાઠા** વિગ્રહ ઊઠયો (સને ૧૮૦૩-૧૮૦૪). જનરલ વેલેસ્લીએ (પાછળથી વેલિંગ્ટનના ડયૂકે) દક્ષિણે **અસાઈ** અને **આર્ગામનાં** રણક્ષેત્રમાં **સિંધિઆ** તથા **નાગપુરના** રાજ્યવંશોનાં સૈન્યોનો ઘાણ વાળ્યો, અને ઉત્તરે લાસ્વારિ અને દિલ્લી આગળ **મરાઠા** લશ્કરોનો લાર્ડ લેકે પરાજય કર્યો. સને ૧૮૦૪ માં હોલ્કરે દિગ આગળ પૂર્ણ હાર ખાધી. આ સંગ્રામોથી ઇંગ્રેજને પુષ્કળ મૂલક મળ્યો, હિંદમાં ફ્રેંચસત્તાનો અંત આવ્યો અને દિલ્લીનો નામનો **પાદશાહ** પાછો ઇંગ્રેજનાં રક્ષણમાં આવ્યો.

**છેલ્લો મરાઠા વિગ્રહ, સને ૧૮૧૭-૧૮૧૮**—સને ૧૮૧૭-૧૮ માં પેશ્વા, હોલ્કર અને **નાગપુરના ભોંસલા** પોતપોતાની ખાતર ઇંગ્રેજ સામે લડયા અને પૃથક્ પૃથક્ પરાજય પામ્યા. એ વિગ્રહથી **મરાઠી** રાજ્યનો સદાનો અંત આવ્યો. **બાજીરાવ** પેશ્વા ઇંગ્રેજને શરણે આવ્યાથી તેનો મૂલક મુંબઈ ઇલાકામાં જોડાયો. ઇંગ્રેજ સરકારે પેશ્વાને તેના મરણ લગી મોટું પેન્શન આપી કાનપુર પાસે બિથુરમાં રાખ્યો. તેનો દત્તપુત્ર સને ૧૮૫૭ના બળવાનો અતિ દુષ્ટ **નાના સાહેબ** થયો. એ વર્ષમાં પેશ્વાઓનો છેલ્લો અવશેષ મનુષ્યોની દ્રષ્ટિએથી લોપ થયો.

# प्रकरण २२ मुं.

**યૂરોપી લોકનાં પહેલ વહેલાં થાણાં, સને ૧૫૦૦-૧૭૦૦.**

**ઈ૦ સ૦ ૧૫૦૦ પહેલાંના સમયનો યૂરોપ અને ભરતખંડ.**—હિંદપર સવારી કરનારા મુસલમાનો વાયવ્ય દિશામાંથી પેઠા હતા. યૂરોપી વિજેતાઓ દક્ષિણમાંથી સમુદ્ર માર્ગે આવ્યા. મહાન્ સિકંદરના સમયથી વાસ્કો ડા ગામાના સમય લગી યૂરોપ ખંડને પૂર્વના દેશો જોડે પાધરો વ્યવહાર થોડોજ હતો. હિંદમાં કોઈ કોઈ પ્રસંગે મુસાફર આવતો તે બળવાન રાજ્યો અને અગણિત દ્રવ્યની વાતો યૂરોપમાં લઈ જતો. પરંતુ સમુદ્રમાર્ગની ખબર સ્વપ્નામાંએ ભાગ્યે હતી અને ભૂમિવાટે વિશાળ રણ અને લડાયક જાતો વચ્ચે આવેલાં હતાં. વસ્તુતઃ વેપાર પૂરેપૂરો કદી બંધ પડ્યો નહતો; મુખ્યત્વે ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલાં ઈટાલિનાં શાહેરો વેપાર ચલાવતાં હતાં અને તેમનો વેપાર લીવાંટનાં બંદરો જોડે હતો. ભરતખંડની ભૂમિ સોળમાં સૈકાના યૂરોપીઓના જાણવામાં નહોતી; એ સમયે ચાલતી ધર્મ સંબંધી હીલચાલથી જાગૃત થયેલી અને નવા શોધો કરવાને ઉત્સુક થયેલી પ્રજાઓનું લક્ષ એ ભૂમિ ભણી અતિશય ખેંચાયું. ક્રિસ્ટોફર કોલંબસે સને ૧૪૯૨ માં આટલાંટિક મહાસાગરની પેલી મેર ભરતખંડનો શોધ કરવાને તાર્ત્તરીના મોટા ખાન ઉપર પત્ર લઈને સ્પેનના વાવટા નીચે પશ્ચિમ ભણી વહાણ હંકાર્યું. તેણે હિંદને બદલે અમેરિકા શોધી કહાડ્યો.

**વાસ્કો ડા ગામા, સને ૧૪૯૮.**—પાંચ વરસ કેડે વાસ્કો ડા ગામાની સરદારી નીચે વહાણનો એક કાફલો લિસ્બોનથી સામી દિશામાં નીકળ્યો. કેપ આવ ગુડ હોપને વટાવી એ કાફલાએ લગભગ અગીઆર માસની સફર કર્યા પછી સને ૧૪૯૮ ના મે માસની ૨૦ મી તારીખે કાલિકટ શાહેરની પાસે

લંગર કર્યું. ડા ગામાને મૂર અથવા ખરૂં જોતાં આરબો જોડે પહેલેથીજ વિરોધ પડયો. દરિયાપરનો વેપાર એ લોકે પોતાના એકલાના હાથમાં રાખ્યો હતો. પરંતુ ડા ગામાએ કાલિકટના હિંદુ રાજા ઝામોરિનની પ્રીતિ સંપાદન કરેલી જણાયછે. મલબાર કાંઠે લગભગ છ મહીના રહ્યા પછી તે પાછો યૂરોપ ગયો તેવારે તેને ઝામોરિન રાજાએ પોર્ટુગાલના રાજા ઉપર નીચેનું પત્ર લખી આપ્યું હતું:—'તમારા કુટુંબમાંના ઉમરાવ વાસ્કો ડા ગામાએ મારૂં રાજ્ય જોયુંછે, તેથી મને ઘણો આનંદ થયોછે. મારા રાજ્યમાં તજ, લવીંગ, આદું, મરી, અને અમૂલ્ય રત્નો પુષ્કળ છે. તારા દેશમાંથી હું સોનું, રૂપું, પરવાળાં, અને લાલ રંગ લેવા માગુંછું.'

**પ્રથમ આવેલા પોર્ટુગીઝ ગવર્નરો.**—સને ૧૫૦૨ માં પોર્ટુગાલના રાજાને ૬ ઠ્ઠા અલેકસાંડર નામે પોપે આજ્ઞાપત્ર કરી આપ્યું તેમાં તેને 'નૌકાગમનનો, વિજયોનો, અને ઇથિઓપિઆ, અરબસ્તાન, ઈરાન, અને ભરતખંડના વ્યાપારનો અધીશ' બનાવ્યો. એ વરસમાં વાસ્કો ડા ગામા વીસ વહાણનો કાફલો લઈ બીજીવાર ભરતખંડ આવવા નીકળ્યો. કાલિકટના ઝામોરિન રાજાની વિરૂદ્ધ તેણે કોચિન અને કાનાનોરના રાજાઓ જોડે એકો કરી ઝામોરિન રાજાને તેના મહેલમાં ઘેરી ગોળાનો મારો ચલાવ્યો. સને ૧૫૦૩ માં મહાન આલ્ફાન્સો ડી આલ્બુકર્ક પોર્ટુગાલથી જલપર્યટન કરવાસારૂ નીકળવાના ત્રણ કાફલામાંના એક કાફલાનો ઉપરી બની તે કાફલો પૂર્વ ભણી હંકાર્યો. ફ્રાન્સિસ્કો ડી આલ્મેડા નામે ભરતખંડના પહેલા પોર્ટુગીઝ ગવર્નર અને વૈસરાયની સરદારી નીચે સને ૧૫૦૫ માં બાવીસ વહાણ અને પંદર હજાર માણસનો મોટો કાફલો મોકલ્યો. સને ૧૫૦૯ માં એની પછી આલ્બુકર્ક ગવર્નર થયો તેણે પોર્ટુગીઝની સત્તા ઘણા ભાગપર વધારી. તેણે

કાલિકટ ઉપર હુમલા કર્યો તેમાં નિષ્ફળ થયાથી સને ૧૫૧૦ માં ગોવા બંદર સર કર્યું. એ બંદર અદ્યાપિ પોર્ટુગીઝ તાબાના ભરતખંડની રાજધાનીનું શાહેર છે. પછી સિંહલદ્વીપ કે લંકાની પ્રદક્ષિણા કરી હિંદી આર્કિપેલાગોના નોકાગમનની કૂંચી જે મલાક્કા તે કબજે કર્યું અને શિયામ તથા મસાલાના દ્વીપો જોડે વેપાર ચાલુ કર્યો. છેવટે તેણે પશ્ચિમભણી પાછાં વહાણ હંકાર્યાં અને ઈરાની અખાત તથા લાલસમુદ્રમાં થઈ તે સને ૧૫૧૫ માં પાછો ગોવે ગયો અને ત્યાં તેનો કાળ થયો. સને ૧૫૨૪ માં વાસ્કો ડા ગામા ત્રીજીવાર પૂર્વમાં આવ્યો અને તે પણ સને ૧૫૨૭ માં કોચીનમાં મરણ પામ્યો.

**ભરતખંડમાં પોર્ટુગીઝનાં ઘાતકી કૃત્યો.**—સને ૧૫૦૦થી સને ૧૬૦૦ લગી એટલે બરાબર એક સૈકા લગી પૂર્વનો સઘળો વેપાર એકલા પોર્ટુગીઝને હાથ હતો. પરંતુ ભરતખંડમાં રાજ્ય સ્થાપવાને જે રાજકીય બળ અને સ્વાત્મ લક્ષણ અવશ્યનાં છે તે તેમનામાં નહોતાં. યૂરોપમાં પોર્ટુગીઝને મૂર લોક જોડે ઝઘડો થયો હતો તેથી આખી પ્રજાની વૃત્તિ અને સ્વભાવ બદલાયાં હતાં. તેઓ વેપારી નહોતા, પણ ભટકતા યોદ્ધા અને ક્રુસેડર (ધર્માંધ યોદ્ધા) હતા અને મૂર્તિપૂજકોને પોર્ટુગાલના અને ઈસુ ખ્રિસ્તના શત્રુ ગણતા. જે વહેમ અને ક્રૂરતાએ તેમના ઈંડીસ માંહેલા ઇતિહાસને કલંક લગાડ્યુંછે તે તેમના વિજયોના સમયનાં વૃત્તાંત જેમણે વાંચ્યાં હશે તેમનાજ મનમાં ઉતરી શકશે. દેશીઓની પ્રીતિ સંપાદન કરવાનો અને હિંદુ રાજાઓનો મિત્ર થઇને રહેવાનો માત્ર આલ્બુકર્કે પ્રયત્ન કર્યો હતો. લોકો તેનું નામ એટલા પૂજ્યભાવથી સંભારતા હતા કે ગોવાના હિંદુઓ અને મુસલમાનો સુદ્ધાં તેની કબર પાસે જઇ તેનો આત્મા હાજર હોય તેમ માની પોતાની ફર્યાદ કહેતા અને તેની પાછળ થનારા અધિકારીઓના જુલમમાંથી પોતાનો છૂટકારો કરવાને પરમેશ્વરની પ્રાર્થના કરતા.

**ભરતખંડમાં પોર્ટુગીઝની પડતી.**—સને ૧૫૮૦ માં બીજા ફિલિપ રાજાના અમલમાં પોર્ટુગાલ અને સ્પેનનાં રાજ્ય જોડાઇ ગયાં. એ કાળથી એશિયામાં પોર્ટુગાલના હિતનો યૂરોપમાં સ્પેનના હિત ઉપર આધાર રાખવા માંડ્યો. સને ૧૬૪૦ માં પોર્ટુગાલ ફરીને જુદું રાજ્ય થયું. પરંતુ એ દર્મિયાન વલંદા અને ઇંગ્રેજે પૂર્વ સમુદ્રોમાં દેખાવ દીધો હતો અને તેમની અજિત સ્પર્દ્ધા ચાલ્યા પહેલાં પોર્ટુગીઝ લોકનું ઇંડીસનું રાજ્ય જેટલી ત્વરાથી ઉત્પન્ન થયું હતું તેટલીજ ત્વરાથી નબળું પડ્યું.

**સને ૧૮૮૩ માં પોર્ટુગીઝ તાબાનાં સંસ્થાનો.**—સાંપ્રત કાળમાં પોર્ટુગીઝના તાબામાં જે સંસ્થાનો રહ્યાંછે તેમાં માત્ર ગોવા, દિવ, અને દમણ એ ત્રણ પશ્ચિમ કાંઠે છે; એ સંસ્થાનોનું ક્ષેત્રફળ ૧,૧૦૦ ચોરસ મૈલ છે અને તેમાં આશરે પાંચ લાખ માણસની વસ્તી છે. વળી બ્રિટિશ હિંદમાં શુમારે ૫૦૦ પોર્ટુગીઝ છે. એ સંખ્યામાં મિશ્ર જાતના પોર્ટુગીઝ લોકનો સમાસ થતો નથી. એ મિશ્ર જાતના ૩૦,૦૦૦ ઉપરાંત માણસ (પોર્ટુગીઝ હાફ-કાસ્ટ) મુંબઇમાં અને ૨૦,૦૦૦ બંગાળામાં, વિશેષે કરીને ધાકા અને ચિતાગોંગની પડોશમાં વસેછે. એ જાત ફિરંગીના નામથી ઓળખાયછે; અને તેઓ રોમન કાથોલિક ધર્મ માનેછે તથા યૂરોપી ઉપનામો ધારણ કરેછે તે સિવાય જે દેશીઓના સાથે તેઓ રહેછે તેઓમાં અને તે લોકમાં વર્ણનો, ભાષાનો, કિંવા રહેણીનો ભેદ નથી.

**હિંદમાં વલંદા.**—પોર્ટુગીઝના એકહથુ વેપારને તોડી પાડનારી પહેલ વહેલી યૂરોપી પ્રજા વલંદા લોક હતા. સોળમા સૈકામાં બ્રુગ્ઝ, આન્ટવર્પ, અને આમસ્ટર્ડામ એ ત્રણ શહેરો અનુક્રમે મોટાં બંદરો થયાં. પોર્ટુગીઝ લોક જે માલ ભરતખંડમાંથી લેઈ જતા તે માલ એ બંદરોમાંથી જર્મનિમાં અને ઇંગ્લાંડમાંએ મોકલવામાં આવતો. પહેલે તો વલંદા લોકે ઇંગ્રે-

જે પકડેલા માર્ગને અનુસરીને યૂરોપ અને એશિઆના ઉત્તર કાંઠાનું પરિક્રમણ કરી ભરતખંડમાં આવવાનો માર્ગ ખોળી કહાડવાનો પ્રયત્ન કર્યો. એ ઉત્તરના જળપ્રવાસોમાંના ત્રણ જળપ્રવાસના અગ્રેસર તરીકે વિલ્યમ બેરેન્ટ્સ મશહૂર છે. એમાંના છેલ્લા જળપ્રવાસમાં તેનો કાળ થયો. કેપ આવ ગુડ હોપ પહેલ વહેલાં કોર્નીલિયસ હૅાટમાન નામે વલંદાએ વટી. તે સને ૧૫૯૬ માં સુમાત્રા અને બંતામ પહોચ્યો. પૂર્વના દેશો જોડે વેપાર કરવાને સંયુક્ત પ્રાંતોના ઘણા ભાગમાં ઉતાવળે ખાનગી કંપનીઓ ઊભી થઇ; પરંતુ એ સઘળી કંપનીઓને સ્ટેટ્સ જનરલે 'ડચ (વલંદા) ઈસ્ટ ઈંડિયા કંપની' માં સને ૧૬૦૨ માં જોડી દીધી. સને ૧૬૧૯ માં વલંદાએ જાવામાં બટેવિઆ શહેર વસાવી ઈસ્ટ ઈંડિસમાંહેલાં વલંદાના તાબાનાં સંસ્થાનોની વડી સરકારની રાજધાની કરી. એ રાજધાની પહેલાં આમ્બોયનામાં હતી. શુમારે એજ સમયે તેમણે આસ્ટ્રેલિઆનો કાંઠો શોધી કહાડયો અને ઉત્તર અમેરિકામાં ન્યુ આમ્સ્ટર્ડામ અથવા માનહટ્ટન શહેર વસાવ્યું. એ શહેર હાલમાં ન્યુયોર્ક કહેવાયછે.

**પૂર્વસમુદ્રોમાં વલંદાની સર્વોપરિ સત્તા.**—સત્તરમા સૈકામાં વલંદા લોકની દરિયાઈ સત્તા આખી દુનિયામાં સર્વોપરિ હતી. સને ૧૬૨૩માં તેમણે આમ્બોયનામાં કરેલી ઇંગ્રેજની સ્મરણીય કતલને લીધે બ્રિટિશ કંપનીને પૂર્વ આર્કિપેલાગોમાંથી ભરતખંડમાં જવું પડયું. એમ ઇંગ્રેજના હિંદી રાજ્યનો પાયો નંખાયો. સાંકડા પૂર્વ સમુદ્રોમાં ઇંગ્રેજ અને વલંદાની વચ્ચે ઘણા કાળ લગી દરિયાઈ યુદ્ધો અને ખૂનરેજી લડાઇઓ ચાલી હતી તેમનો અંત ઓરેંજના વિલ્યમે એ બંને દેશો સને ૧૬૮૯ માં જોડી દીધા ત્યાંલગી આવ્યો નહોતો. વલંદાએ આર્કિપેલાગોમાં પ્રતિસ્પર્ધી વિના અમલ ચલાવ્યો; અને પો-

ટુંગીઝને તેમનાં મુલકી સંસ્થાનોમાંથી હળવે હળવે હાંકી કહાડયા. સને ૧૬૩૫ માં તેમણે ફાર્મોસા કબજે કર્યું; સને ૧૬૪૦ માં મલાક્કા લીધું—એ ધામાંથી પોર્ટુગીઝ કદી ઊઠવા પામ્યા નથી; તેઓ સને ૧૬૪૭ માં પાલાર નદીને તીરે આવેલા સાદ્રાસ શહેરમાં વેપાર ચલાવતા હતા; સને ૧૬૫૧ માં તેમણે કેપ આવ ગુડ હોપમાં પૂર્વમાં આવવાને અર્દ્ધ માર્ગે એક સંસ્થાન સ્થાપ્યું; સને ૧૬૫૨ માં તેમણે મદ્રાસ કાંઠે પોલકોલ્લુમાં પહેલ વહેલી હિંદી કોઠી બાંધી; સિંહલદ્વીપમાં પોર્ટુગીઝનો છેલ્લો કિલ્લો જાફનાપટમ હતો તે તેમણે સને ૧૬૫૮ માં લેઇ લીધો. મરી ઉત્પન્ન કરનારા મલબાર કાંઠાપર પોર્ટુગીઝે પહેલ વહેલાં જે થાણાં કર્યાં હતાં તે તેમની કનેથી તેમણે ૧૬૬૪ માં ખુંચવી લીધાં; અને સને ૧૬૬૯ માં તેમણે સેંટ થોમી અને મક્કાસર-માંથી પોર્ટુગીઝને હાંકી કહાડયા.

**વલંદાની અદૂરદર્શી રાજ્યરીતિ.**—વલંદાની વેપાર ચલાવવાની પદ્ધતિ દીર્ઘ દૃષ્ટિવાળી નહોતી તેથી કરીને તેમના સંસ્થાનિક અધિરાજ્યની પડતી થઇ. તેજાનાના એકહથ્થુ વેપાર ઉપર જાણી જોઇને એ પદ્ધતિનો પાયો રાખ્યો હતો અને પહે-લેથી છેલ્લે લગી અર્થશાસ્ત્રને અનુસરતા સર્વ નિયમ રહિત હતા. પ્રાચીન કાળના ફીનિશિઅન લોકની પેઠે વલંદાએ પોતાના પ્રતિસ્પર્દ્ધી વેપારીઓ પર જુલમ કરવામાં બાકી રાખી ન હતી. પરંતુ ફીનિશિઅન લોકે તેમના સહવાસમાં આવેલા દેશીઓમાં સુધારો દાખલ કર્યો હતો તેમ વલંદાએ કર્યું નહિ. સને ૧૭૫૮ માં ક્લેવે જળ અને સ્થળ માર્ગે ચિન્સુરામાં વલંદાપર હલ્લો કરી લાજ લગાડે એવા કરાર કરવાની ફરજ પાડી; તેવારે તેણે વલંદાની સર્વોપરિ સત્તા તોડી. સને ૧૭૯૩ થી ૧૮૧૧ સુધી ફ્રેંચ જોડે મોટા વિગ્રહ થયા તેમાં ઇંગ્રેજે હોલાંડ કનેથી તેનું દરેક સંસ્થાન લઈ લીધું; તથાપિ જાવા બેટ સને ૧૮૧૬ માં તેને પાછો

મળ્યો અને સને ૧૮૨૪ માં મલાક્કા અને સુમાત્રાનો અદલો-બદલો કર્યો. સાંપ્રતકાળમાં હિંદની ભૂમિપર વલંદાનો વાવટો કોઈપણ સ્થળે ઊડતો નથી. પરંતુ ચિન્સુરા, નેગાપટમ, અને જાફનાપટમમાં, તથા કોરોમાંડલ અને મલબાર કાંઠાનાં બીજાં નાનાં બંદરોમાં માંહેલાં વિચિત્ર મકાનો અને એ જૂનાં સંસ્થાનોમાંનાં કેટલાંકમાં કરેલી પાણીની નહેરો પરથી મુસાફરને નેધર્લાંડની રૂચના યાદ આવેછે.

**પહેલ વહેલા સાહસિક ઇંગ્રેજો. સને ૧૪૯૬-૧૫૯૬.**—વાયવ્ય કોણને રસ્તે હિંદમાં આવવાને ઇંગ્રેજે પહેલ વહેલા પ્રયત્ન કર્યા હતા. સને ૧૪૯૬ માં ૭ મા હેન્રિ રાજાએ જૉન કાબટ અને તેના ત્રણ દીકરા (એમાંનો એક પ્રસિદ્ધ સબાસ્ટિઅન હતો) ને બે વહાણ તૈયાર કરીને આ માર્ગ ખોળી કહાડવાની સનદ કરી આપી. એ કામમાં તેમને ફતેહ મળી નહિ પરંતુ તેમણે ન્યુફૌંડલાંડ બેટ શોધી કહાડચો અને અમેરિકાને કાંઠે લાબ્રાડોરથી વર્જિનિઆલગી વહાણ હંકાર્યાં. સને ૧૫૫૩ માં દુર્ભાગી સર હ્યુ વિહલબીએ યૂરોપ અને એશિઆની ઉત્તરે રસ્તો ખોળી કાઢવાનો પ્રયત્ન કર્યો. એ પ્રયત્ન પાર પાડવાનું કામ આપણા સમયના એક સ્વીડ અમલદારને માટે રહ્યુંછે. સર હ્યુ ઘણું દુઃખ પામી મરણ પામ્યો; પરંતુ ચાન્સેલર નામે તેનો મદદનીશ શ્વેત સમુદ્રને કાંઠે એક બંદરમાં આવી પહોચ્યો. એ બંદર હાલ આર્ખેંજલ કહેવાયછે. એ પછી સને ૧૫૭૬ થી સને ૧૬૧૬ લગી વાયવ્ય ભણીનો માર્ગ શોધી કાઢવાને ઘણા પ્રયત્નો થયા હતા. એ પ્રયત્નોને લીધે ફ્રોબિશર, ડેવિસ, હડ્સન, અને બાફિનનાં અવિનાશી નામ હાલના નકશામાં રહીગયાંછે. એ દર્મિયાન સને ૧૫૭૭ માં સર ફ્રાન્સિસ ડ્રેકે પૃથ્વીપ્રદક્ષિણા કરી અને યૂરોપ પાછા ફરતી વખતે મોલક્કાના ટર્નેટ નામે એક ટપુમાં બંદર કર્યું, ત્યાંના રાજાએ

તે બેટમાં ઉત્પન્ન થતાં તમામ લવિંગ ઇંગ્રેજી પ્રજાને આપવાની કબૂલાત આપી. ટામસ સ્ટીવન્સ નામે આધુનિક ઇંગ્રેજ અને સાલ્સેટ બેટની જેસ્યુઇટ કોલેજનો મુખ્ય શિક્ષક સને ૧૫૭૯ માં પહેલ વહેલો હિંદમાં આવેલો જાણવામાં છે. સને ૧૫૮૩ માં ત્રણ ઇંગ્રેજ વેપારીઓ—રાલ્ફ ફિચ, જેમ્સ ન્યુબેરી, અને લીડ્સ—સાહસિક વેપારીઓ તરીકે એશિયાખંડના દેશોમાં થઈ હિંદમાં આવ્યા. અહેંઆ પોર્ટુગીજે તેમને ઓર્મઝમાં અને પછીને ગોવામાં બંદીખાને નાંખ્યા. આખરે ન્યુબેરી ગોવામાં દુકાન માંડીને રહ્યો, લીડ્સ મોટા મુગલ પાદશાહની નોકરીમાં દાખલ થયો; અને સિંહલદ્વીપ, બંગાળા, પેગુ, શિઆમ, મલાક્કા, અને ઈસ્ટ ઇંડીસના બીજા ભાગોમાં ઘણો કાળ ભટક્યા કેડે ફિચ પાછો ઇંગ્લાંડ ગયો. સ્પેન અને પોર્ટુગાલના સંયુક્ત રાજ્યે ઇંગ્રેજની સામે લડવાને સને ૧૫૮૮ માં 'અજિત આરમાર' મોકલી હતી તેનો પરાભવ થવાથી દરિયાઈ સાહસ કરવાને ઇંગ્રેજને નવું ઉત્તેજન મળ્યું: અને સને ૧૫૯૬ માં કોર્નીલિયસ હૌટમાને કેપ આવ્ ગુડ હોપને વટવામાં ફતેહ મેળવી તેણે કરીને જે સમુદ્રોમાં પોર્ટુગીઝ લોકો અત્યાર લગી એકહથુ વેપાર ચલાવતા હતા તે સમુદ્રોમાં કેપ આવ્ ગુડ હોપમાં થઈને જવાનો માર્ગ હાથ લાગ્યો.

**ઇંગ્રેજની ઈસ્ટ ઇંડિઆ કંપનીઓ.**—લંડન અને આમ્સ્ટર્ડામની વચ્ચે વેપારની સરસાઇ ચાલવાથી ઇંગ્લિશ ઈસ્ટ ઇંડિઆ કંપની ઊભી થઈ. સને ૧૫૯૯ માં વલંદાએ ઇંગ્રેજને વેચવાનાં મરીનો ભાવ શેરે (ત્રણ શિલિંગ) દોઢ રૂપિઓ હતો તે વધારી (છ અને આઠ શિલિંગ) ત્રણ અને ચાર રૂપિઆ કર્યો. લંડનના વેપારીઓએ ફૌન્ડર્સ હાલમાં સપ્ટેંબરની ૨૨ મી તારીખે લાર્ડ મેયરના સરનશીનપણાનીચે એક સભા બોલાવી હિંદજોડે પરભાર્યો વેપાર કરવાને એક મંડળી સ્થાપવાનો ઠરાવ કર્યો.

ઇલિઝાબેથ રાણીએ પણ ઇંગ્લિશ કંપનીને માટે હક્કો માગવા સર જોન મિલ્ડનહાલને ઇસ્તાંબુલને માર્ગે મોટા મુગલ પાદશાહના દરબારમાં મોકલ્યો. સને ૧૬૦૦ ના ડીસેંબરની ૩૧ મી તારીખે ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિયા કંપની રાજ્યલેખથી "ઇસ્ટ ઇંડીસ જોડે વેપાર કરનારા લંડનનાવેપારીઓના ગવર્નર અને કંપની' એ ઇલ્કાબથી સનદી મંડળી થઈ. મૂળની કંપનીમાં માત્ર ૧૨૫ ભાગીદાર હતા અને સાત લાખ રૂપિઆનું ભંડોળ હતું. સહીઆરા ભંડોળ ખાતે પહેલ વહેલી સફરો કરવા માંડી ત્યારે સને ૧૬૧૨ માં એ ભંડોળ વધારીને ચાળીસ લાખ રૂપિઆનું કર્યું હતું. સને ૧૬૩૫ માં કોર્ટનની મંડળી સ્થપાઈ હતી, પરંતુ કેટલાક વખત લગી માંહોમાંહે સરસાઈ ચાલ્યા પછી સને ૧૬૫૦ માં લંડનની કંપની સાથે જોડાઈ ગઈ. એ મંડળીએ પાછળથી માડાગાસ્કરમાં એક કોઠી ઘાલી તેપરથી તેનું નામ 'અસ્સાડા વેપારીઓ' પડ્યું. 'સાહસિક વેપારીઓની કંપનીને' સને ૧૬૫૫ માં હિંદ જોડે વેપાર કરવાને ક્રોમ્વેલે સનદ આપી, પરંતુ એ કંપની બે વરસ કેડે મૂળ કંપની સાથે જોડાઈ ગઈ. પાછળથી ઇંગ્લિશ કંપની અથવા 'ઇસ્ટ ઇંડીસ જોડે વેપાર કરનારી સાધારણ મંડળી' વધારે જબરી પ્રતિસ્પર્દ્ધી થઈ પડી. એ કંપની સને ૧૬૯૮ માં સબળ આશ્રય મળવાથી સનદી મંડળી થઈ અને તેનું ભંડોળ બે કરોડ રૂપિઆનું હતું. તથાપિ લોર્ડ ગોડોલ્ફિનની પંચાયતથી બેઉ કંપનીઓ વચ્ચે સમાધાન થયું, અને 'લંડન' અને 'ઇંગ્લિશ' કંપનીઓ છેવટે સને ૧૭૦૯ માં ઇસ્ટ ઇંડિસ જોડે વેપાર કરનારા ઇંગ્લાંડના વેપારીઓની સંયુક્ત કંપની' ના નામથી જોડાઈ ગઈ.

**ઇંગ્લિશ કંપનીની પહેલી વહેલી સફરો.**—ઇંગ્રેજનાં જે વહાણો પહેલ વહેલાં પૂર્વ સમુદ્રોમાં પેઠાં તેમને પહોચવાનું સ્થળ હિંદનું આર્કિપેલાગો હતું. કંપનીની સર્વથી પહેલી સફ-

૨માં (સને ૧૬૦૨) કપ્તાન લાંકાસ્ટરે અચીનના રાજા જોડે વેપાર સંબંધી વ્યવહાર ચાલુ કર્યો અને બંતામમાં કોઠી એટલે 'વેપારની વખાર' બાંધી. એ પછીનાં વરસોમાં તેઓ સુમાત્રા, મલાક્કા, બંડા, આમ્બોયના, અને બંતામમાંથી મરી અને તેજાના વહાણમાં ભરીને લેઈ જતા હતા. અદ્યાપિ હિંદને પશ્ચિમ કાંઠે અદેખા પોર્ટુગીઝ લોકનું પ્રબળ વિશેષ હતું અને તેમણે ઇંગ્રેજ સામે લડીને તેમને પેસવા દીધા નહિ. ૧૬૧૧ માં સર હેન્રિ મિડલ્ટને પોર્ટુગીઝે પ્રતિરોધ કર્યાછતાં ખંભાતના બંદરમાં વહાણમાં માલ ભર્યો. સને ૧૬૧૫ માં તાપી નદીના મુખથી થોડે છેટે સુંઆલીનું પ્રખ્યાત દરિયાઈ યુદ્ધ થયું તેમાં કપ્તાન બેસ્ટે પોર્ટુગીઝનાં સેંકડો વહાણોને ચાર વાર મારીને હાંકી કહાડ્યાં અને ઇંગ્રેજના શૌર્યને માટે દેશીઓના મનમાં સદાનું માન ઉત્પન્ન કર્યું. એજ વરસમાં પહેલા જેમ્સ રાજાએ સર ટામસ રોને મોટા મુગલ પાદશાહ (જહાંગીર) ના દરબારમાં એળચી તરીકે મોકલ્યો તે ઇંગ્રેજના વેપારને લાભકારી માગણીઓ કબૂલ કરાવવામાં ફતેહ પામ્યો.

**આમ્બોયનાની કતલ, સને ૧૬૨૩.**—હિંદમાં જે પોર્ટુગીઝ હતા તેમનાથી તેજાનાના દ્વીપોમાંહેલા વલંદા લોક વધારે હાનિકારક પ્રતિસ્પર્દ્ધી નીવડ્યા. પૂર્વસમુદ્રોમાં ઇંગ્રેજ ઉપર વલંદાને દ્વેષ હતો તેની આમ્બોયનાની કતલથી પરિસીમા થઈ; એ કતલથી ઇંગ્રેજોના મનપર ઊંડી છાપ પડી. ભારે અને દુઃખદાયક પ્રત્યારોપ મૂકીને વલંદાએ ૯ ઇંગ્રેજ, ૯ જાપાની, અને એક પોર્ટુગીઝ ખલાસી સહિત ઇંગ્રેજના કપ્તાન ટાવર્સનને સને ૧૬૨૩ના ફેબ્રુઆરી માસમાં આમ્બોયનામાં પરહેજ કર્યા. એ કેદીઓની તપાસ વખતે તેમને તેમણે રીબી રીબીને માર્યો અને કિલ્લાની ફોજ ઉપર છાપો મારવાના તરકટનો અપરાધ તેમનાપર સાબીત કર્યો. તેમણે ક્રોધના આવેશમાં ફાંસી દીધી

અને તેમને માર મારીને ઇન્સાફને નામે તેમની હત્યા કરી તેથી ઇંગ્લાંડની પ્રજાને ક્રોધ ચડ્યો. છેવટે એઉ પ્રજાના હક્કોનો તોડ કહાડવાને કમિશનરો નીમ્યા; અને જેઓ માર્યા ગયા તેમના વારસોને નુકસાનને પેટે વલંદાને રૂ. ૩૬,૧૫૦ આપવા પડ્યા. પરંતુ એ વખતથી લાંટોર અને તેની પડોશના ટાપુઆપર વલંદાનો કુલ અધિકાર રહ્યો. સને ૧૭૯૩ માં મોટાં દરિયાઈ યુદ્ધોનો આરંભ થયો ત્યાંલગી હિંદી આર્કિપેલાગોનો તમામ વેપાર તેમને હાથ હતો.

**મદ્રાસમાં ઇંગ્રેજોનાં પહેલ વહેલાં થાણાં.**— આમ્બોયનાની કતલનું પરિણામ એ થયું કે ઇંગ્રેજોને તેજાનાના દ્વીપોમાંથી હિંદની ભૂમિમાં જવું પડ્યું. તેમણે કોરોમાંડળને કાંઠે પહેલ વહેલાં થાણાં સ્થાપ્યાં. છેક સને ૧૬૧૦ માં મછલીપટણમાં તેમણે આડત બાંધી હતી; અને એ આડત વધીને હવે (૧૬૩૨ માં) ગોલકોંડાના સુલતાન તરફથી મળેલા 'સોનાના ફરમાન' ની રૂએ કોઠી થઈ. થોડાં વરસ પહેલાં (૧૬૨૬) આર્માગામ (એ હાલ નેલોર જિલ્લામાં ખંડેર છે) માં પણ એક કોઠી ઘાલી હતી. એમાં ૧૨ તોપ હતી અને ૨૩ યુરોપી આડતીઆ નોકર હતા. આખરે સને ૧૬૩૯ માં આર્માગામના ઉપરી અધિકારી મિસ્તર ફ્રાન્સિસ ડેએ ચંદ્રગિરિના રાજા કનેથી કાંઠાની દક્ષિણે મદ્રાસપટમ અથવા ચીનીપટમ નામે વધારે સ્રતર સ્થળ ખરીદ કર્યું. અહીં તેણે ફોર્ટ સેંટ જ્યાર્જ બાંધી મદ્રાસ વસાવ્યું. હિંદમાં કંપનીનું પહેલ વહેલું મુલકી સંસ્થાન મદ્રાસ હતું. કેટલાંક વરસ લગી એ સંસ્થાન જાવાના બંતામ નગરના તાબામાં રહ્યું, પરંતુ સને ૧૬૫૩ માં તેનો સ્વતંત્ર ઇલાકો બનાવ્યો.

**મુંબઈમાં ઇંગ્રેજનાં પહેલ વહેલાં થાણાં.**—પશ્ચિમ કાંઠે ઘણા કાળથી ઇંગ્રેજન્લ વેપારનું મુખ્ય સ્થળ સૂરત શહેર

હતું. એ શાહેરમાં સને ૧૬૧૨-૧૫ માં એક કોઠી ઘાલી હતી અને ઘોઘા, અમદાવાદ તથા ખંભાત જોડે તેની આડત ચાલતી હતી. સુંઆલીથી થોડે છેટે ઇંગ્રેજે પોર્ટુગીઝ પર દરિયાઈ જીત મેળવી હતી તેનાં એ પ્રથમ ફળ હતાં. એ સમયે મુગલ અધિરાજ્યનું મુખ્ય બંદર સૂરત હતું અને એ બંદરમાં થઈને ઉત્તર હિંદ તથા યૂરોપ જોડે તમામ વેપાર ચાલતો હતો. પોર્ટુગાલના રાજાએ સને ૧૬૬૧ માં બીજા ચાર્લસ રાજાની રાણી બ્રગાન્ઝાની શાહજાદી કાથરૈનની પહેરામણીમાં ઇંગ્રેજને મુંબઈ બેટ આપ્યો હતો, પરંતુ સને ૧૬૬૫ લગી પોર્ટુગીઝ કનેથી તેમને તેનો કબજો મળ્યો નહોતો. બીજા ચાર્લસ રાજાએ મુંબઈ બેટપરનો પોતાનો હક્ક વરસે સો રૂપિઆ લેવા કરીને ઇસ્ટ ઇંડિયા કંપનીને સને ૧૬૬૮ માં વેચ્યો. એ વખતે મુંબઈ શાહેર માત્ર માછીઓનું ગામડું હતું અને તેમાં પોર્ટુગીઝનો જૂનો કિલ્લો હતો તથા ખરાબ હવા પાણીને લીધે પૂર્વના દેશોમાં પણ એ ગામડું પ્રખ્યાત હતું. પરંતુ એ ગામડું બેટમાં હોવાથી મરાઠા ઘોડેસવારના હુમલાથી નિર્ભય હતું એ તેને મોટો લાભ હતો. શિવાજીએ સને ૧૬૬૩ માં સૂરત શાહેર લૂંટ્યું હતું. ઇંગ્રેજની કોઠી લૂંટી નહોતી. એ કારણથી પશ્ચિમ ઈલાકાની રાજધાની સૂરતમાંથી ખસેડી મુંબઈમાં લઈજવાનું દુરસ્ત ધારવામાં આવ્યું. એમ કરવાનો હૂકમ સને ૧૬૮૫ માં થયો હતો, પરંતુ બે વર્ષ કેડે (૧૬૮૭) અમલમાં આવ્યો.

**બંગાળામાં ઇંગ્રેજનાં પહેલ વહેલાં થાણાં.**—બંગાળામાં થાણાં મોડાં સ્થાપ્યાં હતાં અને તેઓ મદ્રાસ અથવા મુંબઈનાં થાણાં કરતાં પ્રથમ વધારે અશાશ્વત હતાં. છેક સને ૧૬૨૦ માં અજમેર, આગ્રા, અને છેક પૂર્વે પટનામાં સૂરતની શાખાઓ ઊઘાડી હતી, પરંતુ સને ૧૬૩૪ ના વર્ષલગી દરિયા કાંઠા

સુધી પહોચાયું નહોતું. એ વરસમાં મુગલ પાદશાહે ફરમાન આપી કંપનીને બંગાળામાં વેપાર કરવાની પરવાનગી આપી. પરંતુ તેમનાં વહાણોને ઓરિસ્સામાં પીપળીલગી માત્ર જવાની છૂટ હતી. એ બંદર હાલમાં દરિયાથી જમીનના અંદરના ભાગમાં બહુ દૂર ગયેલુંછે અને તે કયાં હતું તે પણ અટકળથી જાણી શકાયછે. હુગલીની કોઠી સને ૧૬૪૦ માં અને બાલાસોરની કોઠી સને ૧૬૪૨ માં ઘાલી હતી. ત્રણ વર્ષ કેડે એટલે સને ૧૬૪૫ માં હોપવેલ નામે વહાણના શસ્ત્રવૈદ્ય મી૦ ગેબ્રિયલ બાઉટને પોતાના ધંધાની નોકરીના પગારને પેટે શાહજહાન બાદશાહ કને એકલી ઇંગ્લિશ કંપનીને બંગાળામાં વેપાર કરવાના સઘળા હક્ક અપાવ્યા. સને ૧૬૮૧ માં બંગાળાને મદ્રાસથી જુદું પાડયું; અને મી૦ હોજીસને બંગાળાના ઉપસાગરમાં કંપનીના કામકાજનો તથા કાસિમબજાર, પટના, બાલાસોર, માલદાહ, અને ધાકાની તાબાની કોઠીઓનો એજંટ અને ગવર્નર નીમ્યો. પરંતુ ઇંગ્રેજે જેમ મદ્રાસમાં અને મુંબઈમાં મુલકી સંસ્થાન મેળવ્યાં હતાં તેમ બંગાળામાં અદ્યાપિ મેળવ્યા નહોતાં. વસ્તીવાળાં નગરોની મધ્યે કરેલાં તેમનાં નાનાં સંસ્થાન એવાં હતાં કે દેશી ગવર્નરો તે પર પોતાની મરજી પ્રમાણે ચઢાઈ કરી શકે. સને ૧૬૮૬ માં નવાબ શૈસ્તખાને બંગાળામાં ઇંગ્રેજની જે કોઠીઓ હતી તે સર્વેને જપ્ત કરવાનો હુકમ કર્યો. હુગલીના વેપારીઓ અને તેમનો અધ્યક્ષ જોબ ચાર્નોક એ નદીના બારા તરફ આશરે ૨૬ મૈલ દૂર આવેલા સુટાનટી ગામમાં ગયા. સુટાનટી એ વેળા પાણીવાળી નીચી જગ્યામાં ગામડું હતું અને હાલમાં કલકત્તાનો ઉત્તર ભણીનો વિભાગ છે. આ સ્થળે તેમણે અસલના ફોર્ટ વિલિયમનો પાયો નાંખ્યો; અને સને ૧૭૦૦ માં ઔરંગજેબ પાદશાહના દીકરા શાહજાદા આઝીમ કનેથી સુટાનટી, કલિકટા, અને ગોવિંદપુર એ ત્રણ ગામ તેમણે રીતસર વેચાતાં લીધાં.

**મુલકી સત્તામાં કંપની હાથ ઘાલેછે.**—મુગલો અને મરાઠાઓનો જૂલમ ખાળીશકાય તે માટે મુલકી સત્તાના પાયા ઉપર હિંદમાં પોતાની સ્થિતિ દૃઢ કરવાનો એજ સમયે (સને ૧૬૮૯) કંપનીએ નિશ્ચય કર્યો. એ હેતુથી તેમણે હિંદની સ્થાનિક સરકારોને વહીવટ ચલાવવા માટે હેઠલો ઠરાવ મંજૂર કર્યો:—આપણા વેપાર વિષે જેટલી કાળજી રાખવી તેટલીજ ઊપજ વધારવા તરફ કાળજી રાખવી; આપણા વેપારને વીસ અકસ્માતથી ખલેલ પહોચે તેવારે પણ આપણું બળ એથીજ ટકી રહેશે; એથી કરીનેજ આપણે હિંદમાં પ્રજા તરીકે ગણાઇશું.' એજ હેતુથી સર જોન ચાઇલ્ડને 'હિંદનો ગવર્નર જનરલ અને નૌકાસેનાપતિ' નીમી તેને સલાહ અથવા લડાઇ કરવાનો, અને કંપનીનાં સંસ્થાનોના રક્ષણને અર્થે ગોઠવણ કરવાનો કુલ અધિકાર આપ્યો.

**બીજી ઈસ્ટ ઈંડિયા કંપનીઓ.**—પોર્ટુગીઝ લોકે કંપની ઉભી કરવાનો કોઇ પણ સમયે પ્રયત્ન કર્યો નથી, પરંતુ પૂર્વ ભણીના દેશો જોડેનો વેપાર એકલા રાજાનેજ હસ્તક રાખ્યો હતો. ઇંગ્રેજે પહેલ વહેલી ખાનગી કંપની સને ૧૬૦૦ માં સ્થાપી હતી. એની પછી તુરત સને ૧૬૦૨ માં વલંદાએ એક કંપની ઊભી કરી. પરંતુ વલંદાએ રાજ્યને નામે સંસ્થાનો મેળવ્યાં હતાં તેથી તેઓ પ્રજાનાં સંસ્થાનો ગણાયછે, ખાનગી સંસ્થાનો ગણાતાં નથી. એમની પછી ફ્રેંચો આવ્યા તેમણે પહેલી ઈસ્ટ ઈંડિયા કંપની સને ૧૬૦૪ માં સ્થાપી. બીજી ૧૬૧૧ માં, ત્રીજી ૧૬૧૫ માં, ચોથી (રિશલીઅ) ૧૬૪૨ માં, અને પાંચમી (ક્રોલ્બર્ટની) સને ૧૬૪૪ માં સ્થાપી. ફ્રેંચ ઈસ્ટ અને વેસ્ટ ઈંડિયા, સેનીગાલ, અને ચાઇના કંપનીઓને જોડી દઇને છઠ્ઠી કંપની સને ૧૭૧૯ માં સ્થાપી હતી અને તેનું નામ 'ઈંડીસની કંપની' પાડ્યું હતું. બીજીઓને

બાતલ કરી એ કંપનીનેજ આપેલા હક્કોનો ભોગવટો રાજાના હુકમથી સને ૧૭૬૯ માં અટકાવ્યો હતો; અને એ કંપનીનો આખરે સને ૧૭૯૬ માં નાશનલ આસેંબ્લીએ ઉચ્છેદ કર્યો. ડેન લોકની પહેલી ઈસ્ટ ઈંડિયા કંપની સને ૧૬૧૨ માં અને બીજી ૧૬૭૦ માં ઊભી થઇ. ડેન લોકે ટ્રાન્કવીબાર અને સેરામપુરનાં સંસ્થાનો સને ૧૬૧૬ માં સ્થાપ્યાં હતાં અને તે ડેન્માર્ક કનેથી ઈંગ્રેજે સને ૧૮૪૫ માં વેચાતાં લીધાં હતાં. હિંદની ભૂમિમાં ડેન લોકનાં બીજાં સંસ્થાનો પોર્ટો નોવો, અને મલબાર કાંઠે ઈડાવા અને હોલ્યેરી હતાં. સને ૧૬૯૫ માં સ્કાટ લોકે જે કંપની ઊભી કરી હતી તેને ઉત્પન્ન થયા પહેલાં મરી ગયેલી ગણી શકાય. 'ફિલિપ્પૈન દ્વીપોની બાદશાહી કંપની' ને સને ૧૭૩૩ માં સ્પેનના રાજાએ સનદી મંડળી કરી હતી તેને વાસ્તવિક હિંદ જોડે થોડોજ વહેવાર હતો. એ કંપનીથી 'આસ્ટેંડ કંપની' વધારે અગત્યની હતી, પરંતુ તે થોડી મુદ્દત રહી. એ કંપનીને આસ્ટ્રિઆના શાહેનશાહે સને ૧૭૨૪ માં સનદી મંડળી કરી. એ કંપનીના આડતિયા મુખ્યત્વે વલંદા અને ઇંગ્રેજની કંપનીઓની નોકરીમાં રહેલા શખ્સો હતા. પરંતુ દરિયાઈ રાજ્યબળોના પ્રતિરોધને લીધે વીયેનાના દરબારને સને ૧૭૨૭ માં એ કંપનીની સનદનો અમલ સાત વરસ પર્યંત બંધ રાખવાની જરૂર પડી. અશાશ્વત હયાતી ભોગવ્યા કેડે આસ્ટેંડ કંપનીએ સને ૧૭૮૪ માં દેવાળું કહાડ્યું. પૂર્વ હિંદના વૃદ્ધિ પામતા વેપારમાં ભાગ લેવાને આસ્ટ્રિઆની સરકારે ઇચ્છા જણાવ્યાથી એ કંપની એટલી મુદ્દત ટકી રહી. હિંદ જોડે દરિયાઈ વેપાર કરનારી યૂરોપની છેલ્લી પ્રજા સ્વીડ લોક હતા. આસ્ટેંડ કંપનીનું કામકાજ થોડી મુદ્દત લગી બંધ પાડ્યું તેવારે તેના કેટલાક નોકરો બેરોજગારી થયા. સ્ટાકહોમના શ્ઇશ મી० હેન્રિ કૂઆર્નિંગે પૂર્વના દેશો વિષેની તેમની

માહિતીનો લાભ લેઈ સને ૧૭૩૧ ના જૂન માસની ૧૩ મી તારીખે 'સ્વીડનની કંપની' ને માટે સનદ મેળવી. પરંતુ તેનાં કૃત્યો અગત્યનાં નહોતાં.

**જેઓ અતિયોગ્ય હતા તે ટકી રહ્યા.**—એમ ઘણીક યુરોપી પ્રજાઓ હિંદના વેપારના લાભને માટે ચારસેં વરસલગી જોરથી લડી; હિંદી અધિરાજ્ય મેળવવાની આશાએ યુરોપના કેટલાક અતિ મહાન્ રાજાઓ લોભાયા હતા. સ્પર્દ્ધા કરનારા સઘળાઓ પરાજય પામી ઇંગ્લિશ ઈસ્ટ ઇંડિયા•કંપની માત્ર ટકી રહી. હિંદ એ પોર્ટુગીઝ અને સ્પાનિઅર્ડ લોકોને રાજાઓના માથાપરથી મૂગટો ખુંચવી લેવાય એવો બાજો પેરૂ દેશ તથા લોકોને લૂંટવાને તથા ધર્મભ્રષ્ટ કરવાને બીજી નવી દુનિયા ભાસ્યાં. વલંદા લોકોને તે મોટું બજાર થઈ પડ્યું, પરંતુ તેમાં જુદા જુદા માણસોને સાહસ કરવાની જગ્યા મળી નહિ, કારણ કે હિંદના વેપારનો ઇજારો બહુ સખ્તાઇથી સાચવવામાં આવતો હતો. જે લાભકારી કાવતરૂં કરવાથી પ્રસિદ્ધ માન મળે પરન્તુ તે માન આખરે તે મેળવનારને હાનિકારક તથા પ્રજાને ફળદાયક થાય નહિ તે કાવતરૂં કરવાની નાટકશાળા હિંદ છે એવું ફ્રેંચ લોકોને લાગ્યું. ઇંગ્રેજી કંપનીએ જે પદ્ધતિઓ સ્વીકારી હતી તે ઓછી ડોળદાર પરંતુ વધારે પાકા પાયા પર હતી. જોખમ ભરેલા ખાનગી સાહસમાંથી દ્રવ્યની પ્રાપ્તિ થાય એવું કરવાને જે કરડો આત્મસંયમ રાખવો જોઈએ તે તેણે યુવાવસ્થામાં રાખ્યો હતો. જીત મેળવવાની હરકોઈ યોજનામાં પડ્યા પહેલાં તેણે હિંદ વિષે પુષ્કળ જ્ઞાન મેળવ્યું. છેવટે મુગલ પાદશાહત પડી ભાગ્યાથી હિંદમાંથી હારીને નાશી જવું કે હિંદ ઉપર રાજ્ય કરવું એ બેમાંનો એક રસ્તો પસંદ કરવાની જરૂર પડી તે વારે તેણે પોતાના મનનો દૃઢ નિશ્ચય કર્યો. કોઈ પણ પ્રકારનાં દુઃખ અથવા આફતથી તેનો નિશ્ચય ક્ષણવાર પણ ડગ્યો નહિ; તેમ હરકોઈ જોખમના સમયમાં ઇંગ્રેજી પ્રજા કંપનીને સહાય થવામાં કદી ચૂકી નથી.

# प्रकरण १३ मुं.

## હિંદમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના, ૧૭૪૬-૧૮૦૫.

આ ઈતિહાસનો હેતુ હિંદી લોકનો મુખ્તેસર હેવાલ આપવાનો છે; એ લોકોને માટે ઇંગ્રેજી અમલમાં જે જે થયુંછે તે નવમા અને દશમા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે મુસલમાન બાદશાહોના અમલમાંના હિંદનો સાંપ્રત કાળના હિંદ જોડે મુકાબલો કરવાથી મનમાં બેશ ઉતરી શકે. એવો મુકાબલો કરવાનું કામ આ પુસ્તકનું નથી; માટે બનાવોનો ટૂંકો હેવાલ અહિં બસ થવો જોઈએ.

### કાળાનુક્રમ નોંધઃ કલાઈવથી લાર્ડ ડફરિનસુધી. ઈસ્ટ ઈંડિયા કંપનીના હાથ નીચે થયેલા હિંદના ગવર્નરો અને ગવર્નર-જનરલો, ૧૭૫૮-૧૮૫૮.

૧૭૫૮. લાર્ડ કલાઈવ ૧લો ગવર્નર.
૧૭૬૭. હેરી વેરેલ્સ્ટ.
૧૭૬૯. જૉન કાર્ટીયર.
૧૭૭૨. વારન હેસ્ટિંગ્સ, ૧લો ગવર્નર જનરલ, ૧૭૭૪.
૧૭૮૫. સર જૉન મેકફર્સન (કામચલાઉ).
૧૭૮૬. માર્ક્વિસ ઑવ કાર્નવાલિસ.
૧૭૯૩. સર જૉન શોર (લાર્ડ ટૈનમથ).
૧૭૯૮. સર એલ્યુર્ડ કલાર્ક (કામચલાઉ).
૧૭૯૮. લાર્ડ મૉર્નિંગ્ટન (માર્ક્વિસ ઑવ વેલ્લેસ્લેય).
૧૮૦૫. માર્ક્વિસ ઑવ કૉર્નવાલિસ (બીજી વાર).
૧૮૦૫. સર જ્યાર્જ બાર્લો (કામચલાઉ).
૧૮૦૬. અર્લ ઑવ મિંટો.
૧૮૧૫. અર્લ ઑવ મોયિરા. (માર્ક્વિસ ઑવ હેસ્ટિંગ્સ).
૧૮૨૩. જૉન આડમ (કામચલાઉ).
૧૮૨૩. અર્લ આમ્હર્સ્ટ.
૧૮૨૮. લાર્ડ વિલિયમ કેવેંડિશ બેંટિંક.
૧૮૩૫. સર ચાર્લસ મેટ્કાફ. [લાર્ડ મેટ્કાફ] (કામચલાઉ).
૧૮૩૬. લાર્ડ ઑકલાન્ડ.
૧૮૪૨. અર્લ ઑવ એલનબરો.
૧૮૪૪. વાઈકાઉંટ હાર્ડિંગ.
૧૮૪૮. અર્લ ઑવ ડેલહૌસી (પછીથી માર્ક્વિસ).
૧૮૫૬. અર્લ કેનિંગ.

## બાદશાહતને તાબે હિંદ થયા પછીના વૉઈસરૉયો.
### ૧૮૫૮–૧૮૮૯.

૧૮૫૮. અર્લ કેનિંગ.
૧૮૬૨. અર્લ આવ એલ્ગીન.
૧૮૬૪. સર જાન લૉરેન્સ
(લાર્ડ લારેન્સ).
૧૮૬૯. અર્લ ઑવ મેઓ.
૧૮૭૨. અર્લ આવ નાર્થબ્રુક.
૧૮૭૬. અર્લ ઑવ લિટન.
૧૮૮૦ માર્કિવસ ઑવ રિપન.
૧૮૮૪. અર્લ ઑવ ડફરિન.

**દક્ષિણમાં ફ્રેંચ અને ઇંગ્રેજ.**–હિંદમાં ઇંગ્રેજના રાજકીય ઇતિહાસનો આરંભ કર્નાટકમાં ૧૮ મા સૈકામાં થયેલા ફ્રેંચ વિગ્રહથી થાયછે. આર્કટમાં કુલાઇવના સિતારાનો ઉદય થયો; અને હિંદમાં બાદશાહત સ્થાપવાની ફ્રેંચની આશા વાન્દેવાશના રણમાં ભંગ થઇ. પાછળ કહી ગયા છીએ તેમ ભરતખંડમાં ઇંગ્રેજને કબજે પહેલી ભૂમિ આવી તે સેંટ જ્યાર્જ ગઢ કે મદ્રાસ હતું. ૧૬૩૯ માં ફ્રાન્સીસ ડે નામે ઇંગ્રેજે તે બંધાવ્યું. એજ કારોમાંડળ કાંઠા આગળ નીચલી મેર ૧૦૦ મૈલપર ૧૬૭૪ માં ફ્રેંચનું પૉંદિચરી થાણું સ્થાપવામાં આવ્યું; અને ઘણાં વરસસુધી સ્પર્દ્ધા કે ભૂમિલાભ વિના ઇંગ્રેજે અને ફ્રેંચે જોડાજોડ રહી વેપાર કર્યો.

**૧૭૦૭ પછી દક્ષિણ હિંદ.**—૧૭૦૭ માં ઔરંગજેબનું મરણ થયું ત્યારથી પાછળ કહી ગયા તેમ તમામ દક્ષિણ હિંદ દિલ્હીથી સ્વતંત્ર થયો. ખુદ દખણમાં નિજામ-ઉલ-મુલ્કે વંશપરંપરા રાજગાદી સ્થાપી. હૈદરાવાદને પાટનગર બનાવ્યું, અને તે વંશ આખા દખણ ઉપર નામનો અધિકાર ચલાવતો. મધ્ય પ્રદેશ અને પૂર્વ સમુદ્રની વચ્ચેની કર્નાટકની નીચી ભૂમિમાં આર્કટનો નવાબ નિજામના નાયબ તરીકે અમલ કરતો અને તે પણ વંશપરંપરા રાજ્ય કરવાનો દાવો રાખતો. વધારે દક્ષિણે ત્રિચિનાપોલી કોઈ હિંદુ રાજાની રાજધાની હતી; બીજું હિંદુરાજ્ય તાંજોરમાં હતું ને ત્યાં શિવાજીનો અધમ થઇ ગયેલો

વંશજ રાજ્ય કરતો હતો. અંદરના ભાગમાં મ્હેસુર એ ત્રીજા હિંદુરાજ્ય તરીકે વૃદ્ધિ પામતું હતું; અને સર્વ સ્થળોમાં પાલેગાર કે નાયક કહેવાતા સ્થાનિક જમીદારો કિલ્લા કે ડુંગરીગઢના અર્દ્ધ સ્વતંત્ર કબજા ધરાવનારા હતા. તેઓ પ્રાચીન વિજય-નગરના રાજ્યના લશ્કરી જમીદારોના કુળના હતા; અને ૧૫૬૫ માં તે રાજ્ય પડ્યું ત્યારથી તેઓમાંના ઘણાકે અનિયમિત ખંડણી આપી વહીવટમાં સ્વતંત્રતા જાળવી રાખી હતી.

**ઇંગ્રેજનો કર્નાટકમાં ૧ લો વિગ્રહ. ૧૭૪૬–૧૭૪૮.**–યુરોપમાં ૧૭૪૪ માં ઇંગ્રેજ અને ફ્રેંચની વચ્ચે વિગ્રહ ચાલ્યો તેવારે દક્ષિણ હિંદ એવી અવસ્થામાં હતો. તે સમે પોંદિચેરીનો ગવર્નર ડ્યુપ્લે હતો, અને ક્લાઇવ મદ્રાસમાં તરુણ કારકુન હતો. ઇંગ્રેજનું એક નૌકાસૈન્ય પ્રથમ કોરોમાંડલ કાંઠે આવ્યું, પણ ડ્યુપ્લેએ ડહાપણથી આર્કટના નવાબને નજરાણું દઈ તેને વચમાં પડી ઝઘડો કરવાની તેની પાસે મના કરાવી. ૧૭૪૬ માં એક ફ્રેંચ નૌકાસૈન્ય લા બુર્ડોનેની સરદારી નીચે આવ્યું. લગભગ એકે હાથ દેખાડ્યા વિના મદ્રાસ તેને તાબે થયું; અને સેંટ ડેવિડ ગઢ (ફોર્ટ સેંટ ડેવિડ)નામે ઇંગ્રેજનું થાણું પોંદિચેરીની દક્ષિણે કેટલાક મૈલપર હતું તે માત્ર તેમની કને રહ્યું. ક્લાઇવ અને બીજા કેટલાક ત્યાં નાશી ગયા. પોતાની નિષ્પક્ષપાત રીતિને વળગી રહી ફ્રેંચને હાંકી કાઢવાને દશહજાર ફોજ સહિત નવાબ તેમના ઉપર ચડ્યો, પણ હાર્યો. ૧૭૪૮ માં ઍડ્‌મિરલ બૉસ્કાવેનની સરદારી નીચે એક ઇંગ્રેજી નૌકાસૈન્યે આવી પોંદિચેરીને ઘેરો ઘાલવાની કોશિશ કરી અને મેજર લારેન્સના હાથતળે ભૂમિફોજે તેને મદદ કરી. આ મેજર લારેન્સનું નામ આગળ જતાં ક્લાઇવના નામ જોડે પરાક્રમો કરવામાં જોડાયું. બધા હુમલા, ફ્રેંચે પાછા વાળ્યા: પણ એજ વરસમાં ઍક્સ લાશાપેલના કોલકરારથી ઇંગ્રેજને મદ્રાસશહેર પાછું મળ્યું.

ડ્યુપ્લે.—યૂરોપમાં વધારે મોટો ઝગડો ચાલતો હતો તેને લગતો આ એક બનાવ (ફ્રેંચ જોડેનો એ પહેલો વિગ્રહ) હતો. ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ હતી તેવારે હિંદના રાજકીય બનાવ પરથી બીજો વિગ્રહ ઉત્પન્ન થયો. ફ્રેંચ લશ્કરને સહેલથી ફતેહ મળી તેણે કરીને ડ્યુપ્લેના મનમાં મુસલમાની રાજ્યોની છાયા તળે ફ્રેંચ બાદશાહત સ્થાપવાનો લોભ પેદા થયો. હૈદરાબાદમાં અને આર્કટમાં રાજ્યગાદીના દાવાના કજિયાથી તેની ધારણા પાર પાડવાની જોગવાઈ મળી. બંને તખ્તોપર પોતે નીમેલા દાવાદારને તેણે બેસાડ્યા, અને થોડા વખત લગી આખા દક્ષિણનો પંચ તે બની રહ્યો. સાહસિક ધારણા કરવામાં અને એશિયાઈ લોકમાં રાજ્યજુક્તિ ચલાવવાની કળામાં ડ્યુપ્લેની બરોબરી કરે તેવો કોઇ નહિ હશે. પણ યુદ્ધમાં તે કુશળ નહતો, અને ઇશ્વરદત્ત મહાબુદ્ધિવાળા કલાઇવ જોડે તેને બાથ ભીડવાની હતી. સ્વરક્ષણની પ્રેરણા બુદ્ધિએ મદ્રાસના ઇંગ્રેજોને આર્કટની ગાદીને માટે ડ્યુપ્લેએ ઠરાવેલા નવાબની સામે થનાર ઉમેદવારનો પક્ષ કરવાનું સુઝાડ્યું. તેમનો આશ્રિત મુહમ્મદ અલી હતો. પછીથી ઇતિહાસમાં તે વાલા-જાહ નામે ઓળખાયો.

કલાઈવ.—દક્ષિણ હિંદમાં ફ્રેંચ અને ઇંગ્રેજ વચ્ચે વિગ્રહ થયો તેનું બયાન ઓર્મે એણે પૂરેપૂરું કર્યું છે. ૧૭૫૧માં કલાઇવે આર્કટ શહેર લીધું અને પછી તેનો બચાવ કર્યો તે બનાવ એ ઝગડામાં આપણું ધ્યાન ખેંચે એવો છે. પ્લાસ્સીની લડાઇ કરતાં પણ એ બહાદુર પરાક્રમે ઇંગ્રેજના શૂરાતનની કીર્તિ હિંદમાં વધારે ફેલાવી. થોડા વખત પછી કલાઇવ બિગડેલી તબિયતને લીધે ઇંગ્લાંડ પાછો ગયો, પરંતુ વિગ્રહ રહી રહીને ઘણાં વરસ લગી ચાલ્યાં કર્યો. સામૂટે મેળે તો કર્નાટકમાં એટલે મદ્રાસ કાંઠે ઇંગ્રેજની સત્તા પ્રબળ થઈ, અને તેમનો ઉમેદવાર મુહમ્મદ અલી આર્કટમાં પોતાનો મોભો જાળવી શક્યો. 'પણ દક્ખણના

અંદરના ભાગમાં ફ્રેંચ સર્વોપરી હતા, અને ઉત્તર સિરકાર નામે દરિયા કિનારાના પ્રદેશનો કબજો પણ તેઓ કરી શકયા.

**વાંદેવાશનો સંગ્રામ**, ૧૭૬૦.—છેલ્લો જંગ ૧૭૬૦ સુધી થયો નહિ. તે સાલમાં ફ્રેંચ સેનાપતિ લાલીને વાંદેવાશના યુદ્ધમાં કર્નલ (પછીથી સર ઐર) કૂટે સજડ હરાવ્યો. એ જય મેળવ્યા પછી તેણે પોંદિચેરીને ઘેરો ઘાલ્યો. ખાવાનું ખૂટવાથી તે શહેર ૧૭૬૧ના જાનેવારી મહીનામાં તાબે થયું. થોડા માસ પછી જીંજીનો ડુંગરી ગઢ પણ તેને તાબે થયો. ઈતિહાસકર્તા ઓર્મના બોલમાં કહીએ તો, કોરોમાંદલ કાંઠાપર પ્રતિસ્પર્ધી બે યૂરોપી રાજ્યો વચ્ચેના લાંબા ઝગડાનો અંત તે દહાડે આવ્યો, અને ફ્રેંચ સરકારે પોતાનો માનેલો એવો એકે વાવટો હિંદના કોઈ ભાગમાં ઊડતો રહ્યો નહિ.

**બંગાળાના દેશી હાકેમો**, ૧૭૦૭-૧૭૫૬.—એ દર્મિયાન કલાઈવ બંગાળે ગયો તેથી બ્રિટિશનું વિજયસ્થાન તે થયું. ઔરંગજેબના મરણને વખતે, ૧૭૦૭માં, બંગાળાનો નવાબ કે ગવર્નર મુર્શીદ કુલીખાન હતો. યૂરોપી ઇતિહાસમાં જાફરખાન નામથી પણ તે ઓળખાયોછે. જાતે કે જન્મથી બ્રાહ્મણ હતો અને તેને ઈરાનમાં ગુલામ તરીકે ઉછેરવામાં આવ્યો હતો તેથી તેનામાં હિંદુની રાજ્યકારભાર કરવાની બુદ્ધિ અને સ્વધર્મ તજી પરધર્મ અંગીકાર કરનારનું ધર્માંધપણું એ બેઉ ભેગાં મળ્યાં હતાં. અત્યાર લગી રાજ્યને પૂર્વ સીમાડે ઢાકામાં બંગાળાની રાજધાની હતી. પોર્ટુગીજ અને આરાકાની કે માઘ ચાંચીઆઓના હુમલાને વધારેમાં વધારે સહેલાઈથી અટકાવ કરવાનું એ ઠેકાણેથી બની શકે તેવું હતું. એ સમે ગંગાના વેપારનું બંદર કાસીમબજાર હતું તેની છેક પાસે આવેલા મુર્શીદાબાદમાં મુર્શીદ કુલીખાને પોતાનું રહેઠાણ કર્યું. ઇંગ્રેજ, ફ્રેંચ, અને વલંદા એ પ્રત્યેકની કોઠીઓ કાસીમબજારમાં તેમજ ઢાકા,

પટણા અને માલ્દા શાહેરોમાં હતી. પરંતુ ઇંગ્રેજનું મથક કલકત્તામાં, ફ્રેંચનું ચંદ્રનગરમાં, અને વલંદાનું ચિન્સુરામાં હતું,-હુગલી નદીના નીચલા ભાગમાં દરિયે ફરનારાં વહાણ આવી શકેછે ત્યાં એક એકની નજીક એ ત્રણે શાહેરો છે. મુર્શીદ કુલીખાને ઉત્કર્ષપણે બંગાળામાં એકવીસ વરસ રાજ્ય કર્યું અને મરતી વેળા પોતાની સત્તાનો વારસો જમાઇ અને પૌત્રને આપ્યો. વંશપરંપરા ચાલતી ગાદીનો નિયમ ૧૭૪૦ માં અલીવર્દીખાન નામે રાજ્ય અપહરણ કરનારે તોડયો. બંગાળાના સમર્થ નવાબોમાં એ છેલ્લો હતો. એના વખતમાં મરાઠી સવારો દેશ લૂંટવા લાગ્યા. અને ૧૭૪૨ માં કલકત્તાવાસીઓને તેમના શાહેરની આસપાસ ખાઇ બનાવવાની રજા મળી. એ આજે પણ મરાઠાની ખાઈ એવે નામે ઓળખાયછે.

**કલકત્તાનું કારાગૃહ (બ્લાક હોલ).**—અલીવર્દીખાન ૧૭૫૬ માં મરી ગયો, અને તેની ગાદીએ તેનો પૌત્ર સિરાજ-ઉદ-દૌલા (સુરાજા દૌલા) બેઠો. આ અરાઢ વરસનો જુવાન નવાબ થયો ત્યાર પછી બે માસમાં તેને હાથ ન રહે એવા તેના મિજાજે કરીને ઇંગ્રેજ જોડે અણબનાવ થયો. તેના કુટુંબનો કોઇ માણસ તેના ગુસ્સાના પરિણામથી બચવાને કલકત્તે નાશી ગયો હતો તેની પૂઠે મોટી ફોજ લઇ તે ત્યાં ગયો. ઇંગ્રેજોમાંના ઘણા તેમનાં વહાણો નદીમાં હતાં તેમાં જતા રહ્યા અને બાકી રહ્યા તેઓ, કાંઇક સામે થયા પછી, તાબે થયા. ફોર્ટ વિલ્લિયમ (વિલ્લિયમગઢ) ની લશ્કરી બંદીશાળા (બ્લાક હોલ કે અંધારીકોટડી) હતી તેમાં તેઓને તે રાત્રે ઘોંચી ઘાલ્યા. એ કોટડી શુમારે ૧૮ ચોરસ ફુટ હતી અને તેને લોઢાના ગજીઆ જડેલાં માત્ર બે નાનાં જાળિયાં હતાં. કિલ્લાના લશ્કરનું તે સાધારણ કેદખાનું હતું. એ સમયે લશ્કરી ગુન્હેગારોને ક્રૂર સજા કરવામાં આવતી તેથી એ જેલ એવી હતી. એમાં પૂર-

વાથી શું પરિણામ થશે તે નવાબના જાણવામાં હોય એવું દીસતું નથી, તથાપિ જૂન મહીનાના ગુંગળાવે એવા તાપના વખતમાં એમાં ગોંધેલા સાહેબો અને મડમો મરી ગયાં. બીજી સવારે કેદખાનાનું બારણું ઊઘાડયું તેવારે ૧૪૬ માંનાં માત્ર ૨૩ જીવતાં નીકળ્યાં.

**ક્લાઈવ અને વાટ્સન.**—આ આફતના સમાચાર મદ્રાસ પહોચ્યા તે વેળા સુભાગ્યે ત્યાં ક્લાઇવ પાછો આવ્યો હતો, અને ઇંગ્લાંડના રાજાનાં લશ્કરી વહાણોની એક ટૂકડી પણ એડ્‌મિરલ વાટ્‌સનના હાથ નીચે હાજર હતી. મળી શકી એટલી ફોજ જોડે લેઇ ક્લાઇવ અને વાટ્‌સન ઝટપટ ગંગા નદીના મુખ ભણી હંકારી ગયા. કલકત્તા પાછું લેવાને થોડુંજ લડવું પડયું; અને કંપનીને બધા હક્ક પાછા મળે તથા નુકસાનનો પુષ્કળ બદલો મળે એવા કરારથી નવાબે સલાહ કરી.

**પ્લાસ્સીનું યુદ્ધ, ૧૭૫૭.**—લડાઈ જાગવાનું નવું કારણ એકાએક ઉત્પન્ન થયું નહોત તો એ વાત એટલેથી અટકવાનો સંભવ હતો. એજ વખતે યૂરોપમાં ઇંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે વિગ્રહ થયો; અને કર્નાટકમાં ચાલેલા વિગ્રહની સાંભળેલી વાતો પ્રમાણે વર્તી ક્લાઇવે હુગલીને તીરે ફ્રેંચનું થાણું ચંદ્રનગર હતું તે કબજે કર્યું. પોતાના મૂલકમાં અલગ રહેવાનો નિયમ તોડવાને માટે ક્રોધાયમાન થઈ નવાબ ફ્રેંચના પક્ષમાં ઉતર્યો, પણ ડયુપ્લેથી શીખેલી યુક્તિ પ્રમાણે વર્તી ક્લાઇવે ગાદીને સારૂ પ્રતિસ્પર્ધી ઉમેદવાર ઊભો કર્યો. એનું નામ મીરજાફર હતું. કલકત્તાની ઉત્તરે ૭૦ મૈલપર પ્લાસ્સીનું વન છે ત્યાં ૧,૦૦૦ યૂરોપી અને ૨,૦૦૦ દેશી સિપાઈઓ તથા ૮ તોપો જોડે લેઇ ક્લાઇવ નિર્ભયપણે ગયો. નવાબની ફોજ ૩૫,૦૦૦ પ્યાદલ, ૧૫,૦૦૦ ઘોડે સવાર, અને ૫૦ તોપો એટલું હતું. પોતાની વિગ્રહસભાના મતની સામે થઇ ક્લાઇવે

સંગ્રામ કર્યો એમ કહેવાયછે. પણ સત્ય એ છે કે યુદ્ધ કર્યા વિના ભાગ્યે ચાલે તેવું હતું. સવારે છ કલાકે નવાબે પોતાની તમામ તોપો તેના ઉપર ચલાવી, પણ ક્લાઇવે પોતાના માણસોને ઓથે ઠીક રાખ્યા, 'મોટાં ઝાડોની ઘટાવાળી જગા અને તેની આસપાસ માટીના કરાડા એવા સ્થળમાં તેઓને રાખ્યા હતા. બપોરે જમવાને દુશ્મન પોતાની મોરચાબંધ છાવણીમાં ગયા.' ક્લાઇવને માત્ર એટલી આશા હતી કે 'રાત્રે હુમલો કરવાથી ફતેહ મળશે.' એ દર્મિયાન સોવસા શત્રુ લૂગડાં ઉતારી રાંધવાના કામમાં લાગેલા તેવામાં તેમની એક આગળ વધેલી ટૂકડીએ તેને હેરાન કર્યા હતા તે ઉપર ક્લાઇવ ધસ્યો, અને 'તેમના છાવણીના એક ખૂણાપર' છાપો માર્યો. નવાબના અમલદારોમાંના કેટલાક પડ્યા અને અણધાર્યો ગભરાટ જોઈ નવાબ પંડે નાહિંમત થઈ ઊંટે ચડી નાઠો; તેનું આખું લશ્કર વિના કારણ એકાએક હબકી જઈ નાઠું: અને પોતે મોટો જય મેળવ્યો એવું ક્લાઇવને માલૂમ પડ્યું. મીરજાફરના ઘોડે સવારો લડાઇ ચાલતી હતી તેવારે ઢચુપચુ રહ્યા હતા, અને તેમને દૂર રાખવાને તેમના ઉપર ક્લાઇવે ગોળીઓ મરાવી હતી; તેઓ ઇંગ્રેજની છાવણીમાં સામિલ થયા, અને મુર્શીદાબાદનો રસ્તો ખુલ્લો થયો.

**મીરજાફર. ૧૭૫૭**—પ્લાસ્સીની લડાઇ ૧૭૫૭ ના જૂન માસની ૨૩ મી તારીખે થઈ. ૧૮૫૭ નો બળવો પૂર જોરપર હતો તે વારે આ પ્રતિવાર્ષિક દિવસ સંભારવામાં આવ્યો હતો. હિંદમાં બ્રિટિશ બાદશાહતનો આરંભ એ તારીખે થયો એવું ઇતિહાસમાં મનાયુંછે. પરંતુ આ ફતેહનાં પરિણામ મુકાબલે નાનાં હતાં, અને કેટલાંક વરસો સખ્ત લડાઈઓ લડ્યાની પૂર્વે બંગાળીઓએ પણ બ્રિટિશ ફોજની સરસાઈ માની નહિ. તથાપિ તત્કાળ તો કોઈ સામું થયું નહિ. ડ્યુપ્લેની રાહે વર્તી ક્લાઇવે પોતાના નીમેલા મીરજાફરને મુર્શીદાબાદમાં નવાબની

ગાદીએ બેસાડ્યો, અને તેની મંજૂરીનું ફરમાન મુગલ દરબારથી મેળવવામાં ચૂક્યો નહિ. એ મોટી પદવીએ ચડાવ્યાને પેટે **મીરજાફર** પાસેથી અતિ મોટી રકમો પડાવી. કંપનીએ પોતાના નુકસાનને બદલે એક કરોડ રૂપિઆ માગ્યા. કલકત્તામાં વસનારા ઇંગ્રેજોને સારૂ પચાસ લાખ, હિંદુઓને માટે વીસ લાખ અને આર્મિનિયનોને વાસ્તે દશ લાખ રૂપિઆ માગ્યા. પચીસ લાખ નૌકાસેનાને અને પચીસ લાખ ભૂમિ ફોજને જોઇએ; કૌન્સિલના મેમ્બરોને મળ્યા તેની વિગત.—**મી૦** ડ્રેક ગવર્નર હતો તેને બે લાખ એંશી હજાર, અને કર્નલ કલાઇવિને પણ એટલીજ રકમ; **મી૦** બેકર, **મી૦** વાટ્સ, અને **મેજર** કિલ્પાટ્રિક, એમાંના દરેકને બે લાખ ચાળીસ હજાર: કુલ ૨,૬૯,૭૭,૫૦૦ રૂપિઆ માગ્યા; હિંદની દોલત વિષે હજી ઇંગ્રેજોના મનમાં અતિ મનસ્વી ધારણા હતી. પણ તેમની બેશુમાર માગણીને પૂરૂં પડે એટલું ધન ન હતું તેથી ઠરાવેલી રકમથી અર્ધી લેઇ સંતોષ માનવો પડ્યો. આ ઓછી કરેલી રકમના એક તૃતીયાંશને પેટે પણ દાગીના લેવા પડ્યા, કેમકે શિક્કો પાડેલું કે લગડી રૂપેસોનું રૂપું ખજાનામાં રહ્યું નહતું.

**ચોવીસ પરગણાનું દાન, ૧૭૫૭**—.એજ વખતે કલકત્તાની આસપાસના વિશાળ પ્રદેશની જમીદારી **નવાબે** કંપનીને આપી. એ પ્રદેશ હાલ ચોવીસ પરગણાને નામે ઓળખાયછે. જમીનદારના હક્કને જમીદારી કહેછે. આ પ્રદેશનું ક્ષેત્રફળ ૮૮૨ ચોરસ મૈલ હતું. ૧૭૫૭ માં કંપનીને માત્ર જમીદારીના હક્ક મળ્યા, અર્થાત્ ખેડુતો પાસેથી જમીનનું ગણોત ઊઘરાવવાનો હક્ક અને તેની જોડે લાગેલા વસૂલાતના કાયદા અમલમાં લાવવાનો અધિકાર મળ્યો, ને તે એવી શરતે કે ઊઘરાવેલો જમીનવેરો, **નવાબને**, દિલ્લીના પાદશાહના પ્રતિનિધિ તરીકે, ભરવો. પણ ૧૭૫૯ માં **નવાબના** નામના ધણીએ એટલે દિલ્લીના પાદશા-

હે એ જમીન વેરો ક્લાઇવિને બક્ષિશ કર્યો. એમ ક્લાઇવ જે કંપનીનો નોકર હતો તેનો જમીનદાર ઉપરી બન્યો. આ લશ્કરી જાગીર કે પાછળથી જેનું નામ ક્લાઇવની જાગીર પડ્યું તે વિષે આગળ ઇંગ્લાંડમાં તપાસ ચાલી કંપનીના ઉપરી કે સ્વામી તરીકે આ મિલ્કત પરના લાર્ડ ક્લાઇવિના દાવાપર ૧૭૬૪ માં વાંધો લેવામાં આવ્યો; અને જ્યારે પાછો બંગાળામાં આવ્યો ત્યારે ૧૭૬૫ ની ૨૩ મી જૂને નવી સનદ આપવામાં આવી તેમાં વગર શરતે એ જાગીરપર દશ વર્ષ સુધી ક્લાઇવિનો ભોગવટો બહાલ રાખ્યો અને ત્યાર પછી તે યાવત્ ચંદ્ર દિવાકરો લગી કંપનીને મળે એવો ઠરાવ હતો. આ પટો ૧૭૬૫ ના આગસ્ટ માસની ૧૨ મી તારીખે બાદશાહે મંજૂર કર્યો તેથી લાર્ડ ક્લાઇવને અસલ આપેલી જાગીરને કાયદેસર પૂર્ણ મજબૂતી મળી. એ વડે કંપનીને ચોવીસ પરગણાં અંતે જાગીર મિલ્કત પ્રમાણે સદૈવ પ્રાપ્ત થયાં. ૧૭૫૭ માં એ પરગણાં પ્રથમ કંપનીને આપવામાં આવ્યાં ત્યારે તેઓની જમાબંદી ૨,૨૨,૯૫૮ રૂપિઆ ઠરાવી હતી. ૧૭૬૫ થી એ રકમ લાર્ડ ક્લાઇવિને તેના મરણ (૧૭૭૪) સુધી મળી અને ત્યારપછી કુલ માલિકી હક્ક કંપનીને હાથ ગયો.

**ક્લાઇવ બંગાળાનો પહેલો ગવર્નર, ૧૭૫૮.**—૧૭૫૮ માં ડરેક્ટરોની કોર્ટે ક્લાઇવને બંગાળાનાં તમામ થાણાંઓનો ૧ લો ગવર્નર નીમ્યો, કેમકે બે રાજ્યો તરફથી લડાઇની ધાસ્તી આપવામાં આવી હતી. વાયવ્યથી શાહજાદા (પાદશાહનો કુંવર જે આગળ શાહઆમલ થયો તે) અફગાન અને મરાઠાની મિશ્ર ફોજની મદદે બંગાળા પ્રાંતપર દાવો કરવા લાગ્યો અને તેને અયોધ્યાના નવાબ વજીરની સહાય હતી. દક્ષિણમાં લાલી અને બુસ્સીની સરદારી નીચે ફ્રેંચ લોક મદ્રાસના ઇંગ્રેજને ઝાંખા પાડતા હતા. બેઉ દિશામાં ક્લાઇવિના નામે નિકાલ

આણે એવી અસર કરી. શાહજાદાએ પટણાને ઘેરો નાંખ્યો હતો તેને ધન આપી મનાવવાનું મન **મીર જાફરને** હતું, પણ ૬૫૦ યૂરોપી અને ૨,૫૦૦ દેશી સિપાઈ જોડે લેઇ ક્લાઇવ પંડે પટણાની મદદે ગયો એટલે મુગલ સેના લડ્યા વિના વિખરાઈ ગઇ. એજ વરસમાં ક્લાઇવે કર્નલ ફ્રોર્ડની સરદારી નીચે એક ફોજ દક્ષિણ ભણી મોકલી તેણે ફ્રેંચ કનેથી **મછલીપટણ** પાછું લીધું અને ઉત્તર સિરકારમાં અને હૈદરાબાદના દરબારમાં સ્થાયી ઇંગ્રેજી સત્તા સ્થાપી. ક્લાઇવે પછી વલંદાપર હલ્લો કર્યો. ઇંગ્રેજની સ્પર્ધા કરે એવું બીજું યૂરોપી રાજ્ય માત્ર તે હતું. ભૂમિ અને જળ બેઉ ઠેકાણે વલંદા હાર્યા, અને ત્યારથી તેમનું થાણું ચિન્સુરામાં હતું તે ઇંગ્રેજે રહેવા દીધું તેથી રહ્યું.

**ગેરવહીવટ, ૧૭૬૦-૧૭૬૪**—૧૭૬૦ થી ૧૭૬૫ લગી ક્લાઈવ ઇંગ્લાંડમાં હતો. તેણે બંગાળાને માટે કોઇ રાજ્યપદ્ધતિ ઠરાવી નહતી, પણ એટલી કહેણી માત્ર પાછળ મૂકી ગયો હતો કે ઇંગ્રેજના નામના ભયથી દેશીઓ પાસેથી અથાગ ધન પડાવી શકાય. મુર્શીદાબાદની ગાદીએ ઇંગ્રેજે બેસાડેલા નવાબ **મીર જાફરને** કાઢી તેને ઠામે તેના જમાઈ **મીર કાસીમને** ઠરાવવો એ ૧૭૬૧ માં અનુકૂળ અને લાભકારી માલૂમ પડ્યું. આ પ્રસંગે ખાનગી બક્ષિસો ઉપરાંત ઇંગ્રેજને બર્દવાન, મિદનાપુર, અને ચિત્તગોંગ નામે ત્રણ મહાલ મળ્યા. એ મહાલોની ઊપજ, ખર્ચ બાદ કરતાં, પચાસ લાખ રૂપિઆની ગણાઈ હતી.

**મીર કાસમનો બળવો, ૧૭૬૩.**—પણ મીર કાસમે ઉતાવળે સ્વતંત્ર મન દર્શાવ્યું અને તેને આપ અખ્તિયારી થવાનાં સ્વપ્ન થવા લાગ્યાં. મુર્શીદાબાદમાંથી નીકળી તે **મોંઘિરમાં** રહેવા ગયો. મોંઘિર ગંગાને કાંઠે મજબૂત સ્થળ હતું અને વાયવ્ય તરફ જવાના એકના એક માર્ગપર ત્યાંથી સત્તા ચલાવી શકાતી હતી. અહીં તેણે હથીઆર, કવાયત વગેરેમાં યૂરોપી ઘાટના

ફોજ તૈયાર કરવા માંડી, અને અયોધ્યાના નવાબ વજીર જોડે કારસ્તાન ચલાવ્યું. ઇંગ્રેજ જોડે પોતાનું બળ અજમાવવાનો તેણે નિશ્ચય કર્યો હતો અને તે કરવાનું તેને સારૂં બહાનું જડ્યું. તમામ જકાત અને નાકાંઓપર લેવાતા હાંસલની માફીના હક્કનો દાવો કંપનીના નોકરોએ પોતાના ખાનગી વેપારના માલને માટે કર્યો. એથી કરીને જે દેશી વેપારીઓ સાચું કે જુઠું એમ કહેતા કે અમે કંપનીના નોકરોના માણસ છીએ તેઓની અને નવાબના દાણ લેનારા અમલદારોની વચ્ચે ટંટો થતા. નવાબે કહાવ્યું કે મારો મુલ્કી અધિકાર કોઈ માનતું નથી. તેની ફર્યાદ નહિ સાંભળવાનો ઠરાવ કલકત્તામાં કૌન્સિલના બહુમતથી થયો. ગવર્નર વાન્સિટાર્ટે અને કૌન્સિલનો કનિષ્ઠ (જુનિયર) મેમ્બર વારન હેસ્ટિંગ્સ એ બેએ કાંઈ તોડ કાઢી પતાવવાનો પ્રયત્ન કર્યો. પણ તકરાર એટલા જોરપર ચડી હતી કે નિકાલ થઈ શકે નહિ. ઇંગ્રેજની એક હોડીપર નવાબના અમલદારોએ ગોળીઓ મારી, અને લાગલોજ આખા બંગાળામાં વિગ્રહ ચાલ્યો. પટણામાં ઇંગ્રેજના બે હજાર દેશી સિપાઈ માર્યા ગયા અને ત્યાં તથા બંગાળા પ્રાંતના બીજા ભાગોમાં મળી ૨૦૦ ઇંગ્રેજો હતા તેમને મુસલમાનોએ પકડી કતલ કર્યા.

**બંગાળા ફરીને જીત્યું, ૧૭૬૪.**—પરંતુ નિયમિત લડાઈ ચાલવા માંડ્યા પછી મીરકાસમને ફતેહ મળી નહિ. એક સંગ્રામ ઘેરિયાહ આગળ અને બીજો ઉધા-નાળા આગળ થયો તે બેઉમાં તેની કેળવાયલી (કવાયતી) પલટણોને મેજર આડમ્સે હરાવી; મીર પંડે અયોધ્યે જઈ નવાબ વજીરના રક્ષણમાં રહ્યો. તેને પકડી ઇંગ્રેજને આપવાની તે હાકેમે નાપાડી, ને તેથી વિગ્રહ લંબાયો. શાહ આલમ હવણા તેના બાપની પાછળ પાદશાહ થયો હતો તેની અને અયોધ્યાના નવાબ વજીર સુજા-ઉદ-દૌલાની ફોજો એકઠી થઈ ઇંગ્રેજે ફરી જીતા

લીધેલા પટણા ઉપર ચડી. પોતાના સિપાઈઓના પહેલ વહેલા બંડ રૂપી વધારે મોટું ભય ઇંગ્રેજી છાવણીમાં પ્રગટ થયું. એ બંડ મેજર (પછી સર હેકટર) મન્રોએ બેસાડી દીધું. બંડખોરોના ચોવીસ આગેવાનોને તેણે તોપે ઊડાવી દીધા. મુગલાઈ રાજમાં સજા કરવાની એક જૂની રીત એ પ્રકારની હતી. ૧૭૬૪ માં બકસારના યુદ્ધમાં મેજર મન્રોએ ફળદાયક સજડ જય પ્રાપ્ત કર્યો. એથી અયોધ્યાનું રાજ ઇંગ્રેજના પગતળે આવ્યું અને મુગલ બાદશાહ અરજદાર બની ઇંગ્રેજી છાવણીમાં આવ્યો.

**કલાઈવની બીજી વારની હકુમત,** ૧૭૬૫-૧૭૬૭.—એ દર્મિયાન બંગાળાનો રાજ્યાધિકાર નવાબને વેચવાની ગમતી તક કલકત્તાની કૌન્સિલને બે વાર મળી. પણ ૧૭૬૫ માં બીજી વાર બંગાળાનો ગવર્નર બની કલાઇવ*(હવણા આયર્લાંડની ઉમરાવ પદવીનો પ્લાસ્સીનો બારન કલાઇવ) કલકત્તે આવ્યો. બે બીના તેની રાજરીતિ દેખાડે છે. પ્રથમ તેણે ભૂપતિનું નામ ધારણ કર્યાવિના ભૂમિનું વાસ્તવિક ધણીપણું મુગલ પાદશાહની સનદને નામે મેળવવાને ઇચ્છ્યું. બીજું ગેરરીતે સંપાદન થતો લાભ બંધ પાડી પ્રમાણિક ઊપજમાંથી સકારણ જોઈએ એટલો પગાર બાંધી આપી કંપનીના નોકરોના હાથ ચોખ્ખા કરવાને તેણે ચાહ્યું. એમાંની એકે બાબતમાં એની યોજનાઓ એની પૂઠે તુરત થયેલા અધિકારીઓએ અમલમાં આણી નહિ. તોપણ જેમ પ્લાસ્સીના સંગ્રામથી ઇંગ્રેજની લશ્કરી શ્રેષ્ઠતાનો આરંભ થયો તેમ કલાઇવની બીજી વારની હકુમતના વખતથી હિંદમાં ઇંગ્રેજી રાજની શરૂઆત થઈ.

**બંગાળાની દીવાની મળી,** ૧૭૬૫.—કલાઇવ કલકત્તેથી ઝટ અલ્લાહાબાદ ગયો, અને ત્યાં લગભગ અર્દ્ધ હિંદનું ભવિષ્ય પોતે જાતે ઠરાવ્યું. લડાઈના ખર્ચને પેટે પચાસ લાખ રૂપિઆ લઈ અયોધ્યાનું રાજ નવાબ વજીરને પાછું આપ્યું.

અલ્લાહાબાદ અને કોરા એ પ્રાંતો પાદશાહ આલમને દીધા. એ બે પ્રાંતોમાં દોઆબના વધારે મોટા ભાગનો સમાવેશ થાયછે. પાદશાહે પોતાની તરફથી કંપનીને બંગાળા, બિહાર, અને ઓરિસ્સાની દીવાનીનો એટલે વસૂલાત ખાતાનો કારભાર સોંપ્યો અને ઉત્તર સિરકારની જમાબંદીનો અધિકાર આપ્યો હજી મુર્શીદાબાદમાં ઢીંગલા જેવો નવાબ રાખી તેને દરસાલ રૂ. ૬૦, ૦૦, ૦૦૦ ઇંગ્રેજ તરફથી મળતા. એથી અર્ધી રકમ એટલે રૂ. ૩૦, ૦૦, ૦૦૦ બંગાળાની ખંડણી દાખલ પાદશાહને આપવામાં આવતા. એપ્રમાણે દ્વિરાજસત્તા પદ્ધતિ ચાલી, તે પળે ઇંગ્રેજે તમામ ઊપજ ઊઘરાવી લશ્કરનો ખર્ચ માથે રાખ્યો; અને ફોજદારી (ગુનેહ કરનારને સજા કરવાનો) અધિકાર નવાબને હાથ રહ્યો. હિંદની બોલીમાં કંપનીને દીવાન કહે અને નવાબને નિજામ કહે. વહીવટમાં ઊપજ વસૂલ કરનારા અમલદારો સાત વરસ (૧૭૬૫-૧૭૭૨) લગી દેશી હતા.

**નોકરો સંબંધી કલાઇવે કરેલી નવી વ્યવસ્થા, ૧૭૬૬.**- કંપનીના નોકરોની નવી વ્યવસ્થા કરી એ કલાઇવનું બીજું મોટું કામ હતું. એ સમયનો સામાન્ય બિગાડ મુલ્કી અને લશ્કરી તમામ અધિકારીઓને લાગેલો હતો. તેમનો કાયદેસર પગાર જુજ હોવાથી ગુજરાન ચલાવવાને કાંઇ એ પૂરતો ન હતો. પરંતુ ખાનગી વેપાર વડે અને દેશી અધિપતિઓકનેથી બક્ષિશ લેઇ તેમાં ઉમેરો કરવાની તેમને રજા હતી. એ વધારો વખતે બાંધેલા મુસારાથી સોગણો થતો. મુલ્કી અધિકારીઓ સંપ કરી સામા થયા અને બસેં લશ્કરી અમલદારોએ ખરેખરો બળવો કર્યો તેમ છતાં કલાઇવે એ બાબતમાં પોતાનો સુધારો અમલમાં આણ્યો, ખાનગી વેપાર કરવાની અને નજરાણાં લેવાની મના કરી અને તેઓના પગારમાં વાજબી વધારો મીઠાના ઇજારામાંથી કરી આપ્યો.

**દ્વિસત્તા પદ્ધતિનો વહીવટ, ૧૭૬૭-૧૭૭૨-લાર્ડ ક્લા-** ઇવ ૧૭૬૭ માં ત્રીજીવાર હિંદ છોડી સ્વદેશ ગયો અને પછી પાછો આવ્યો નહિ. એ સાલ અને ૧૭૭૨ માં વારન હેસ્ટિંગ્સ ગવર્નર નીમાયો તેના વચગાળામાં ૧૭૭૦ ના ત્રાસદાયક દુકાળ સિવાય બીજો અગત્યનો બનાવ બન્યો નહિ. એ દુકાળ વિષે અધિકારીઓના કરેલા રીપોર્ટમાં જણાવ્યુંછે કે એથી વસ્તીનો એક તૃતીયાંશ ભાગ મરણ પામ્યો. ક્લાઇવે ૧૭૬૫ માં સ્થાપેલી દ્વિરાજ સત્તા પદ્ધતિથી કામ બરોબર ચાલ્યું નહિ. વારન હેસ્ટિંગ્સ કમ્પનીનો કસાયલો નોકર હતો. હોશીઆરી, પ્રમાણિકપણું, એશિયાના લોકની રીતભાતનું જ્ઞાન એ સર્વ ગુણોને માટે તે પ્રખ્યાત હતો. આગળથી ઠેરવી રાખેલા કેટલાક સુધારા અમલમાં આણવાના હુકમ આપી ડરેક્ટર કોર્ટે તેને ગવર્નર નીમ્યો. ઠરાવ આપ્યો હતો તે આ પ્રમાણે હતો,—કોર્ટે નિશ્ચય કર્યોછે કે 'પંડે દીવાન તરીકે આગળ પડવું, અને વસૂલાત ખાતાની કુલ સંભાળ અને વહીવટ હાથમાં લઈ પોતાના નોકરોથી કામ ચલાવવું.' એ યોજના અમલમાં લાવવાને હેસ્ટિંગ્સે ત્રીજોરીને મુર્શીદાબાદમાંથી ખસેડી કલકત્તામાં આણી અને ઊપજની ઊઘરાતપર દેખરેખ રાખવાને તથા વસૂલાતની કચેરીનું કામ ચલાવવાને કલેક્ટરના ઇલકાબથી યૂરોપી અમલદારો રાખ્યા. 'એ ઇલકાબ હવે જાણીતો થઈ ગયોછે.

**વારન હેસ્ટિંગ્સ, ૧૭૭૨—૧૭૮૫.—**ક્લાઇવે બંગાળામાં બ્રિટિશ રાજ્યના પાયા નાંખ્યા હતા. એ રાજ્યને માટે હેસ્ટિંગ્સે બ્રિટિશ કારભાર ઉત્પન્ન કર્યો એમ કહી શકાય. હિંદનાં દેશી રાજ્યોએ તેને વિગ્રહો કરવાની જરૂર પાડી, ઇંગ્લાંડમાં તેના શેઠોનો પૈસા મોકલો, પૈસા મોકલો, એવો બૂમાટ, ફ્રાન્સિસ અને તેની ટોળીનું કટ્ટા દ્વેષથી કલકત્તામાં કૌન્સિલમાં સામા થવું, એ સર્વે તેની યોજનાને પૂર્ણ કરવામાં વિલંબ કર્યો. પરંતુ

તેપર લગાડેલું તેનું ધૈર્યભરેલું રાજ્યકૌશલ્ય અને તેનો અજિત ઉદ્યોગ લખાયેલાં દફતરોપરથી જણાયછે. ૧૭૬૫ થી ૧૭૭૨ લગી કલાઇવની દ્વિસત્તા પદ્ધતિ લુંટારા ઇંગ્રેજ ઉપરીઓ અને તેમના હાથ નીચેના દુરાચરણી દેશી કામદારોની માર્ફત ચાલી. હવે ઇંગ્રેજ અમલદારો વડે મહાલોનો વહીવટ ચલાવવાનો પ્રયોગ વારન હેસ્ટિંગ્સે તેર વરસ સુધી કર્યો (૧૭૭૨-૧૭૮૫). એની પછી થયેલા અધિકારીએ એ રચના સંપૂર્ણ કરી. હિંદના ઇંગ્રેજી રાજ્યનો પાયો નાંખનાર જેમ કલાઇવ હતો તેમ તે રાજ્યના કારભારની રચના રચનાર હેસ્ટિંગ્સ હતો.

**હિંદમાં હેસ્ટિંગ્સનાં કૃત્ય.**—હિંદના હાકેમ ખાતે હેસ્ટિંગ્સનો દાવો તેના રાજવહીવટને માટે છે. તેણે હિંદી રાજ્યના નોકરોની ગોઠવણ ફેરીને કરી, વસુલાત ખાતાની દરેક શાખામાં સુધારો કર્યો, ઇન્સાફ કરનારી કોર્ટો (કચેરીઓ) સ્થાપી અને પોલીસની થોડી ઘણી યોજના કરી, તથાપિ રાજ્યની અંદરના કારભારમાં કરેલા સુધારાને લીધે ઇતિહાસમાં તેની નામના ન હોતાં પરરાજ્યો જોડે હિમ્મતથી વર્તવાને માટે અને તેમ કરવા જતાં કરેલા અપરાધોને સારૂ તે પ્રખ્યાત છે. ૧૭૭૨ થી ૧૭૭૪ પર્યંત તે બંગાળાનો ગવર્નર હતો; ૧૭૭૪ થી ૧૭૮૫ સુધી તે હિંદનો પહેલો ગવર્નર જનરલ હતો. રેગ્યુલેટિંગ આક્ટ નામે (૧૭૭૩) પાર્લમેંટે કરેલા કાયદાની રૂએ નીમાયલી કૌન્સિલનો પ્રેસિડંટ (અધ્યક્ષ) હતો, અને તેની નીમણુક પણ તેજ કાયદા પ્રમાણે થઇહતી. ફિલિપ ફ્રાન્સિસ તેની કૌન્સિલમાં તેનો સાથી હતો તેના સામા થવાથી રાજ્યની અંદરના કારભારની રીતિમાં તેને ઘણી હરકત પડી. પરંતુ અયોધ્યાના રાજ્ય જોડે, મરાઠા જોડે અને મ્હેસુરના હૈદર અલી સાથે વર્તવાની રીતિમાં ઘણું કરીને તેના મતને અનુસરવાની તે તેને જરૂર પાડી શકતો.

**દેશી રાજ્યો સાથે હેસ્ટિંગ્સની રાજ્યરીતિ.**—રાજ્યની અંદર વર્તવાની પદ્ધતિ ઠીક વિચારથી તેણે જેમ રચી હતી તેમ દેશી રાજ્યો જોડેના વ્યવહારની રીતિ પણ પુખ્ત વિચારથી યોજી હતી. ઇંગ્લાંડમાં ડરેકટર કોર્ટ તરફથી ધનની માગણી હતી તે તેને પૂરી પાડવાની હતી. તેમના નોકરો હિંદની દોલતને સારૂ જેવા તરસ્યા હતા તેવાજ એ ડરેકટરો પણ હતા. પરંતુ હિંદના દ્રવ્યની ભૂખ તેઓ વધારે સભ્યતાથી દેખાડતા હતા. વળી દેશી રાજ્યોથી કમ્પનીના મૂલકનો બચાવ કરવાનો હતો. હેસ્ટિંગ્સે તેઓનો નાશ ન કર્યો હોત તો તેઓ તેનો નાશ કરત. જે કામોની યોગ્યતા વિષે શક આણી શકાય તેવાં કામ કરવાને આવી સ્થિતિમાં પ્રમાણિક માણસ લલચાય. પોતાના પંડના વહેવારમાં અને ખાનગી ધન સંપાદન કરવાની બાબતમાં ઉદાર મનના ઇંગ્રેજ ગૃહસ્થ જેવો તે હતો એવું દીસેછે. પરંતુ જે દેશી રાજ્યાધિકારીઓ જોડે તેને કામ પડ્યું હતું તેઓના જેવો રાજ્યનીતિમાં તે ધડાવગરનો હતો. એનાં કેટલાંક કૃત્યોપર પાર્લમેંટમાં સખ્ત હુમલા થયા અને પ્રમાણિક માણસો તે કૃત્યોનો બચાવ કરી શકે નહિ. તેઓપર હુમલો કરવો અથવા તેમનો બચાવ કરવો એ મારૂં કામ નથી. હું તો તેઓનું સંબંધ પૂર્વક બયાન કરીશ.

**બંગાળાની ઊપજમાંથી ખર્ચ પૂરો પાડવાની ગોઠવણ હેસ્ટિંગ્સે કરી.**—બંગાળાની ઊપજમાંથી ખર્ચ પૂરો પડે એમ કરવાની હેસ્ટિંગ્સને પહેલી જરૂર પડી. કલાઇવિની દ્વિરાજપદ્ધતિ ચાલવા દેવાથી એમ બને તેવું ન હતું. એ પદ્ધતિ બંધ પાડી તે-થારે તેણે નવાબને અપાતી રકમમાંથી અર્દ્ધભાગ ઓછો કર્યો. એમ કરવાથી વરસે સોળ લાખ રૂપિઆ બચ્યા. આ કામના બચાવમાં કહી શકાય કે નામનો નવાબ તે વખતે બાળક હતો અને તેના અતિ ભારે પેન્શનને માટે કાંઈ નામની સેવા પણ બજાવતો નહતો. ૧૭૬૬માં નવો નવાબ ગાદીએ બેઠો ત્યારે.

કલાઇવે પંડે સાઠ લાખને ઠામે ૪૫ લાખ રૂપિઆ ઠરાવ્યા હતા, અને પછી ૧૭૬૯ માં બીજો નવાબ બેઠો તેવારે ૩૫ લાખ રૂપિઆ ઠરાવ્યા હતા. વહીવટમાં એ પેન્શન બદલાયાં કરતું અને લેનાર માણસ પ્રમાણે હતું. વળી આ બાળ નવાબના વખતમાં વધારે ઘટાડવાનો સ્પષ્ટ હુકમ ડિરેક્ટર કોર્ટે હેસ્ટિંગ્સને હાથ કામ આવ્યાની પૂર્વે છ માસપર કર્યો હતો.

**હેસ્ટિંગ્સ દિલ્લીના પાદશાહને આપવાની ખંડણી બંધ કરે છે, ૧૭૭૩.**—કંપનીને બંગાળા મળ્યો તેને સાટે દિલ્લીના પાદશાહને ત્રણ લાખ પૌંડની ખંડણી આપવાની ક્લાઇવે કબૂલ કરી હતી તે હેસ્ટિંગ્સે બંધ કરી એ નાણાં ઉગારવાનું તેનું બીજું કામ હતું. પરંતુ બાદશાહ હવણા મરાઠાને કબજે હોવાથી હેસ્ટિંગ્સનું મત એવું હતું કે તે સ્વતંત્ર નથી, અને દક્ષિણમાં મરાઠા જોડે થોડા વખતમાં વઢવું પડશે એ દેખાઈતું હતું તો તેમને ઉત્તરમાં દ્રવ્ય આપવું એ બ્રિટિશ રાજ્યને હાનિકારક છે એ વિચારથી તેણે પૂતળા જેવા પાદશાહને અથવા વાસ્તવિક જોતાં તેના રખવાળ મરાઠાને ત્રણ લાખ પાઉંડની ખંડણી આપવી બંધ પાડી.

**હેસ્ટિંગ્સ અલ્લાહાબાદ અને કોરા વેચે છે, ૧૭૭૩-૧૭૭૪.**—૧૭૬૫ માં ક્લાઇવે ગંગાના પ્રદેશના હિસ્સા પાડ્યા તેવારે અલ્લાહાબાદ અને કોરા પ્રાંતો પાદશાહને આપ્યા હતા. પાદશાહ આ વેળા મરાઠાને સ્વાધીન હતો અને તેણે તે પ્રાંતો પોતાના નવા સ્વામીને આપ્યા હતા. વારન હેસ્ટિંગ્સે ઠરાવ્યું કે એમ કરવાથી પાદશાહનો હક્ક તે પરથી ઊઠી ગયો છે. એવો ઠરાવ કરી તેણે તે પ્રાંતો ફરીને અયોધ્યાના વજીરને વેચાતા આપ્યા. એમ કરવાથી હેસ્ટિંગ્સે કમ્પનીને માથેથી પાંચ લાખ પાઉંડ (૪૦ લાખ રૂપિઆ) ના લશ્કરી ખર્ચનો બોજો ઉતાર્યો અને પાંચ લાખ પાઉંડથી વધારે નાણું (૫૦ લાખ રૂપિઆ) એ

પ્રાંતોની કીમતના કંપનીને મળ્યા. ૧૭૬૧ માં દેશને ઉજડ કરનાર અહમદ શાહની સવારી આવી તે વખતથી એ પ્રાંતોમાંનો મોટો પ્રદેશ રોહિલા પઠાણ (અફગાન) ને તાબે હતો તે જીતી લેવાને બ્રિટિશ ફોજની મદદ આપવાની બોલી એ વેચાણખતમાં હતી. રોહિલા પરદેશી હતા અને એક લોકપર ક્રૂરપણે ધણીપણું બજાવતા. આ વેળા તેઓ બહાદુરીથી સામા થયા અને એશિયાની લડાઈ ચલાવવાની રીત પ્રમાણે અયોધ્યાના વજીરે પોતાના બ્રિટિશ સાથીઓની મદદ વડે તેમને નિર્દય સખ્તાઇથી કચરી નાંખ્યા. આ ઉપાયોથી વારન હેસ્ટિંગ્સે બંગાળાની જમા ઉધાર બેઉ બાજૂએ દશ દશ લાખ પાઉંડનો લાભ કરી આપ્યો; પરંતુ એ લાભ મેળવતાં તેણે તેની પૂર્વે થઈ ગયેલા અધિકારી ક્લાઇવે કરેલા કરાર તોડયા અને ઠરાવી આપેલાં પેન્શન રદ કર્યાં.

**ચૈતસિંહ તથા અયોધ્યાની બેગમોને લૂંટયાં.**—કંપનીના વસૂલાત ખાતાની હાલતમાં વધારે સુધારો કરવાને હેસ્ટિંગ્સે ચૈતસિંહ અને અયોધ્યાની બેગમો પાસેથી નાણાં ઓકાવ્યાં. એ કૃત્ય ચૈતસિંહ અને બેગમની લૂંટના નામથી ઓળખાયછે. ઈંગ્રેજની રખવાળીમાં બનારસ (કાશી) નો રાજા ચૈતસિંહ ધનવાન થયો હતો. ફોજના ખર્ચમાં મદદ કરવાને હેસ્ટિંગ્સે તેની પાસે નાણાં માગ્યાં તે આપવાની તેણે નાપાડી તે માટે તથા ઈંગ્રેજ સરકારના દુશ્મનો જોડે પત્ર વહેવાર કર્યો એવું આળ ચઢાવી તેને પરહેજ કર્યો. તેણે નાશી ફિતૂર મચાવનારાની સરદારી લીધી તેમાં તેનો પરાજય થયો. તેને પદભ્રષ્ટ કરી તેની ગાદીએ તેના ભત્રીજાને, વધારે ખંડણી આપવાની શરતે, બેસાડયો. ચૈતસિંહને સહાય કરવાનું તોહમત અયોધ્યાની બેગમ (નવાબ વજીરની મા) ઉપર મૂકી ભારે દંડ માગ્યો. બાઈએ તે નહિ આપવાની ભારે હઠ લીધી. તેના ઉપર અને તેના ઘરના ખોજા

ઓ ઉપર નિર્દય જુલમ કરી દશ લાખ પાઉંડથી વધારે રકમ પડાવી લીધી.

**ઈંગ્લાંડમાં હેસ્ટિંગ્સપર ચાલેલો મુકર્દમો, ૧૭૮૮-૧૭૯૫.**—વારન હેસ્ટિંગ્સ ૧૭૮૬ માં પાછો સ્વદેશ (ઈંગ્લાંડ) ગયો ત્યારે આ અને બીજાં જુલમનાં કામનો આરોપ તેને શિર ચડાવી હાઉસ આવ્ કામન્સે તેનાં કૃત્યની તજવીજ ચલાવી. હાઉસ આવ્ લાર્ડ્સમાં તેનો યથાવિધિ ઈન્સાફ થયો: તપાસણી છેક સાત વર્ષે પૂરી થઈ (૧૭૮૮-૧૭૯૫). ઈંગ્રેજનાં ઈતિહાસમાં નોંધાયલી અતિપ્રખ્યાત રાજકીય તપાસણીઓમાંની એક આ છે. બધાં તોહમત નાસાબીત ઠરાવી હેસ્ટિંગ્સને છોડી દીધો. તોપણ એ તપાસણીમાં પોતાનો બચાવ કરવાના ખર્ચથી તે પાયમાલ થઈ ગયો; અને તેના ગુજરાનનો આધાર ડરેક્ટર કોર્ટના દાતારપણાપર રહ્યો,—એ દાતારપણે તેને કદી વિસાર્યો નહિ.

**હેસ્ટિંગ્સનું નબળું બહાનું.**—બંગાળામાં કરેલાં હેસ્ટિંગ્સનાં કેટલાંક કૃત્યોનો ખરો સબબ એ હતો કે તેને પોતાની હયાતીનાજ રક્ષણને સારૂ બાથ ભીડવાની હતી; દેશી રાજ્યકર્તાએ કરાર તોડ્યા તેથી તેને જોગવાઈ મળી; મુગલ વૉઈસરાયથી ઓછે નિર્દયપણે પોતાની જોગવાઇનો ઉપયોગ કર્યો. હિંદમાં અમલ કરી ગયેલા ઇંગ્રેજોમાંનો જે પુરૂષ અતિ તીવ્ર બુદ્ધિવાળો અને અતિ દઢતાથી કારભાર ચલાવનાર હતો તેને માટે આ કારણો સબળ નથી. દક્ષિણ હિંદના કામમાં વારન હેસ્ટિંગ્સને ફકત નાણાં મેળવવા પર નજર રાખવાની ન હતી. મહાપુરૂષ એ તેનું ખરૂ રૂપ હતું તે ત્યાં દેખા દેછે,—મંત્રીસભામાં શાંત, સાહસકર્મે માથે લેવામાં સાવધ, પણ કામ હાથમાં લીધા પછી તેને ત્વરાથી અમલમાં લાવનાર અને જે જે કામ કરવા ધારે તેમાં અજિત હિમ્મતવાન હતો.

**પહેલો મરાઠી વિગ્રહ, ૧૭૭૮--૧૭૮૧.—મદ્રાસ** અને બંગાળ સરકારે મુલક જીત્યા તેપર મુંબાઈ સરકારને અદેખાઈ આવી તેમની પેઠે પોતે નીમેલા ઉમેદવારને ગાદીએ બેસાડી પુણાના દરબારમાં પોતાનું ઉપરીપણું સ્થાપવાનો ઠરાવ તેમણે કર્યો. આ લોભને તૃપ્ત કરવાની જોગવાઈ તેમને ૧૭૭૫ માં સૂરતના કરારથી મળી. પુણાની ગાદી પર દાવો કરનારામાંના એક ઉમેદવાર નામે રઘુનાથરાવ જોડે એ કરાર થયો તેમાં એવી બોલી હતી કે ઇંગ્રેજે તેને પુણે લેઈ જઈ ગાદી અપાવવી ને તેને સાટે તેણે તેમને સાલ્સેટ અને વસાઈ આપવાં. એ કરાર પાર પાડવાને લડાઈ ચાલી તેને પહેલો મરાઠી વિગ્રહ કહેછે. ગવર્નર જનરલના ઓધાની રૂઇએ વારન હેસ્ટિંગ્સ મુંબઈ સરકારના ઠરાવપર પોતાનો અધિકાર ધરાવતો હતો. તેણે સૂરતનો કરાર બહુ નાપસંદ કર્યો, પણ જ્યારે વઢવાઢ ખરેખરી શરૂ થઈ ત્યારે તેણે બંગાળાના તમામ લશ્કરની મદદ મોકલી. તેના માનીતા સરદારોમાંના એક નામે કર્નલ ગાડર્ડે એક સમુદ્ર કાંઠેથી સામા બીજા સમુદ્ર સુધી કૂચ કરી અને ગૂજરાતનો તવંગર પ્રાંત લગભગ એકે લડાઈ કર્યા વિના જીતી લીધો. કપ્તાન પોપ્હામ નામે બીજા સરદારે ગ્વાલિયરનો ડુંગરી ગઢ હુમલો કરી લીધો. એ કિલ્લો હિંદુસ્તાનની કૂંચી ગણાતો હતો. ૧૭૭૯ માં મુંબાઈના ફોજને જીતી મરાઠાએ વાર્ગામમાં પોતાની મરજી પ્રમાણે તેની કને કરાર લખાવી લીધો તે નામોશીનું સાટું આ પ્રતાપી જયોથી વળ્યું, પરંતુ વિગ્રહ ૧૭૮૧ પર્યંત ચાલુ રહ્યો. ૧૭૮૨ માં સાલ્બાઈ ગામમાં સંધિનો કરાર થયો તે વડે તેની સમાપ્તિ થઈ. વિગ્રહની પૂર્વે વહીવટમાં જે સ્થિતિ હતી તેજ લગભગ પાછી સ્થાપી. ઇંગ્રેજના ઉમેદવાર રઘુનાથરાવને પેન્શન આપી દૂર કર્યો; ગૂજરાત મરાઠાને પાછી આપી; અને માત્ર સાલ્સેટ, ધારીપુરી અને બીજા બે નાના બેટ ઇંગ્રેજે રાખ્યા.

**મ્હૈસૂર જોડે વિગ્રહ, ૧૭૮૦-૧૭૮૪.**—એ અરસામાં મરાઠા રાજ્યમંડળથી વધારે ભયંકર શત્રુ સાથે વારન હેસ્ટિંગ્સને કામ પડ્યું. મદ્રાસ સરકારની બેશીકરી ચાલથી મ્હૈસૂરના હૈદર અલી, અને દક્ષિણના નિજામ જોડે દુશ્મનાઈ થઈ. હિંદના મુસલમાની રાજ્યકર્તાઓમાં એ બે સહુથી વધારે બળવાન હતા. ઇંગ્રેજની વિરૂદ્ધ એકો કરી એ બેએ મરાઠાને તેમાં ભેળવવાની કોશિશ કરી. સ્વાર્થ સાધવામાં હેસ્ટિંગ્સની ચતુરાઇએ કરીને નિજામ અને નાગપુરના મરાઠી રાજા એ સંપમાંથી છૂટા પડ્યા; તોપણ વીજળીના ઝપાટાની પેઠે હૈદર અલીની સેના કર્નાટકમાંના બ્રિટિશ મુલક ઉપર તુટી પડી. પોલિલોરના સંગ્રામમાં કર્નલ બેલીના હાથ નીચેની જબરી લશ્કરી ટૂકડી કતલ થઈ, અને મ્હૈસૂરના સવારો દેશ ઉજડ કરતા મદ્રાસના કોટલગી જઈ પહોંચ્યા. હેસ્ટિંગ્સના ઉત્સાહથી ઉશ્કેરાઈ બંગાળી ફોજે બીજી વારકી ઇંગ્રેજ નામની લાજ રાખી. મદ્રાસને છોડવવાને વાંદેવાશની લડાઇ જીતનાર સર આયર કૂટને બની શકે તેટલી ફોજ અને નાણાં આપી તેણે સમુદ્રવાટે મોકલ્યો અને વરાડના રાજાને તથા નિજામને ત્રાસમાં રાખવાને ભૂમિ માર્ગે કર્નલ પિઅર્સને દક્ષિણમાં રવાના કર્યો. ઝઘડો જોશબંધ ચાલવા પામ્યો, કેમકે વૃદ્ધ સર આયર કૂટમાં દમ રહ્યો નહતો અને મ્હૈસૂરનું સૈન્ય સારૂં કેળવાયલું (કવાયત શીખેલું) હતું એટલુંજ નહિ, પણ હૈદર અને તેનો દીકરો ટિપૂ ચતુરાઇથી તેનો ઉપયોગ કરતા હતા. ૧૭૮૨ માં હૈદર મરી ગયો અને અરસપરસનું જીતેલું પાછું આપવાની શરતે ૧૭૮૪ માં ટિપૂજોડે સલાહ થઈ.

**લૉર્ડ કૉર્નવાલ્લિસ, ૧૭૮૬-૧૭૯૩.**—બે વરસ પછી વારન હેસ્ટિંગ્સની જગાએ લાર્ડ કૉર્નવાલ્લિસ આવ્યો. હિંદના ગવર્નર જનરલના કામપર આવનાર ઊંચા દરજાનો પહેલો ઇંગ્રેજ ઉમ-

રાવ એ હતો. આ બે મોટા માણસોના વખતને વચગાળે વીસ માસલગી (ફેબ્રુ૦ ૧૭૮૫ થી સપ્ટ૦ ૧૭૮૬ સુધી) કંપનીના સિવિલ સર્વંટ સર જાન માક્ફર્સને કામ ચલાવ્યું. લૉર્ડ કૉર્નવાલિસે ગવર્નર જનરલનો મોટો અધિકાર બેવાર ચલાવ્યો. પહેલીવાર ૧૭૮૬ થી ૧૭૯૩ પર્યંત તેણે અમલ કર્યો. એ સમય બે મોટા બનાવને માટે પ્રખ્યાત છે,—બંગાળાની સ્થાયી જમાબંદી, અને બીજો મ્હૈસૂર વિગ્રહ. મુલ્કી કારભારનો પાયો વારન હેસ્ટિંગ્સ નાંખ્યો ને તેના ઉપર ઇમારત કૉર્નવાલિસે ચણી. યૂરોપીઅોને ફોજદારી ઇન્સાફનું કામ સોંપનાર, અને કલકત્તામાં નિજામત સદર અદાલત કે ફોજદારી ઇન્સાફ કરવાના અધિકારવાળી સુપ્રીમ કોર્ટ સ્થાપનાર પહેલો તે હતો; કલેકટર અને જડજનાં કામ જુદાં પાડનાર પણ તેજ હતો. મદ્રાસ અને મુંબાઇ ઇલાકા, વધી હિંદના મોટા મુલ્કી વિભાગ બન્યા ત્યારે તેઓમાં પણ એ બંગાળામાં રચેલી પદ્ધતિ દાખલ કરી.

**બંગાળાની વસૂલાતની જમાબંદી.**—પરંતુ જે મોટું કૃત્ય કૉર્નવાલિસના નામ સાથે જોડાયલુંછે તે બંગાળાની જમીનના પેદાશની સ્થાયી જમાબંદી છે. આ વખત સુધી ઊપજ ઊઘરાવવામાં થોડી ઘણી જૂની મુગલાઇ રીત ચાલતી. જમીનદારો કે સરકારી ઇજારદારોના અધિકારનું વળણ હમેશ વંશપરંપરા થવાનું હતું. જાતે જમીન ખેડનારાકનેથી ઊપજ ઊઘરાવવાનો તેમનો અખ્તિયાર સ્વીકારવામાં આવ્યો હતો. પણ ખેડુતની પેદાશમાંથી કેટલો ભાગ લેવો તેને માટે કાંઇ મુકરર નિયમ ઠરાવેલો નહતો, તેથી વરસો વરસ એક સરખી રકમ વસૂલ થતી નહિ. આવતી પાંચ સાલની જમાબંદી પરથી અનુભવ મેળવવાની કોશિશ હેસ્ટિંગ્સે કરી કે તે ઉપરથી આગળને માટે દરનું ધોરણ નીકળી શકે. એથી ઊલટું હેસ્ટિંગ્સના

હરીફ ફ્રાન્સિસનું મત એવું હતું કે સરકારના લહેણાની મર્યાદા ચિરકાળને માટે ઠરાવવી. ઇંગ્લાંડમાંના અધિકારીઓનો અભિપ્રાય પણ એજ હતો. તેનું એક કારણ એ કે ઉપજ વધારે સ્થિર પાયાપર રહે અને બીજું કારણ એ કે ભૂમિ મિલકતના ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે જમીનના માલિકના જેવા આ જમીનદારો બને. ૧૭૮૭ માં કૉર્નવાલિસ આ તરફ આવ્યો તેવારે એ વિચાર પ્રમાણે સ્થાયી જમાબંદી ઠરાવવાને તેને હૂકમ આપવામાં આવ્યો હતો.

**સ્થાયી જમાબંદી, ૧૭૯૩.**—જમાબંદીનું કામ ૧૭૮૯ માં શરૂ થયું અને ૧૭૯૧ માં પૂરું થયું. જેમ અકબરે કર્યું હતું અને હાલ બ્રિટિશ પ્રાંતોમાં જ્યાં જ્યાં જમાબંદી ઠરાવવામાં આવેછે ત્યાં કરવામાં આવેછે તેમ ખેતરો માપવાની કે પાકનો હિસાબ કાઢવાની કોશિશ કરી નહિ. પાછલી સાલોમાં ભરણું થયેલું તે પરથી હવે પછીનાં વરસોમાં આપવાની રકમ ઠરાવી. પ્રથમ દશ વરસનો ઠરાવ કર્યો, પણ ૧૭૯૩ માં તેને હમેશાને માટે મુકરર કર્યો. બંગાળાની જમીનનાં કુલ ઉપજનો આંકડો એ ઠરાવ પ્રમાણે શક્રાઈ રૂપિઆ ૨,૬૮,૦૦,૯૮૯ થયો એટલે આશરે ત્રીશ લાખ પાઉંડ જેટલો થયો. લાર્ડ કૉર્નવાલિસે એ ગોઠવણ અમલમાં આણી, પણ તેની વિગતને માટે વખાણ કે ઠપકો જે ઠરે તે **સર જૉન શોર** (પછીથી લાર્ડ ટૈનમથ) ને માથે છે. તે સિવિલ સર્વંટ હતો, અને તે કાળે દેશનું જ્ઞાન તેને જેટલું હતું તેટલું બીજા કોઈને નહતું. માલિકી ધરાવનાર જમીદાર વર્ગ વિષે કૉર્નવાલિસના મનમાં પહેલેથી ઉત્પન્ન થયેલા વિચારને લીધે, અને સ્થાયી ઠરાવને સારૂ ડરેકટર કોર્ટની ઉતાવળે કરીને જેટલી સાવચેતી રાખી શકાઈ તે કરતાં શોર વધારે સાવચેતીથી કામ કરત.

**મ્હૈસુર જોડે બીજો વિગ્રહ, ૧૭૯૦-૧૭૯૨.**—આ ૧૭૯૦-

૧૭૯૨ નો મ્હેસુરના રાજ્યસાથે થયેલો બીજો ઝગડો એ બાબતમાં વિખ્યાત છે. ગવર્નર જનરલ લાર્ડ કૉર્નવાલિસ બ્રિટિશ લશ્કરનો સેનાપતિ બની પંડે એવા દબદબા અને સામાન સરંજામના ઠાઠમાઠથી ચઢ્યો કે ઔરંગજેબની સવારી આવી હોય તેવું જણાયું. દક્ષિણમાં બે મોટાં રાજ્યોએ, નિજામે અને મરાઠી રાજ્યમંડળે, ઇંગ્રેજને મદદ કરી. અને ટિપૂ સુલતાનની રાજધાનીને લાર્ડ કૉર્નવાલિસે ઘેરી લેવામાંડી ત્યારે તે તાબે થયો. ત્રણે સંપીલાં રાજ્યોમાં વહેંચી લેવાને સુલતાને પોતાનો અર્ધો અર્દ્ધ મૂલક તથા વિગ્રહમાં થયેલા ખર્ચને પેટે ત્રીસ લાખ પાઉંડ (આશરે ત્રણ કરોડ રૂપિઆ) આપવાનો કરાર કર્યો. એ શરતો તેણે અમલમાં આણી, તથાપિ તે દિવસથી તેને જીતનાર ઇંગ્રેજપર દ્વેષાગ્નિ તેના હૃદયમાં સદા બળવા લાગ્યો.

**લાર્ડ વેલ્લિસ્લેય, ૧૭૯૮-૧૮૦૫.**—સને ૧૭૯૩ થી ૧૭૯૮ લગી સર જાન શોરે ગવર્નર જનરલનો અધિકાર ચલાવ્યો તે વખતમાં કાંઇ મોટો બનાવ બન્યો નહિ. ૧૭૯૮ માં લાર્ડ માર્નિંગ્ટન હિંદમાં આવ્યો. એ અમીર માર્કિવસ ઑવ્ વેલ્લેસ્લેયના પદથી વધારે મશહૂર છે. જે પાદશાહી યોજનાઓથી દેશનો નકશો બદલાઈ ગયો તે યોજનાઓ તે અહીં આવ્યા પહેલાં તેના મનમાં ઉત્પન્ન લઈ હતી. પિટ્ટનો મિત્ર અને માનીતો માર્નિંગ્ટન હતો, અને રાજકીય દીર્ઘદૃષ્ટિ અને ફ્રેંચ નામપર સ્વભાવિક વૈરભાવ તેને પિટ્ટકનેથી મળ્યાં એવું ધારવામાં આવ્યુંછે. માર્ગદર્શક એક નિયમ તેણે પ્રથમથી ઠરાવ્યોતે એ હતો કે હિંદી દ્વીપકલ્પમાં સર્વોપરી રાજ્યસત્તા ઇંગ્રેજ સરકારે પોતાને હાથ લેવી, અને દેશી ભૂપતિઓ રાજકીય સ્વતંત્રતા આપીદે તોજ તેઓ રાજ્યાધિકારનાં ચિન્હ રાખી શકે. એના સમયથી હિંદનો ઇતિહાસ આ રાજ્યરીતિનું ધીમે ધીમે ખીલવું માત્ર છે, અને ૧૮૭૭ ના જાનેવારી મહીનાની ૧ લી તારીખે શાણી

વિક્ટોરિઆએ હિંદની એમ્પ્રેસ (કૈસરે હિંદ) નો ઇલકાબ ધારણ કર્યાનાં જાહેરનામાં કર્યાં તે વડે તે પરિપૂર્ણતા પામી.

**હિંદમાં ફ્રેંચ સત્તા, ૧૭૯૮-૧૮૦૦.**—પરરાજ્યો જોડે વર્ત્તવામાં તેનો મુખ્ય નેમ એ હતો કે નેપોલિયન પંડે ફ્રેંચ ફોજ લેઇ હિંદપર ચડવા પામે નહિ તેમ કરવું. હિંદી રાજકીય પુરૂષોના મનમાં પાછળથી રૂશ વિષે જે કલ્પનાએ પ્રવેશ કર્યો તે કલ્પના આ વેળા અને પછી ઘણાં વરસસુધી ફ્રાંસના સંબંધમાં હતી. ને હાલ ધારી શકાય તેટલે દરજ્જે ભય ન હતું એ પણ ખરૂં. ફ્રેંચ પલટણો હૈદરાબાદના નિજામની ચોકી કરતી અને તેને ધાકમાં રાખતી. મરાઠી રાજ્યમંડળમાં લશ્કરી કામમાં મુખ્ય સિંધીઆ હતો અને આવી ચડેલા સાહસિક ફ્રેંચો તેની પલટણોના નાયક અને તેઓને કવાયત શીખવનાર હતા. ફ્રેંચ રાજ્યના ડરેકટરો જોડે ટિપૂ ગુપ્ત પત્રવહેવાર ચલાવતો હતો; પોતાના રાજ્યમાં તેણે સ્વતંત્રતાનું વૃક્ષ રોપવા દીધું અને પ્રજાસત્તા રાજમતની એક મંડળીનો પંડે 'સિટિઝન ટિપૂ' નામે સભાસદ થયો. ફ્રેંચ ખટપટ ચલાવવાને અને ચડાઈ કરવાની ફોજ ભેગી કરવાને એ દેશોને વચગાળે આવેલા મારીસ (મારીશિયસ) અને બુર્બોં બેટ અનુકૂળ પડ્યા. એ સર્વ ઉપરાંત એ વેળા નેપોલિયન બોનાપાર્ટ મિસર દેશમાં હતો; મહાન્ સિકંદરની પેઠે દિગ્વિજયનાં સ્વપ્નાં તેને આવતાં હતાં. અને ત્યાર સુધીમાં તેની જે સેના કોઇથી જીતાઈ નહતી તેને કેઈ દિશાએ તે વાળશે તે કોઇ જાણતું ન હતું.

**લાર્ડ વેલ્લિસ્લેયની પૂર્વે હિંદની હાલત, ૧૭૯૮.**—ફ્રેંચ લોકની એશિયામાં આશા હતી તે ધૂળધાણી કરી નાંખવાની યુક્તિ વેલ્લિસ્લેયે યોજી તે એ હતી કે પોતે મોટા હિંદી રાજ્યમંડળના પ્રમુખ બનવું. ક્લાઈવની તરવારે અને વારન હેસ્ટિંગ્સની રાજયુક્તિએ ઇંગ્રેજને નીચલા બંગાળામાં સર્વોપરિ કર્યાં હતા.

એ સૈકો પૂરો થયા પહેલાં ગંગાના પ્રદેશને ઊંચે સુધી, દરિયાકિનારેથી બનારસ (કાશી) પર્યંત ઇંગ્રેજની સત્તા સુદૃઢ જામી હતી. ઇંગ્રેજી રાજ્યમર્યાદાની પેલીમેર અયોધ્યાના નવાબ વજીરે બ્રિટિશ લશ્કરની સહાયને સારે નાણાં આપવાની કબૂલાત દીધી હતી. એ નાણાંનો આંકડો ૧૭૯૭ માં દરસાલ ૭૬૦,૦૦૦ પાઉંડનો ઠર્યો: એ રકમ નવાબથી દરસાલ ભરી શકાઈ નહિ તેથી રોકડ નાણાંને બદલે મૂલક આપવાની નવાબે વિષ્ટી ચલાવી. ૧૮૦૧ માં લખનોરમાં કરાર થયો તેમાં દોઆબ નામે ગંગા ને જમનાની વચ્ચે આવેલો રસાળ પ્રાંત તથા રોહિલખંડ ઇંગ્રેજને આપવા ઠર્યા. લૉર્ડ વેલ્લેસ્લેયના વખતની પહેલાં દક્ષિણ હિંદમાં ઇંગ્રેજને કબજે મદ્રાસ અને મુંબઈમાં માત્ર કાંઠાનો મૂલક હતો. ઉત્તર હિંદમાં દિલ્હી પર્યંત ઇંગ્રેજને સર્વોપરિ કરવા અને દક્ષિણ હિંદમાંનાં મોટાં રાજ્યોને કંપની સરકારને તાબેદાર કરવાં એવો ઠરાવ વેલ્લેસ્લેયે કર્યો. કરેલા કોલ તોડ્યા વિના દેશી ભૂપતિઓનાં કાવતરાંથી આ ઠરાવ અમલમાં લાવવાની તેને જોગવાઈ મળી. વખત એવો આવ્યો હતો કે ઇંગ્રેજે હિંદમાં શ્રેષ્ઠ થવું કે હારીને નાશી જવું. મુગલાઈ રાજ્ય છેક તુટી ગયું હતું; અને હવે મુખ્ય સત્તા તે પાદશાહતના પ્રાંતોના મુસલમાન ગવર્નરોને હાથ જાય, કે મરાઠી હિંદુ રાજ્યમંડળને હાથ જાય, કે ઇંગ્રેજને હાથ જાય. લૉર્ડ વેલ્લેસ્લેયે નિશ્ચય કર્યો કે એ સર્વોપરિ સત્તા ઇંગ્રેજે લેવી.

**લાર્ડ વેલ્લેસ્લેયની રાજનીતિ.**—ઉત્તર હિંદમાં પ્રથમ તેને કરવાનું કામ સહેલું હતું. હાલના વાયવ્ય પ્રાંતોના મધ્ય ભાગ લગીનો મૂલક લખનોરના કરારથી ઇંગ્રેજને કબજે આવ્યો અને અયોધ્યામાં તેમની સત્તા સ્થાપન થઇ. એ હદપાર મરાઠી રાજમંડળની ઉત્તર શાખાઓને હાથ નામનો કે પૂતળા જેવો પાદશાહ અને રાજ્યાધિકારનો વહીવટ હતો. બીજો

મરાઠી વિગ્રહ (૧૮૦૨-૧૮૦૪ માં) થયો ત્યારે તે આખી પ્રજા જોડે કાર્યસાધક રીતે વર્તવાનો લાગ મળ્યો ત્યાંસુધી એ શાખાઓને તેણે છેડી નહિ. દક્ષિણ હિંદમાં હૈદરાબાદના નિજામનું રક્ષણ કરવાની ગરજ તેને માલૂમ પડી. અહીં તે એવી રીતે વર્ત્યો કે પછીથી ઊંડલા ઝઘડામાં નિજામ તેની સલાહ પ્રમાણે ચાલનાર થયો. દક્ષિણમાં બીજું મુસલમાની રાજ્ય મ્હૈસુરમાં ટિપૂ સુલતાનને હાથ હતું. એ સુલતાન જોડે વર્તવાનું કામ એટલું સહેલું નહતું. લાર્ડ વેલેસ્લેયે તેને છૂંદી મારવાનો ઠરાવ કર્યો, અને તેમ કરવાને તેણે ઇંગ્રેજને મસ બીજવી કારણ ઉત્પન્ન કર્યું હતું. દક્ષિણના ત્રીજા રાજબળનું-મરાઠા રાજમંડળનું-બંધારણ એવું ઢીલું હતું કે પ્રથમ લાર્ડ વેલેસ્લેયે તેની સાથે મિત્રાચારીના બંદોબસ્તથી રહેવાની આશા રાખેલી જણાયછે. તેમની સાથે દોસ્તી થાય ને વળી તૂટે એવું કેટલાંક વરસ લગી થયાં કર્યાંથી જ્યારે તેની ખાતુરી થઇ કે દક્ષિણ હિંદનું સર્વોપરીપણું મરાઠાને હાથ રહે કે ઇંગ્રેજને હાથ રહે, ત્રીજો રસ્તો નથી, ત્યારે શું કરવું તેનો નિશ્ચય કરવામાં તે ખંચાયો નહિ.

**નિજામ જોડે કરાર, ૧૭૯૮**:—દક્ષિણનાં ત્રણ રાજ્યોમાં વધારે નબળું રાજ્ય હૈદરાબાદના નિજામનું હતું. લાર્ડ વેલેસ્લેયે પ્રથમ તેને હાથમાં લેવાની કોશિશ કરી. ખબરદારી ભરેલી તળાવટથી કામ ચલાવી તેણે પોતાની ધારણા પાર પાડી ને જે હરીફ બને તેવો હતો તેને તહનામા વડે ઉપયોગી મિત્ર કર્યો. હૈદરાબાદની ફ્રેંચ પલટણોને તોડી નાંખી અને નિજામે કરાર લખી આપ્યો કે ઇંગ્રેજ સરકારની મંજૂરી વિના કોઈ યૂરોપીને નોકરીમાં રાખવો નહિ,—એ વખતથી દેશી રાજ્યો જોડે કરેલા દરેક તહનામામાં એ શરત દાખલ કરીછે.

**મ્હૈસૂર જોડે ત્રીજો વિગ્રહ, ૧૭૯૯.**—કૉર્નવાલિસે ટિપૂને

હરાવ્યો હતો પણ વશ કર્યો ન હતો. હવે વેલ્લેસ્લેયે પોતાનું બધું બળ તેના ઉપર લગાડયું. ફ્રેંચ સાથે ટિપૂ ખટપટ કરતો હતો તે ઉઘાડી પડી, અને સહાયભૂત ઇંગ્રેજી ફોજ રાખવા વગેરેના નવા તહનામાને વળગી રહેવા તેને કહાવ્યું, તેમ કરવાની તેણે ના પાડી ત્યારે તેની જોડે વિગ્રહનું જાહેરનામું કર્યું, અને સવારીની ગોઠવણ જાતે કરવાને તથા જે બને તેની ઉપર દેખરેખ રાખવા રાજપ્રતિનિધિને શોભે તેવા ઠાઠમાઠથી વેલ્લેસ્લેય મદ્રાસ આવ્યો. નિજામની મદદગારી સેના સહિત એક ઇંગ્રેજી ફોજ મદ્રાસથી મ્હૈસૂરમાં પેઠી. પશ્ચિમ કાંઠેથી બીજું લશ્કર આવ્યું. રણક્ષેત્રમાં નબળો પ્રતિરોધ કરી ટિપૂ શ્રીરંગપટમમાં ભરાયો, અને જ્યારે તે શહેર પર ઇંગ્રેજ લશ્કરે હલ્લા કર્યા ત્યારે તૂટેલા કોટમાં તે બહાદુરીથી લઢતાં પડયો (૧૭૯૯). પ્લાસીના યુદ્ધ પછી જે બનાવ બન્યા તેમાંના આથી એટલે શ્રીરંગપટમ જીતી લેવાથી, દેશી લોકની કલ્પનાપર જેટલી અસર થઈ તેટલી બીજા કોઈથી થઈ નહતી. એ ફતેહે જનરલ હારિસને અમીરપદ અને વેલ્લેસ્લેયને આઈરિશ માર્ક્વિસનો ઇલિકાબ અપાવ્યો. ટિપૂના મૂલકની વહેંચણ કરવામાં વેલ્લેસ્લેય વિવેકથી વર્ત્યો. મધ્ય ભાગે મ્હૈસૂરનું જૂનું રાજ્ય હતું તે તેના હિંદુ રાજાને પદભ્રષ્ટ કરી હૈદરઅલીએ ખૂંચવી લીધું હતું. એ રાજાનો બાળ વારસ હતો તેને એ ભાગ પાછો આપ્યો; ટિપૂનો બાકીનો મૂલક નિજામ, મરાઠા, અને ઇંગ્રેજ વચ્ચે વહેંચ્યો. હિંદની અગ્નિકોણમાં આવેલા કર્નાટક દેશપર આર્કટનો નવાબ હકુમત ચલાવતો હતો. એ દેશ તથા તાંજોરનું સંસ્થાન એ બંનેને આ વેળાને શુમારે ખાલસા કરી ઇંગ્રેજના પ્રત્યક્ષ અધિકારમાં આણ્યા. એમ મદ્રાસ ઇલાકો બન્યો તે આજ પર્યંત લગભગ તેટલોજ છે. કતલ થયેલા ટિપૂના પુત્રોપર પિતાતુલ્ય માયા દાખવી તેણે તેમની સંભાળ

રાખી. તેમને મોટા દરમાયા બાંધી આપ્યા અને અર્ધો પર્ધો રાજા જેવા ઠાઠમાઠ સહિત પ્રથમ વેલારમાં અને પછી કલકત્તામાં રાખ્યા. તેઓમાંનો છેલ્લો શાહજાદો ગુલામ મુહમ્મદ ૧૮૭૭ લગી જીવતો હતો. કલકત્તામાં તેને સૌ ઓળખતા હતા અને સુલેહના અમલદાર (જસ્ટિસ આવ ધ પીસ) નું કામ તે ઉદ્યોગથી કરતો.

**મરાઠી રાજ્ય, ૧૮૦૦.**—ટિપૂ જોડે થયેલા બંને વિગ્રહમાં મરાઠા ઇંગ્રેજના નામના સાથી હતા, પણ તેઓ મદદ કરવામાં પ્રવૃત્ત થયા ન હતા અને હમણા જેમ નિજામ ઇંગ્રેજનો દૃઢ પક્ષકાર થયો હતો તેમ તેઓ થયા નહતા. આ વેળા મરાઠાનાં શક્તિવાન રાજ્ય પાંચ હતાં. એ મરાઠી રાજમંડળમાં પુણાનો પેશ્વા સર્વોપરી મનાતો હતો, અને મરાઠા લોકનું મૂળસ્થાન પશ્ચિમ ઘાટના મૂલકમાં હતું ત્યાં તેનો અમલ હતો. રસાળ ગૂજરાત પ્રાંતમાં વરસોવરસ વડોદરાના ગાયકવાડ પીડા કરતા. મધ્યહિંદમાં ગ્વાલિયરનો સિંધિઆ અને ઇંદોરનો હોલ્કર, એ બે લશ્કરી સરદારો વારાફરતી શ્રેષ્ઠતા ધારણ કરતા. પૂર્વમાં નાગપુરનો ભોંસલા રાજા વરાડથી ઓરિસ્સાના કિનારા લગી રાજ્ય કરતો. સહાયભૂત સેનાપદ્ધતિની જાળમાં એમને લેવાની મહેનત વેલ્લિસ્લેયે કરી. હોલ્કરે પેશ્વાને હરાવી બ્રિટિશ મુલકમાં નાશી જવાની જરૂર પાડી તેથી તેને વસાઈમાં ઇંગ્રેજ જોડે ૧૮૦૨ માં તહનામું કરવાની જરૂર પડી. એમાં તેણે ઇંગ્રેજ સરકારને વચન આપ્યું કે યૂરોપી કે દેશી કોઈ રાજ્ય જોડે વહેવાર રાખવો નહિ. અને સહાયભૂત સેનાના ખર્ચને સારૂ તેણે ઇંગ્રેજને મૂલક આપ્યો. આથી મુંબાઈ ઇલાકામાં ઇંગ્રેજની મુલ્કી સત્તાનો ઘણો વિસ્તાર થયો. પરંતુ એથી બીજો મરાઠી વિગ્રહ ઉત્પન્ન થયો, કેમકે મરાઠી રાજ્યની સ્વતંત્રતા દગાથી આપી દીધી તે નાગપુરના રાજાએ અને સિંધિઆએ કબૂલ રાખ્યું નહિ.

**બીજો મરાઠી વિગ્રહ, ૧૮૦૨-૧૮૦૪.**—લડાઈ ચાલી તે કદાચ હિંદમાં બ્રિટિશ ફોજે કરેલી લડાઈઓમાં સર્વેથી વધારે પ્રતાપી હતી. સામાન્ય ગોઠવણ અને જોઈએ તેટલાં સાધનો પૂરાં પાડવાની ત્રેવડ લોર્ડ વેલ્લેસ્લેયે કરી હતી અને પરાજય નહિ પામે ને પાછી નહિ હઠે એવી હિમ્મત પણ તેનીજ હતી. લશ્કરોના સેનાપતિઓ સર આર્થર વેલ્લેસ્લેય (પછીથી ડયુક આવ્ વેલ્લિંગ્ટન) અને જનરલ (પછીથી લાર્ડ) લેક હતા. વેલ્લેસ્લેયે દક્ષિણમાં કામ ચલાવ્યું અને થોડા માસમાં આસ્સેય અને આર્ગામના સંગ્રામમાં નિર્ણયકારક જય મેળવ્યા તથા અહમદનગર જીતી લીધું. હિંદુસ્તાનમાંની લેકની સવારી પણ તેવી ફતેહમંદ હતી. ઇતિહાસ લખનારા એના જય વિષે ઓછું બોલ્યાછે, પરંતુ તેનો જસ ઓછો નહતો. અલીગઢ અને લાસ્વારીનાં વ્યૂહપૂર્વક થયેલાં યુદ્ધોમાં તે ફતેહ પામ્યો અને તેણે દિલ્હી અને આગ્રા શહેરો લીધાં. સિંધિઆની ફ્રેંચ ફોજને તેણે વિખેરી નાંખી અને તેજ વખતે મુગલ પાદશાહનો હિમાયતી થઈ તેના પૂર્વજોની રાજધાનીમાં તે રહ્યો. ૧૮૦૩ ની સાલ પૂરી થયા પહેલાં સિંધિઆ અને નાગપુરનો ભોંસલા રાજા એ બેઉએ સલાહનાં કહેણ મોકલ્યાં. જમનાની ઉત્તરે આવેલા પોતાના તમામ મૂલક પરનો હક્ક સિંધિઆએ આપી દીધો અને આંધળા ઘરડા પાદશાહ શાહ આલમને ઇંગ્રેજના રક્ષણમાં મૂક્યો. ભોંસલાએ ઓરિસ્સા પ્રાંત ઇંગ્રેજને આપ્યો. ઉતાવળે કૂચ કરનારી એક ઇંગ્રેજી ફોજે પ્રાંતનો કબજો ત્યાર પહેલાં ૧૮૦૩ માં કર્યો હતો. ભોંસલાએ વરાડ પ્રાંત નિજામને આપ્યો. બ્રિટિશ સરકારના કહ્યા પ્રમાણે વર્ત્તવાથી તેને દરવખતે નવો મૂલક મળતો હતો. લૂંટારો જસવંતરાવ હોલ્કર એકલો રણમાં રહ્યો. માળવા અને રજપૂતાનામાં લૂંટ કરી તે પોતાના લશ્કરનું ગુજરાન ચલાવતો હતો. વેલ્લેસ્લેયની હકુમ-

તનાં છેલ્લાં વરસ હોલ્કર સાથે વઢવામાં ગયાં. પણ તેથી ઇંગ્રેજના નામને થોડી આબરૂ મળી. મધ્ય હિંદમાં કર્નલ મોન્સનનું પાછું હઠવું આફત ભરેલું થયું (૧૮૦૪) અને તેથી વાર્ગામનો કોલકરાર અને હૈદરઅલીએ કર્નલ બૈલ્લીના લશ્કરને નાશ કર્યો હતો તે યાદ આવ્યાં. ભરતપુરના ઘેરામાં લેક પંડ હાર્યો એ ઇંગ્રેજી સૈન્યે પોતાનો હેતુ પાર પાડ્યા વિના પાછી પાની કરી તેનું એક ઉદાહરણ છે (૧૮૦૫). ૧૮૨૭ માં અંતે ભરતપુર જીતાયું.

**લાર્ડ વેલ્લેસ્લેયના પછી હિંદની હાલત, ૧૮૦૫.**—લાર્ડ વેલ્લેસ્લેયે ૭ વરસ કારભાર ચલાવ્યો તે દર્મિયાન પોતાની મુલ્કી યોજના લગભગ સઘળી પાર પાડી. ઉત્તર હિંદમાં લાર્ડ લેકની સવારીથી વાયવ્ય પ્રાંતો (પ્રાચીન મધ્યદેશ) અને પૂતળા જેવા પાદશાહ ઇંગ્રેજ સરકારને કબજે આવ્યાં. એ નવા મૂલકને પૂર્વે અયોધ્યાના નવાબ વજીર પાસેથી મળેલા મૂલક સાથે જોડી દઈ 'આપેલા અને જીતેલા પ્રાંતો' બનાવ્યા. ૧૮૪૪ અને ૧૮૪૭ માં શીખ રાજ્ય જોડે વિગ્રહો થયાથી પંજાબ દેશ મળ્યો ત્યાં લગી ઉત્તર હિંદનો એ વિભાગ એ સ્થિતિમાં રહ્યો. પાછળ કહી ગયા તેમ અગ્નિકોણમાં લાર્ડ વેલ્લેસ્લેયની જીતથી મદ્રાસ ઇલાકો બન્યો તે અદ્યાપિ લગભગ તેટલોજ છે. પશ્ચિમ હિંદમાં પેશ્વા કંપની સરકારનો તાબેદાર રાજા બન્યો. ૧૮૧૮ માં છેલ્લો મરાઠી વિગ્રહ થયો ત્યાંસૂધી મુંબાઈનાં ગવર્નરના તાબામાં હાલ જેટલો મૂલક છે તેટલો આવ્યો નહતો.

# प्रकरण १४ मुं.

## બ્રિટિશ હિંદનું સુદૃઢ થવું.

**લાર્ડ કૉર્નવાલિસ બીજીવાર આવ્યો, ૧૮૦૫.**—એ દર્મિયાન લાર્ડ વેલ્લેસ્લેયનાં મહાન્ કૃત્યોથી નાણાંની તાણ પડી તેણે કરીને તેના સ્વદેશમાં કોર્ટ આવ ડરેકટરની ધીરજ રહી નહિ. ૧૮૦૫ માં લાર્ડ કૉર્નવાલિસને હરકોઈ પ્રકારે સલાહ કરવાનું ફરમાવી ગવર્નર જનરલ નીમી બીજીવાર મોકલ્યો. એ વખતે હોલકર જીતાયો નહતો અને સિંધિઆ ફરી વિગ્રહ ઉઠાવવાની ધાસ્તી આપતો હતો. પરંતુ કૉર્નવાલિસ હવણા વૃદ્ધ થયો હતો અને તેની તન્દુરસ્તી ભંગ થઈ હતી. વર્ષાઋતુમાં વાયવ્ય કોણ ભણી મુસાફરી કરતાં ગાજીપુરમાં તે નિર્ગત થઈ જઈ મરણ પામ્યો તે વખતે તેને હિંદમાં આવ્યાને હજી દશ અઠવાડીઆં થયાં નહતાં.

**સર જ્યાર્જ બાર્લો, ૧૮૦૫.**—તેની પછી તેની જગાએ સર જ્યાર્જ બાર્લો થયો. એ કમ્પનીના મુલ્કી ખાતામાં (સિવિલ સર્વિસમાં) નોકર હતો, અને તે અવેજી કે કામ ચલાઉ જેવો હોવાથી તેને પોતાના ઉપરીઓના હૂકમો અમલમાં લાવ્યા વિના બીજો રસ્તો નહતો. એ હૂકમ પ્રમાણે તેણે બ્રિટિશ રાજ્યનું ક્ષેત્રફળ કમી કર્યું, અને કરેલા કોલકરાર તોડી રજપૂત રાજાઓને તજી દીધા તેથી તેઓને કઠણ હૈયાના હોલ્કર અને સિંધિઆની દયાને આધીન થવું પડ્યું. વેલ્લોરમાં મદ્રાસી સિપાઈઓએ (૧૮૦૬ માં) બળવો પણ તેના કારભારના સમયમાંજ કર્યો. એ ફિતૂર ઝટપટ બેસાડી દેવામાં આવ્યું, તથાપિ તેણે કરીને આખા રાજ્યમાં ધાસ્તી પેઠી. આ વચગાળાના વખતની નબળી કરકસરવાળી રાજનીતિ અતિ હાનિકારક

થઈ પડી. પણ સુભાગ્યે રાજની લગામ થોડા વખતમાં વધારે દૃઢ મનના માણસને હાથ ગઈ.

**લાર્ડ મિંટો, ૧૮૦૭-૧૮૧૩.**—લાર્ડ મિંટોએ ૧૮૦૭ થી ૧૮૧૩ સુધી ગવર્નર-જનરલનો અધિકાર ચલાવી વેલ્લેસ્લેયે જીતેલા રાજ્યને સુદૃઢ કર્યું. તેણે **મારિસ બેટ** (મારિશિયસ) નો કબજો કર્યો અને જાવા ઉપર સવારી કરી તે બેટને જીતી લીધો. તેનું લશ્કરી મોટું કામ માત્ર એ હતું. એ સવારીની જોડે તે પંડે ગયો હતો. મધ્ય હિંદમાં ગરબડાટ જારી હતો, પણ યુદ્ધે ચડયા વિના ભારે વરવાડ ઊઠતી લાર્ડ મિંટો અટકાવી શક્યો. કંપનીએ તેને આજ્ઞા દીધી હતી કે બીજાં રાજ્યોના કામમાં હાથ ન ઘાલવો. ઇંગ્રેજના નામને નુકસાન લગાડયા વિના તેણે આ હુકમ પાળવા તજવીજ કરી. એના આશ્રય નીચે હિંદી સરકારે પંજાબ, અફગાનિસ્તાન, અને ઈરાનમાં એળચીઓ મોકલી એ નવાં પરરાજ્યો જોડે વહેવાર ચલાવ્યો. એ બધા એળચીઓ વેલ્લેસ્લેયના હાથ નીચે કેળવાયેલા હતા, અને હિંદી સરકારના નોકરોમાંથી નીવડેલા પોલિટિકલ અધિકારીઓમાં કદાચ સર્વેથી વધારે નામાંકિત એ ત્રણ હતા. રણજીતસિંહનું શીખ દરબાર લાહોરમાં હતું ત્યાં **મેટ્કાફ** ગયો; અફગાનિસ્તાનના શાહને પેશાવરમાં **એલ્ફિન્સ્ટન** મળ્યો; અને **માલ્કમને** ઈરાન મોકલ્યો. એ વકીલોના જવાથી કાંઈ સ્થાયી પરિણામ થયાં એમ કહી શકાય નહિ, પરંતુ તેથી ઇંગ્રેજને નવા રાજકીય સંબંધ થયા, અને તેમની સત્તા વાપરવાની જગા વધી.

**લાર્ડ મોઇરા, ૧૮૧૪-૧૮૨૩.**—લાર્ડ મિન્ટોને ઠામે લાર્ડ મોઇરા નીમાયો. પછીથી '**માર્કિવસ આવ્ હેસ્ટિંગ્સ**' નો ઈલિકાબ તેને મળ્યો તે નામે તે વધારે પ્રખ્યાત છે. મધ્ય હિંદમાં લાર્ડ વેલ્લેસ્લેયે કરેલી જીતને લાર્ડ હેસ્ટિંગ્સે પૂર્ણ કરી, અને હાલ જેટલો મુંબાઈ ઈલાકો છે તેટલો તે ગયો તે વારે લગભગ થયો

હતો. ૧૮૧૪થી ૧૮૨૩ સૂધીની તેની લાંબી કારકીર્દીમાં બે મોટા વિગ્રહ થયા, એક નેપાળના ગુર્ખા લોક જોડે અને બીજો મરાઠા જોડે.

**નેપાળ જોડે વિગ્રહ, ૧૮૧૪-૧૮૧૫.**—હાલ નેપાળમાં અમલ ચલાવનારા ગુર્ખા લોક ત્યાં જઈ વસેલા હિંદુ છે અને એ મૂળે રજપૂત હતા એવું તેઓ કહેછે. નેવાર નામે અસલ વતનીઓ હિંદી-તિબેટી કુળના છે અને બૌદ્ધ ધર્મ માનેછે. ગુર્ખા રાજ્યનો આરંભ ૧૭૬૭થી માત્ર થયોછે. એ સાલમાં તેમણે ખટમંડુની ખીણ હાથ કરી લીધી, અને પછી આસ્તે આસ્તે નેપાળના ડુંગરા અને ખીણોપર તેમણે પોતાનો અધિકાર ફેલાવ્યો. રાજ્યવ્યવસ્થા લશ્કરી જાગીરોના પાયાપર રચી તેઓ પોતાના પાડોશીઓને થોડા કાળમાં ત્રાસજનક થયા. પૂર્વે સિક્કિમમાં, પશ્ચિમે કમાઉનમાં, અને દક્ષિણે ગંગાના પ્રદેશમાં તેઓ ધસ્યા. એમાંના છેલ્લા સ્થળમાં તેમણે ઇંગ્રેજની રૈયતને પીડા કરી, તેથી તેમને આગળ વધતા અટકાવવાની જરૂર માલૂમ પડી. સર જ્યાર્જ બાર્લોએ તથા લાર્ડ મિન્ટોએ તેમને સમજાવી વારવાનો પ્રયત્ન કર્યો તે નિષ્ફળ જવાથી લાર્ડ મોઇરાને વિગ્રહ કરવા સિવાય બીજો રસ્તો રહ્યો ન હતો. ૧૮૧૪માં કરેલી પહેલી સવારીનો પરાભવ થયો. રોગી હવા અને સીધા ડુંગરાથી થતી અડચણોને દૂર કર્યા પછી કેટલાક જંગ થયા તેમાં ઠીંગણા ગુર્ખાની જોરા ભરેલી બહાદુરીથી ઇંગ્રેજની ફોજ પૂરેપૂરી હારી. ગુર્ખાના કુકરી નામે છરાએ એ લડાઇઓમાં ભયંકર હાનિ કરી. પરંતુ ૧૮૧૪ના શિયાળામાં જનરલ ઓકટર્લોનીએ સતલજને માર્ગે બીજી સવારી કરી અને હલ્લાં કરીને એક પછી એક ડુંગરી ગઢો લીધા અને સલાહ કરવાનાં કહેણ મોકલવાની નેપાળ દરબારને જરૂર પાડી. હિમાલયનાં જે સંસ્થાનો હાલ પંજાબ સરકારના હાથ

નીચે છે તેઓમાં એ કિલ્લા અદ્યાપિ છે. બીજે વરસે, ૧૮૧૫ માં, એજ જનરલે પટણાથી ખટમંડુની ઊંચી ખીણ સુધીની પ્રતાપી કૂચ કરી, અને જે શરતો નેપાળના દરબારે પ્રથમ મંજૂર રાખી ન હતી તે તેની રાજધાનીથી થોડા મૈલપર જઇ કબૂલ કરવાની ફરજ પાડી. સેગાઉલીના કરાર પ્રમાણે અગ્નિ કોણે સિક્કિમમાંથી ગુર્ખા પાછા ગયા, નૈરૃત્યમાં હિમાલયના આગલા ભાગમાં તેમનાં આગળ વધી આવેલાં થાણાં હતાં તે તેમણે ઉઠાવી લીધાં. એથી નૈનાતાલ, મસુરી, અને સિમલાનાં તંદુરસ્તી આપનારાં સ્થળો ઇંગ્રેજને હાથ આવ્યાં. અદ્યાપિ એ કરાર પ્રમાણે ઇંગ્રેજ અને નેપાલનાં રાજ્યોની વચ્ચે વહેવાર ચાલે છે.

**પિંડારા, ૧૮૦૪ થી ૧૮૧૭.**—એ દર્મિયાન મધ્ય હિંદની અવસ્થા પ્રતિ વર્ષે વધારે અસંતોષકારક થતી જતી હતી. મોટા મરાઠા સરદારો લૂંટારૂ ધાડાંના નાયકો ટળીને અમલ કરનારા રાજવંશીઓના રીતે વર્ત્તવા લાગ્યા હતા. પણ તેમની અધર્મી બેકેદ રાહે ચાલનારા પિંડારા નામે નવા લૂંટારા ઉત્પન્ન થયા હતા. મરાઠા તો એક હિંદુ પ્રજા હતી અને એક સંપથી રાજ્ય કરવાની પરંપરાની ચાલતી આવેલી રીત પ્રમાણે વર્ત્તવાને તેઓ બંધાયલા હતા, પણ પિંડારા તો મધ્ય યુગના યૂરોપની બેકેદ ટોળીઓનાં જેવાં માત્ર લૂંટારૂ ધાડાં હતાં. કોઈ એક જાતના કે એક ધર્મના નહોતા. આખા હિંદમાંના હરકોઇ બારવટીઆ અને ત્રુટી ફૂટી જાતોને-પઠાણ, મરાઠા કે જાટ જે હોય તેને-તેઓ ખુશીથી પોતાનામાં દાખલ કરતા. મુગલાઈ રાજ્ય રૂપી ઇમારત તૂટી તેના છારા કે કચરા જેવા એ હતા. તે રાજ્યના ખંડેરમાંથી જે હિંદુ કે મુસલમાની રાજ્યો દેશમાં સ્થાપન થયાં તેઓમાં જેમને નોકરી ન મળી તેઓ એમાં આવી ભરાયા. કેટલાક વખત લગી તો એમ ભાસ્યું કે મુગલાઇ રાજ્યનો વારસો એ લૂંટારૂ ફોજ-

ને મળેએ ખરો. બંગાળામાં પણ કાઢી મૂકેલા મુસલમાન સવારો અને લૂંટારૂ હિંદુ જાતોનાં એવાં ટોળાં બંધાયાં હતાં. પરંતુ વારન હેસ્ટિંગ્સના આકરા અમલમાં તેઓને વિખેરી નાંખ્યાં હતાં. મધ્ય હિંદમાં એ પીડા વધારે વાર ટકી, વિસ્તાર પામી અને નિયમપૂર્વક વિગ્રહથી માત્ર તેનો નાશ થયો.

**પિંડારી વિગ્રહ, ૧૮૧૭.**—પિંડારાનાં રહેઠાણ માળવામાં હતાં, પરંતુ તેઓ માત્ર મધ્ય હિંદમાંજ લૂંટફાટ કરતા એમ ન હતું. કોઇવાર સેંકડો અને કોઇવાર હજારો સવારોનાં ધાડાં મદ્રાસ અને મુંબાઇના સામસામા કિનારા પર્યંત જતાં. અમીરખાન નામે પિંડારાનો સૌથી બળવાન નાયક હતો તેની પાસે ઘણી પલટણોનું અને તોપોની કેટલીક બાટરીઓનું સંયોજના કરેલું લશ્કર હતું. ચીતુ અને કરીમ નામે બે બીજા નાયકોએ એકવાર પોતાના છૂટકારાને સારૂ સિંધિઆને દશ લાખ રૂપિઆ દંડ આપ્યો હતો. તમામ મરાઠા સરદારોને તેમની જોડે ઓછો વધતો એક રાગ હતો. લાર્ડ હેસ્ટિંગ્સે (૧૮૧૭ માં) એ પિંડારાનો નાશ કરવાને ૧,૨૦,૦૦૦ યોદ્ધાની સેના ભેગી કરી. હિંદમાં એ વખત લગી એવડી મોટી બ્રિટિશ ફોજ એકઠી થઇ નહતી. એમાંના અર્દ્ધ ભાગે ઉત્તરથી અને બાકીનાએ દક્ષિણથી કામ ચલાવ્યું. સિંધિઆને ધાસ્તીમાં રાખવાથી તે શાંત રહ્યો. હાલ ટાંકનું સંસ્થાન છે તેનો કબજો તેને સ્વાધીન રહેવા દેવાની ખાતરી કરી આપવાથી અમીરખાને પોતાના લશ્કરને રજા આપી. બાકીનાં પિંડારી ટોળાંઓપર તેમના રહેઠાણમાં હલ્લાં કરી ઘેરી લઇ તેમનો નાશ કર્યો. કરીમ જીતનારા કને દયાદાન માગી શરણે આવ્યો. ચીતુ જંગલોમાં નાઠો ને ત્યાં તેને વાઘે માર્યો.

**છેલ્લો મરાઠી વિગ્રહ, ૧૮૧૭-૧૮૧૮.**—જે સાલમાં પિંડારાને છૂંદી માર્યા તેજ સાલ (૧૮૧૭) માં અને લગભગ તેજ

માસ (નવેમ્બર) માં પુણા, નાગપુર, અને ઇંદોરનાં ત્રણ મોટાં મરાઠી રાજ્યો ઇંગ્રેજની સામે પૃથક્ પૃથક્ ઊઠયાં. ૧૮૦૨ માં વસાઇના કોલકરારમાં થયેલી શરતોથી પેશ્વા બાજીરાવ ક્યારનો અકળાઈ નારાજ થઈ રહ્યો હતો. ૧૮૧૭ ના જૂન મહિનામાં પુણામાં નવો કરાર થયો તેવડે ગાયકવાડ તેની આધીનતામાં-થી છૂટયો, સહાયકારી બ્રિટિશ ફોજના પગારને પેટે બીજા નવા પ્રાંતો આપ્યા, અને ત્યાર પછી જે વાંધા ઊઠે તેનો નિવેડો ઇંગ્રેજ સરકારે કરવો એવું ઠર્યું. એ વેળા ઇંગ્રેજનો રેસિડંટ એલ્ફિન્સ્ટન હતો તેને તોફાનની ચેતવણી મળવાથી તે ખડકીની છાવણીમાં જઈ રહ્યો. ત્યાં તેણે એક યુરોપી પલટણ મંગાવી હતી. બીજે દિવસે રેસિડંસીને બાળી નાંખી પેશ્વાની આખી ફોજે ખડકી ઉપર હુમલો કર્યો. એ હુમલો બહાદુરીથી ઇંગ્રેજી લશ્કરે પાછો વાળ્યો, એટલે તુરત પેશ્વા પોતાની રાજધાની છોડી નાશી ગયો. નાગપુરમાં પણ લગભગ એજ પ્રમાણે બન્યું. ત્યાં સીતાબાલ્ડીના ડુંગરનું રક્ષણ દુશ્મનોની સંખ્યા ઘણીજ વધારે છતાં સિપાઈઓએ કરી ઇંગ્રેજ નામની લાજ રાખી. બીજા મહીનામાં મહિદપુરના યુદ્ધમાં હોલ્કરની ફોજ હારી.

**છેલ્લા મરાઠી વિગ્રહનાં પરિણામ.**—હવે સઘળો ખુલ્લો પ્રતિરોધ સમાપ્ત થયો. નાસનારાની પાછળ જવું, અને સામાન્ય શાંતિને માટે શરતો મનાવવી એ વિના બીજું કાંઈ કરવાનું રહ્યું નહિ. આ બંને કામ કરવામાં સર જાન માલ્કમે આગેવાની કરી. પેશ્વાનો મૂલક મુંબાઈ ઇલાકામાં જોડી દીધો, અને પિંડારાનો મૂલક લીધો તેની આસપાસ વધતાં વધતાં હાલના મધ્યપ્રાંત થયા. પેશ્વા પોતે શરણે આવ્યો તેને કાનપુરની પાસેના બિથૂરમાં રહેવા દેઈ વરસે રૂ. ૮,૦૦,૦૦૦ નું પેન્શન બાંધી આપ્યું. ૧૮૫૭ ના બળવામાં અપકીર્તિ પામેલો નાના સાહેબ એનો દત્તપુત્ર હતો. મરાઠી રાજમંડળનો પરંપરાથી મનાતો

મુખ્ય પેશ્વા હતો, તેની એ ખાલી પડેલી જગા પૂરવાને શિવા-જીના ખૂણે પડેલા વંશજને બહાર આણી સતારાની ગાદીએ બેસાડ્યો. એક બાળકને હોલ્કરનો વારસ માન્યો; બીજા બાળ-કને બ્રિટિશ સરકારના વાલીપણા નીચે નાગપુરનો રાજા ઠરાવ્યો. એજ કાળે રજપૂતાનાનાં સંસ્થાનો એ ઇંગ્રેજ સરકારને ઉપરીમા-ની પોતે તેનાં મંડળિક બન્યાં. એ પ્રમાણે હિંદનો નકશો લાર્ડ હેસ્ટિંગ્સે દોર્યો તે લાર્ડ ડેલહુસીના સમય લગી વસ્તુતઃ બદલાયો નહિ. પરંતુ બ્રિટિશ રાજ્યની સીમા વધારી એમાં લાર્ડ હેસ્ટિંગ્સ અને સર જાન માલ્કમ ઉત્તમ વડાઈ ન માનતાં કરોડો આદ-મીને મરાઠા અને પિંડારાના જુલમથી છોડાવી તેમને શાંતિનું અને રૂડા રાજ્ય બંદોબસ્તનું સુખ આપ્યું એમાં માનતા હતા.

**લાર્ડ આમ્હર્સ્ટ, ૧૮૨૩-૧૮૨૮.**—લાર્ડ હેસ્ટિંગ્સની જ-ગાએ થોડા મહીના પછી લાર્ડ આમ્હર્સ્ટ આવ્યો, ને વચગા-ળાના વખતમાં સિવિલસર્વિસના **મી૦ આડમે** ગવર્નર જનર-લનું કામ ચલાવ્યું. હિંદી દ્વીપકલ્પમાં મરાઠા વિગ્રહનો અંત ભાગ્યે આવ્યો હતો એટલામાં આપણી ફોજોને દરિયાપર નવાજ શત્રુ જોડે બાથ ભીડવી પડી. લાર્ડ આમ્હર્સ્ટનો કારભાર ૧૮૨૩ થી ૧૮૨૮ લગીનાં પાંચ વરસ ચાલ્યો, ને તે મોટા બે બનાવથી ઇતિહાસમાં પંકાયલો છે—પહેલો **બ્રહ્મી** વિગ્રહ તથા **ભરતપુરગઢની** જીત.

**પ્રાચીન કાળમાં બ્રહ્મદેશ.**—કેટલાંક વરસ થયાં આપણી ઇશાન હદપર લૂંટ કરવાને **બ્રહ્મી** લોક ચડી આવી લોકને હરકત કરતા હતા. **બ્રહ્મદેશ** એ "સુવર્ણમય દ્વીપકલ્પ" (ગોલ્ડન કર્સો-નીસ) ના નામથી પ્રાચીન **ગ્રીક** લોકના જાણવામાં હતો. એ દેશની દંતકથાઓ એવી છે કે કોઈ ધાર્મિક રાજાએ કાશીથી આવી ઇસુખ્રિસ્તનો જન્મ થયા પહેલાં સેંકડો વરસપર **આરા-કાનને** બ્રહ્મી કાંઠે રાજ્ય સ્થાપ્યું હતું. વળી એવી દંતકથા ચાલ-

છે કે બ્રહ્મદેશના દક્ષિણ ભાગોમાં બંગાળી અખાતના મદ્રાસ તરફના કોરોમાંડળ કાંઠેથી લોકો આવીને વશ્યા હતા. એનું ગમે તેમ હો, પરંતુ હાલ બ્રહ્મીલોક બૌદ્ધ ધર્મ માનેછે તે તો ઘણા પુરાતન કાળમાં હિંદથી આવ્યો એ નક્કી છે. ખરૂં જોતાં એ ધર્મ બ્રહ્મદેશમાં ઈ૦ સ૦ ૧૮૯ માં સ્થપાયો એવું કહેવાયછે. વાયવ્ય કોણે હિંદમાંથી સુધારાનું વહેણ બ્રહ્મદેશમાં દાખલ થયું તેવારે વગડાઉ શાન જાતો તથા ટિબેટી ચીનાઈ ઓલાદની બીજી જાતો ઈશાનમાંથી ઈરાવદીના પ્રદેશમાં પેઠી. એમ અગ્નિકોણે શિયામ માંથી અને ઇશાન કોણે ચીનની સરહદના જંગલવાળા પહાડોમાંથી સમુદ્રનાં મોજાંની પેઠે હુમલા કરનારાની સવારીઓ એક પછી એક સેંકડો વર્ષલગી ચઢી આવી હતી. એમણે હળવે હળવે ત્રણ જુદાં જુદાં રાજ્ય સ્થાપ્યાં તે આ પ્રમાણે:—બ્રહ્મી કાંઠે આરાકાન; ઈરાવદીના ઉપલા પ્રદેશોમાં આવા (હાલનો સ્વતંત્ર બ્રહ્મદેશ); અને એ નદીના ડેલ્ટામાં પેગુ. તેઓ ટિબેટી ચીનાઈ જાતનાં હોઈ બ્રહ્મદેશની રાજ્ય કરનારી ઓલાદ બન્યા; અને તેમણે પોતાનાં નવાં રહેઠાણોમાં હિંદથી આવેલો બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. એ ત્રણ બ્રહ્મી રાજ્યો પરસ્પર લડી લોકોપર ઘાતકીપણું ગુજારતાં અને તેમની હત્યા કરતાં. એમ ઘાતકીપણું ગુજારવું અને હત્યા કરવી એ ટિબેટી-ચીનાઈ જાતનું વિશેષ લક્ષણ જણાયછે; પરંતુ એ સર્વ ફેરફારમાં બૌદ્ધ ધર્મની વિદ્વત્તા તથા સુધારાને જરાએ ધોકો લાગ્યો નહિ અને પ્રાચીન દેવાલયોની આસપાસ આબાદ રહ્યો. ૧૫મા સૈકામાં યૂરોપી મુસાફરો પેગુ અને તેનાસેરિમમાં ગયેલા તેમણે લખ્યુંછે કે ત્યાં દરિયાઇ વેપાર સારો ચાલતો હતો. પૂર્વમાં પોર્ટુગીઝની ચડતી હતી તેવારે મરણીઆ યૂરોપી સાહસિકોનું આશ્રયસ્થાન આરાકાન હતું. તેમની મદદથી આરાકાનીઓએ દેશના અંદરના ભાગમાં પોતાની સત્તા ફેલાવી

ચિત્તાગોંગ કબજે કર્યું અને (માઘ નામથી) ગંગાની શાખાઓની વચ્ચેના પ્રદેશમાં ત્રાસ વર્તાવ્યો. ૧૭૫૦ ને શુમારે નવા રાજવંશનો ઉદય થયો ને આલઉંગફ્યા કે આલોમ્પ્રાએ આવામાં રાજધાની કરી એ વંશ સ્થાપ્યો. સ્વતંત્ર બ્રહ્મદેશમાં એ વંશનો હજી અમલ છે.

**પહેલો બ્રહ્મી વિગ્રહ, ૧૮૨૪-૧૮૨૬.**—આલોમ્પ્રાની પછી થયેલા અધિપતિઓએ આખો બ્રહ્મદેશ તાબે કર્યો. એ સમે આસામ સ્વતંત્ર રાજ્ય હતું તે ઉપર ફરી વળી તેઓ બંગાળાનાં બ્રિટિશ પરગણાંમાં પગ પેસારો કરવા લાગ્યા. સલુકાઈનાં સઘળાં કહેણ તેમણે તિરસ્કારથી પાછાં વાળ્યાં ત્યારે આખરે ૧૮૨૪ માં લાર્ડ આમ્હર્સ્ટને વિગ્રહનાં જાહેરનામાં કરવાની જરૂર પડી. બ્રહ્મી લોકને હરાવવામાં કીર્તિ થોડીજ મળવાની હતી, કેમકે તેમના દેશનાં હવા પાણી રોગી હતાં તેથી મુખ્યત્વે તેઓ ભયંકર હતા. એક સવારી ગન્બોટો (તોપોવાળી હોડીઓ) વડે બ્રહ્મપુત્રની વાટે આસામમાં ગઈ. સમુદ્ર માર્ગે જવાની બંગાળી સિપાઈઓએ ના પાડી તેથી બીજી ફોજ ચિત્તાગોંગમાં થઈ આરાકાનમાં પેઠી. ત્રીજી અને સર્વેથી બળવાન સેના મદ્રાસથી વહાણે ચડી સીધી ઈરાવદીના મુખ ભણી ગઈ. વિગ્રહ બે વરસથી વધારે વાર પહોચ્યો. ૨૦,૦૦૦ આપણા માણસ, મુખ્યત્વે મંદવાડથી, મુઆ અને ૧૪ કરોડ રૂપિઆ ખર્ચ થયા પછી ૧૮૨૬ માં આવાના રાજાએ યાન્દાબુના કરાર ઉપર સહી કરી. એ કરારથી તેણે આસામ ઉપરથી પોતાનો બધો દાવો ઊઠાવી લીધો અને આરાકાન તથા તેનાસરિમ પ્રાંતો ઈંગ્રેજની ફોજે કબજે કર્યા હતા તે ઇંગ્રેજ સરકારને આપી દીધા. સમુદ્રપર આવેલા રંગુન સુધી ઈરાવદીનો તમામ પ્રદેશ બ્રહ્મી રાજાએ રાખ્યો.

**ભરતપુર લીધું ૧૮૭૨.**—મધ્ય હિંદના મોટા જાટ સંસ્થાન

ભરતપુરમાં ગાદીને માટે વાંધો ઊઠવાથી બ્રિટિશ સરકાર વચમાં પડી લાર્ડ કામ્બરમીઅરે જાનેવારી ૧૮૨૭ માં એ શહેર જીતી લેઈ ૧૮૦૫ ના જાનેવારીમાં લાર્ડ લેકની હારથી જે નામોશી લાગી હતી તે ભૂશી નાંખી. માટીના જબરા કોટપર તોપના ગોળાથી ઝાઝી અસર થતી નહતી, પણ અંતે સુરંગ ફોડવાથી કોટ તૂટ્યો, અને તૂટેલા ભાગમાં ધસારો કરી ભરતપુર જીત્યું, ને હિંદના તે ગઢનાં અજીતપણા વિષે જે વિચાર ચાલતો હતો તે નાશ પામ્યો. એ વિચાર ઇંગ્રેજી રાજ્યને ભય કરનાર થયો હતો.

**લાર્ડ વિલ્લિઅમ બેંટિક, ૧૮૨૮--૧૮૩૫.**—વીસ વરસપર (૧૮૦૬ માં) વેલોરમાં બંડ થયું તેવારે મદ્રાસનો ગવર્નર લાર્ડ વિલ્લિઅમ બેંટિક હતો તે હવે ગવર્નર-જનરલ નીમાયો. વિજયો કે મુલકના વિસ્તારથી રાજ્યની વૃદ્ધિ, તવારીખ લખનાર ગણેછે, પણ એના સાત વરસના અમલમાં એવું કાંઈ જાણવાલાયક બન્યું નથી. પણ કારભારમાં દાખલ કરેલા સુધારાને માટે તથા જે ધીમીધીમી રીતિથી તાબાની રૈયત પક્ષમાં બેચાઈપર-દેશી રાજકર્તાને માન આપેછે તથા તેમનાથી ડરેછે તેને સારૂ એનો સમય નામાંકિત છે. દેશી લોકના ભલા ઉપર માત્ર નજર રાખી પરગજુપણે દેશનો રાજવહીવટ કરનાર તરીકે હિંદમાં ઇંગ્રેજના અર્વાચીન ઇતિહાસની શરૂઆત લાર્ડ વિલ્લિઅમ બેંટિકથી થાયછે. કલકત્તામાં તેનું પૂતળું છે. તેઉપર મેકૉલેની કલમથી લખાયલો લેખ આ પ્રમાણે છે,—'તેણે ક્રૂર વિધિઓને નાબુદ કર્યા; તેણે નામોશી ભરેલા ભેદ કાઢી નાંખ્યા; સર્વલોકના અભિપ્રાય જાહેર કરવાની તેણે છૂટ આપી; તેને હવાલે જે પ્રજાઓને સોંપવામાં આવી હતી તેમની બુદ્ધિ અને નીતિને સુધારી તેમને ઊંચા લક્ષણની કરવી એ તેનું નિરંતર ચિંતન હતું'.

**બેંટિકના વસૂલાત ખાતામાં સુધારા.**—બ્રહ્મીવિગ્રહથી

પડેલા બોજાએ કરીને ઊપજ ખર્ચ ખાતું ડોલવા લાગ્યું હતું, તેને સમતોલ કરવાપર તેણે આવતાં વારને પ્રથમ લક્ષ લગાડ્યું. ત્રણ પ્રકારના ઉપાયથી તેણે એ કાર્ય સિદ્ધ કર્યું-૧ લો, સ્થાયી ખર્ચમાં વરસે દોઢ કરોડ રૂપિઆનો ઘટાડો કર્યો; બીજો, જે જમીનને ગેરવાજબી રીતે વેરાથી ઉગારવામાં આવી હતી તેપર કર નાંખી ઊપજમાં વધારો કર્યો; ૩ જો, માળવાના અફીણ ઉપર જકાત ઠરાવી. કંપનીની નોકરીમાં દેશીઓને પેસવાના માર્ગો હતા તે પણ તેણે વધારે ખુલ્લા કર્યા. એમાંના કેટલાક સુધારા સનદી નોકરોને તથા લશ્કરી અમલદારોને અપ્રિય હતા. પણ લાર્ડ વિલ્લિઅમને કોર્ટ આવ્ ડરેક્ટરોએ તથા ઈંગ્લાંડના વ્હિગ પ્રધાનોએ જબરો આશ્રય આપ્યો.

**સતી થવાનો ચાલ બંધ પાડ્યો, અને ઠગીનો નાશ કર્યો.**—એનાં સર્વેથી વધારે સંભારવા જોગ બે કામ છે, સતીને નામે વિધવાને બાળી મારવાનો રિવાજ બંધ પાડ્યો તે અને ઠગ એટલે ફાંશીઆ લોકનો નાશ કર્યો તે. આ બે જંગલી આચરણોથી હિંદુઓના સંસારી વ્યવસ્થા કેટલી બધી બગડી હતી તેનો ખ્યાલ, વખતના આટલે અંતરે મનમાં વાસ્તવિક આણવો કઠણ છે. યુરોપી પંડિતોની શોધથી સ્પષ્ટ સિદ્ધ થયુંછે કે વિધવાને બાળી મારવાના આધારને અર્થે વેદનો જે મંત્ર દેખાડવામાં આવ્યોછે તેનો તરજુમો જાણી જોઇને ખોટો કર્યોછે. પણ સેંકડો વરસથી એમ થતું આવ્યુંછે એ પ્રમાણે એ રિવાજને હિંદુઓના મનમાં સ્થાપન કર્યો હતો, અને તે પુણ્યવંત ધાર્મિક વિધિ ગણાતો હતો. અકબર પાદશાહે વિધવાને બાળવાની મના કરી હતી, પરંતુ એ ચાલ બંધ પાડવાની તેની કોશિશ વ્યર્થ ગઇ. પ્રથમના ઈંગ્રેજ હાકેમોએ લોકમાં ચાલતી ધર્મની વાતોનું ઉલ્લંઘન કરવાની હિમ્મત કરી નહિ. એવું કહેવાયછે કે સને ૧૮૧૭ ની સાલમાં એકલા બંગાળા ઇલાકામાં

ઓછામાં ઓછી ૭૦૦ વિધવાને જીવતી બાળી દીધી. આજે પણ હિંદુનાં તીર્થોમાં નાના ધોળા સ્થંભો કે પાલીઆ પુષ્કળ છે. એમાંનો દરેક સ્થંભ કોઈ સતીનું સંભારણું રાખવાને કરેલો છે. યૂરોપી અને દેશી લોક આગ્રહથી સામા થયા છતાં લાર્ડ વિલ્લિઅમ બેંટિકે ૧૮૨૯ના ડીસેમ્બર માસની ૪થી તારીખે કાઉન્સિલમાં કાયદો મંજૂર કરાવ્યો તેમાં ઠરાવ્યું કે જેઓ સતીને મદદ કરે તેમને સર્વને સાપરાધ મનુષ્યવધ કરનારા ગુનેગાર ગણવા. ઠગીનો નાશ કરવાનું માન લાર્ડ વિલ્લિઅમ બેંટિક અને કપ્તાન સ્લીમનને સરખું ઘટે છે. ઠગ લોક વંશપરંપરા ખૂન કરનારા હતા, અને ગળામાં ફાંસો ઘાલી માણસને મારી નાંખવું એ તેમનો ધંધો હતો. વેપારી કે જાત્રાળુને વેશે તેઓ ટોળાંબંધ ફરતા, અને લોહીની તરશી કાળી દેવીનો ભોગ આપવાના વિધિઓને આધારે કરેલી પ્રતિજ્ઞાથી તેઓ જોડાયલા હતા. સને ૧૮૨૬ અને ૧૮૩૫ની વચ્ચે બ્રિટિશ હિંદના જુદા જુદા ભાગોમાં છેક ૧૫૬૨ ઠગ (એટલે ફાંશીઆ) પકડાયા; ગુનોહ કબૂલ કરનારાની સાક્ષીથી આ અનીતિના ગજબને આસ્તે આસ્તે જડમૂળથી ઉખેડી નાંખ્યો.

**ફરીને સનદ કરી આપી, ૧૮૩૩.**—બીજા બે ઐતિહાસિક બનાવ લાર્ડ વિલ્લિઅમ બેંટિકના કારભાર જોડે સંબંધ રાખે છે. ૧૮૩૩માં ઈસ્ટ ઈંડિયા કંપનીને બીજાં વીસ વરસ લગીની સનદ ફરીને મળી, પણ તે એવી શરતે કે કંપનીએ પોતાનો વેપાર તદન બંધ કરવો, અને યૂરોપી લોકને દેશમાં વસવા દેવા. તેજ વખતે ગવર્નર જનરલની કાઉન્સિલમાં ચોથો મેમ્બર કાયદા ખાતે વધાર્યો. એ કંપનીનો નોકર હોય કે ન એ હોય. કાયદામાં સુધારો વધારો કરવાને અને તેઓનો સંગ્રહ કરવાને કમિશન એટલે અધિકારીઓનું મંડળ નીમાયું. કાયદા ખાતે પહેલ વહેલો નીમાયલો અને એ લૉ કમિશનનો પહેલો અધ્યક્ષ મેકૉલે હતો.

**મ્હેસૂરપર જપ્તી બેસાડી અને કુર્ગને ખાલસા કર્યું.**–૧૮૩૦ માં ઇંગ્રેજ સરકારને મ્હેસૂરનો રાજકારભાર પોતાના હાથમાં લેવાની જરૂર માલૂમ પડી. ૧૮૮૧ લગી એ ગોઠવણ જારી રાખી એ સાલના માર્ચ મહીનામાં એ દેશનો વહીવટ તેના રાજાને સોંપ્યો. કુર્ગના બહાવરા રાજાએ ચલાવેલા અંધેરને લીધે ૧૮૩૪ માં તેની જોડે ટૂંકો અને જુસ્સાદાર વિગ્રહ થયો. રાજાને કાશીમાં રહેવાની પરવાનગી આપી; અને તેના પહાડી નાના રાજ્યના બહાદુર અને અભિમાની લોકે કંપનીને રાજ્યાધિકાર સોંપવાનો ઠરાવ કર્યો. લાર્ડ વિલ્લિઅમ બેંટિંકે એટલું આજ રાજ્ય લઈ ખાલસા કર્યું, અને 'લોકની એકમતે ઇચ્છા પ્રમાણે' એ કામ કર્યું.

**લાર્ડ મેટ્કાફ, ૧૮૩૫—૧૮૩૬.**–લાર્ડ વિલ્લિઅમની પછી કાઉન્સિલનો વડો મેમ્બર હોવાથી **સર ચાર્લસ** (પાછળથી લાર્ડ) **મેટ્કાફ** ગવર્નર જનરલ થયો. છાપખાનાને પૂર્ણ છૂટ આપવાનો વિચાર માજી ગવર્નર જનરલે ઊઠાવ્યો હતો તે એણે અમલમાં આણ્યો તે માટે એની થોડા કાળની હકુમત સંભારવા જોગ છે. બેંટિકની રાજનીતિ પાર પાડવાને સર્વોત્તમ પુરૂષ **મેટ્કાફ** છે, એવું હિંદમાં સાર્વજનિક મત હતું, તથા ઈંગ્લાંડમાં કોર્ટ આવ્ ડરેકટર્સે કહી બતાવેલી ઇચ્છા પણ એવી હતી. થોડા વખત સૂધી કામ ચલાઉ તરીકે નહિ પણ ગવર્નર જનરલની નીમનુકની પૂરી મુદ્દત પર્યંત રહી તે કામ તેણે કરવું એવો અભિપ્રાય હતો.

**લાર્ડ ઑકલાંડ, ૧૮૩૬-૧૮૪૨.**—તથાપિ ઈંગ્લાંડના રાજપક્ષના ફેરફારને લીધે લાર્ડ ઑકલાંડ નીમાયો. આ વખતથી વિગ્રહ અને મૂલક જીતવાના સમયનો આરંભ થયો. અને તે વીસ વરસ લગી પહોચ્યો એમ કહી શકાય. **શાહ સુજાને** કાબુલના તખ્ત ઉપર બેસાડવાનો પ્રયત્ન કરવાની

દુર્મતિ લાર્ડ ઑકલાંડને સૂઝી ત્યાંસુધી સર્વ શાંત દીસતું હતું. એ પ્રયત્ન ઘણા ગેરબંદોબસ્તથી કરવામાં આવ્યો, અને અંતે કાબુલના બ્રિટિશ ગારિસનનો (તે શહેરના રક્ષણને સારૂ રાખેલી ફોજનો) નાશ થયો.

**દુરાની વંશની સત્તાનીચે અફગાનીસ્તાન, ૧૭૪૭--૧૮૨૬.**—ગીજની અને ઘોરી સુલતાનોના વખત પછી ૧૭૪૭ માં પહેલવહેલાં અફગાનોને સ્વદેશી રાજા મળ્યો. એ અહમદ શાહ દુરાની હતો. ઈરાની વિજયકર્ત્તા નાદરશાહના મરણની પાછળ અવ્યવસ્થા થઇ તેવામાં આ દૃઢ મનના શૂરવીરને પોતાનું કામ કરી લેવાની તક મળી. ૧૭૭૩ માં તેનું મરણ થયું તેની પૂર્વે તેણે હેરાતથી પેશાવર લગી અને કાશ્મીરથી સિંધ સુધીનું બહોળું રાજ્ય જીત્યું હતું. પાણીપતના રણમાં તે (૧૭૬૧ માં) વચ્ચે આવ્યો તેથી મરાઠા વિજયનું રોકાણ કર્યું અને દિલ્હીની ગાદીએ પાછો મુસલમાન પાદશાહ બેઠો. પણ અહમદશાહે હિંદમાં વસવાની કદી દરકાર કરી નહિ અને પોતાના દેશમાં કાબુલ અને કંદહાર એ બે રાજધાનીઓ હતી તેમાં વારા ફરતી દરબાર કરતો. દુરાની સુલતાનોને દીકરા બહુ થતા અને તે દીકરા ગાદીને માટે એકમેક વઢી મરતા. આખરે ૧૮૨૬ માં બળવાન બરકજાઈ કુળનો મુખી દોસ્ત મહમદ, અમીરના ઈલિકાબથી કાબુલમાં પોતાનો અમલ સ્થાપન કરવામાં ફતેહ પામ્યો. એ વેળા દુરાની વંશના બે ભાઈઓ નાશી આવી પંજાબની સરહદપર આવેલા લુધિઆના શહેરમાં ઇંગ્રેજના આશ્રયમાં રહેતા હતા.

**ઈંગ્રેજ સરકારનો કાબુલ સાથે પ્રથમ વહેવાર.**—લાર્ડ વેલ્લેસ્લિયના વખતથી અફગાન મામલાપર ઇંગ્રેજ સરકારનું લક્ષ લાગ્યું હતું. ઝમાનશાહ એ સમે (૧૮૦૦) લાહોરમાં દરબાર કરી રહેતો હતો, તે અહમદશાહની પેઠે હિંદુસ્તાનપર ચડી આવે

એવો ડર વેલ્લેસ્લેયને હતો. રણજીતસિંહના જબરદસ્ત શીખ રાજ્યની વૃદ્ધિથી હવે પછીને માટે આ ભયનો પક્કો નાશ થયો. હિંદપર હજી ફ્રેંચ સવારી થઈ શકે તેવું હોવાથી તેનાથી બચવાની ગોઠવણ કરવાની હતી તેથી ૧૮૦૯ માં લાર્ડ મિંટોએ માઉંટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટનને જમાનશાહના ભાઈ શાહ સુજાની પાસે અરસપરસના બચાવને માટે ઐક્ય કરવાને મોકલ્યો. એ વરસ પૂરૂં થયા પહેલાં શાહસુજાને રાજ્યમાંથી કાઢી મેલ્યો હતો અને તેની જગાએ ત્રીજો ભાઈ મહમુદશાહ સુલતાન થયો હતો.

**શાહ સુજાને ઇંગ્રેજે પાછો ગાદીએ બેસાડયો, ૧૮૩૯.**–૧૮૩૭ માં જ્યારે અફગાનિસ્તાનના રાજ્યકાજમાં ઇંગ્રેજોને પહેલ વહેલા હાથ ઘાલવાનો પ્રસંગ આવ્યો ત્યારે રાજ્ય અપહરણ કરનાર દોસ્ત મહમદ બરકજાઈની સત્તા કાબુલમાં દૃઢ સ્થાપન થઈ હતી. શીખ લોક કનેથી પેશાવર પાછું લેવું એ તેની મોટી તૃષ્ણા હતી, માટે જ્યારે લાર્ડ ઑકલાંડની તરફથી વકીલ કપ્તાન અલેકજાન્ડર બર્ન્સ વેપારનો રસ્તો ખુલ્લો કરવાને બહાને ગયો, ત્યારે પેશાવર મળે તો જે કહે તે કરવાનું વચન આપવાને તે ખુશી હતો. પણ લાર્ડ ઑકલાંડની નજર બીજા અને વધારે મોટા હેતુ પર હતી. એ સમે મધ્ય એશિયામાં રૂશ રાજ ઉતાવળે આગળ વધવા માંડયું હતું; અને ઈરાની ફોજે હેરાતને ઘેરો ઘાલ્યો હતો. ઊગમણી દિશાએ અફગાનિસ્તાનનો બચાવ કરનાર પરાપૂર્વથી એ ગઢ ગણાયછે. એ કામમાં ઈરાનીઓને રૂશિઆની મદદ ન હોતી એમ નહિ. બર્ન્સ કાબુલમાં હતો તેજ વખતે રૂશિઆનો વકીલ પણ ત્યાં આવ્યો હતો. દોસ્ત મહમદની પેશાવર સંબંધીની માગણી બર્ન્સથી કબૂલ કરી શકાઈ નહિ ને તે પોતાનું કામ પાર પાડ્યા વિના પાછો આવ્યો. કહ્યું કરે એવો હાકેમ કાબુલની

રાજગાદી ઉપર બેસાડવાનો જોખમ ભરેલો ઘાટ ગોઠવવાનો ઠરાવ લાગલોજ લાર્ડ ઑકલાંડે કર્યો. લુધિઆનામાં નાશી આવેલા બે અફગાન સુલતાન હતા તેમાંના શાહ સુજાને આ કામને સારૂ પસંદ કર્યો. એ કાળે પંજાબ અને સિંધ બંને સ્વતંત્ર રાજ્યો હતાં. એમાંનું સિંધ ઓછું બળવાન હોવાથી તે વાટે તે શાહ સુજાને લઈ એક બ્રિટિશ લશ્કર બોલાન ઘાટમાં થઈ દક્ષિણ અફગાનિસ્તાનમાં પેઠું. કંધાર શરણે આવ્યું, હલ્લાં કરીને ગજની લીધું, હિંદુકુશ ઓળંગી દોસ્ત મહમદ નાઠો અને ૧૮૩૯ ના આગસ્ટ માસમાં કાબુલ શાહેરના બાલાહિસ્સારમાં જયપૂર્વક શાહ સુજાને દાખલ કર્યો. એક બીજે બહાદુર ઝગડો કર્યા પછી દોસ્ત મહમદ શરણે આવ્યો અને રાજકીય કેદી તરીકે તેને કલકત્તામાં આણ્યો.

**અફગાનિસ્તાનમાંથી ઈંગ્રેજનું પાછું વળવું, ૧૮૪૧-૧૮૪૨**-ઈંગ્રેજ શાહ સુજાને રાજ્યાસન જીતી આપી શક્યા, તથાપિ તેઓ તેને અફગાન લોકનો પ્રેમ જીતી આપી શક્યા નહિ. દેશનિકાલ કરેલા અધમ રાજાને પરદેશી ફોજે પ્રજાની મરજી વિરૂદ્ધ આણી ગાદીપર ઘોંચી ઘાલેલો એવો તેને અફગાનો ગણતા. બે વરસ સુધી અફગાનિસ્તાન ઈંગ્રેજને લશ્કરી કબજે રહ્યું. ૧૮૪૧ ના નવેમ્બરમાં આફત આવી. એ વખતે પોલિટિકલ એજંટ સર અલેક્ઝાન્ડર બર્ન્સને કાબુલ શાહેરમાં કતલ કર્યો. છાવણીમાંના લશ્કરનો ઉપરી જનરલ એલ્ફિન્સ્ટન હતો. (બુદ્ધિમાન સિવિલિઅન અને ઇતિહાસ કર્તા આનરેબલ મૌન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન હતો તે આ નહિ.) સર વિલિઅમ મૅકનાટન પોલિટિકલ અંમલદાર હતો. એલ્ફિન્સ્ટન ઘરડો હતો અને તેના ઓદ્ધાનું જોખમ ભરેલું કામ ચલાવવાને જોઈએ તેટલો તેનામાં દમ માલૂમ પડ્યો નહિ. દોસ્ત મહમદના વડા દીકરા સરદાર અકબરખાનની જોડે મૅકનાટનની

મુલાકાત થઈ તેવારે વિશ્વાસઘાત કરી મેકનાટનને અકબરખાને મારી નાંખ્યો. છાવણીમાં બે માસ લગી ઘેરાયાં કરી અફગાન સરદારોની જૂઠી બાંહેધરી પર આધાર રાખી ભર શિયાળે ઇંગ્રેજી સૈન્ય પહાડી ઘાટોને માર્ગે હિંદ આવવા નીકળ્યું. જ્યારે લશ્કર ઊપડ્યું ત્યારે ૪,૦૦૦ યોદ્ધા અને ૧૨,૦૦૦ છાવણીના અનુગામી હતા. એ બધામાંથી એકલો ડાકટર બ્રાઇડન માત્ર ઊગરી જલાલાબાદમાં રહેલા મિત્રોને જઈ મળ્યો. ત્યાં જનરલ સેલ બહાદુરીથી ટકી રહ્યો હતો. બાકીના ખુર્દ કાબુલ અને જગદલકની બરફવાળી નાળોમાં અફગાનોના છરા અને બંદૂકોથી કે ટાઢથી મરણ પામ્યા. થોડાક કેદીઓની મુખ્યત્વે બૈરાં છોકરાં, અને અમલદારોની સંભાળ અકબરખાનના હુકમથી લેવામાં આવી હતી.

**વેરવાળનારી ફોજ, ૧૮૪૨**—ચડાઈ કરવાના ભાવથી પહેલું અફગાન સાહસ કરવામાં આવ્યું હતું, અને તે ચલાવવામાં અણબનાવ અને ગેરબંદોબસ્ત હોવાથી ઇંગ્રેજ ફોજને નામોશી લગાડીને સાહસનો અંત આવ્યો. વાસ્તવિક હાનિ તો માત્ર એક ગારિસનની થઈ, પણ શિયાળાની કૂચની ભયંકર આફતોને લીધે અને પૂરેપૂરો નાશ થવાથી તે હાનિ મોટી લાગી. કલકત્તામાં એ સમાચાર પહોંચ્યા પછી એક મહીનાની અંદર લાર્ડ ઑકલાંડની જગાએ લાર્ડ એલેનબરો આવ્યો. એ નવા ગવરનર જનરલની પહેલી ઇચ્છા એ હતી કે કંધાર અને જલાલાબાદમાંથી ગારિસનોને બોલાવી લેવાં, પણ વધારે સાહસિક અભિપ્રાય તેને સ્વીકારવા પડ્યા. જનરલ પોલોક પંજાબને સીધે રસ્તે સેલની મદદે જતો હતો તેને કાબુલ સુધી જવાની પરવાનગી મળી. જનરલ નાટને કંધાર છોડી આવવાનો હુકમ થયો હતો, તોપણ તેણે કાબુલને માર્ગે જવાનો ઠરાવ કર્યો. લાર્ડ એલેનબરોએ આજ્ઞાપત્રોમાં એવા શબ્દો ચુંટી કાઢી લખ્યા હતા કે

કાંઇ અરિષ્ટ થાય તો તેનું જોખમ જનરલોને શિર રહે. સિંધુ તરફ પાછા આવવાને અભિલાષ ભણી ન જતાં એ જોખમ માથે લઇ જનરલ નાટે કાબુલ જવાને ઉત્તર તરફ હિમ્મતથી કૂચ કરી. સખ્ત ઝઘડા કર્યા પછી જનરલ પોલોક અને નાટના હાથ નીચે-નાં બે બ્રિટિશ લશ્કરો ૧૮૪૨ માં કાબુલ આગળ ભેગાં થયાં. કાબુલ શહેરને લાંછન લગાડવાને મોટો બજાર દારૂથી ઊરાડી દીધો; બંદીવાનોને છોડવ્યા, અને દોસ્ત મહમદને પોતાનું તખ્ત વગર વાંધે પાછું લેવા દેવાને સર્વે હિંદમાં પાછા આવ્યા. લાર્ડ એલેન્બરોનાં ભભકાદાર, અસાર વાક્યોવાળાં જાહેરનામાંથી આ નાટકનો અંત આવ્યો. 'સોમનાથનું વેર વાળ્યાની' યાદગા-રીને માટે મહમુદ ગીજનીના રોજાના દરવાજાનાં કમાડ લેતાં આવવાનો તેણે હુકમ કર્યો હતો. આ કમાડ સોમનાથના દહેરાનાં નહતાં, પણ આધુનિક બનાવટનાં હતાં. બ્રિટિશ લશ્ક-રનું કિસ્મત અનિશ્ચિત હતું, તે વારે લાર્ડ એલેન્બરોના દર્શાવેલા બીકણપણાનું બેડસાઈ ભરેલું છેવટ એ કમાડોને નાટકીય રીતે પંજાબમાં ફેરવ્યાં તે હતું.

**સિંધનો વિજય. ૧૮૪૩.**—લાર્ડ એલેન્બરોને લશ્કરી દબદબા પર પ્રેમ હતો. બીજા બે વિગ્રહથી તેનો એ શોખ સંતોષ પામ્યો. ૧૮૪૩ માં સિંધના મીર કે અમીર કહેવાતા હાકેમોને સર ચાર્લસ નેપિઅરે લુંટી માર્યા. પોતાનું સ્વતંત્રપણું આપી દેવાને તેઓ રાજી નહતા એ તેમનો મુખ્ય વાંક હતો. આંગ્લો-હિંદી ઇતિહાસમાં મીઆનીનો જય પ્રતાપી પરાક્રમ છે. એ લડાઇમાં ૩,૦૦૦ બ્રિટિશ ફોજે ૧૨,૦૦૦ બલુચી સિપાઇ-ઓને હરાવ્યા. પરંતુ એ દેશને ઇંગ્રેજી રાજ્યમાં દાખલ કરી દે-વાનું સબળ કારણ ભાગ્યે જડી શકે. એજ વરસમાં ગ્વાલિયરમાં ગાદીને સારૂ વાંધો ઊઠ્યો અને સ્ત્રીઓએ તેને ઉશ્કેરી વધાર્યો તેનું પરિણામ એ થયું કે સિંધિયાના કટુંબે અતિશે મોટું લશ્કર

રાખ્યું હતું તેણે હંગામો કર્યો. **મહારાજપુર** અને **પુન્નીઆહની** લડાઈઓ થયાથી પુનઃ શાંતિ થઈ. **મહારાજપુરના યુદ્ધમાં લાર્ડ એલ્લેન્બરો** જાતે હાજર હતો.

**લાર્ડ હાર્ડિંગ, ૧૮૪૪—૧૮૪૮.**—કારભારની બાબતોમાં **લાર્ડ એલ્લેન્બરોનો** અભિપ્રાય કોર્ટ આવ્ ડરેક્ટર્સના અભિપ્રાયથી જુદો પડ્યો. અને તે કોર્ટનો તેની ભ્રમિત મનોવૃત્તિપર વિશ્વાસ ન રહ્યો તેથી તેમણે તેને રજા આપી તેની જગાએ કસાયલો શૂરવીર **સર હેન્રિ** (પાછળથી લાર્ડ) હાર્ડિંગ નીમાયો. એણે સ્પેનના વિગ્રહમાં નોકરી બજાવી હતી, અને લિગ્નીના રણમાં તેનો એક હાથ કપાઈ ગયો હતો. સર્વ પક્ષને લાગ્યું કે ઇંગ્રેજની અને હિંદમાં બાકી રહેલા હિંદુરાજની વચ્ચે બળની અજમાયશનો સમય નજીક આવ્યોછે. એ રાજ્ય મોટી **શીખ** પ્રજાનું હતું.

**શીખ લોક.**—**મરાઠા** જેવો **શીખ** લોકમાં એક પ્રજાભાવ ન હતો. તેઓ એક પંથના હતા, અને તે ઉપરાંત તેઓ એક સરખા યુદ્ધ કરવામાં કેળવાયલા હતા તેથી તેઓનામાં એક પ્રકારનો ભ્રાતૃભાવ હતો. તેઓ પોતાની ઉત્પત્તિ **નાનક શાહ**થી ગણેછે. એ સુધારો કરનાર હિંદુ ભક્ત હતો. **મુગલ** કે **પોર્તુગીઝ** લોકની શ્રેષ્ઠતા હિંદમાં સ્થાપન થઈ તેની અગાઉ ૧૪૬૯ માં તે અવતર્યો હતો. એના વખતના બીજા ઉત્સુક ઉપદેશકોની માફક **નાનકનો** બોધ એ હતો કે જ્ઞાતિભેદ તોડવો, એક પરમેશ્વરને માનવો, અને શુદ્ધ આચરણ પાળવાં. **નાનકથી ગોવિંદ સિંહ** સુધી ૧૭૦૮ લગીમાં દશ ગુરૂ થયા. **ગોવિંદ સિંહ** છેલ્લો ગુરૂ હતો. રાજ્ય કરનારા **મુસલમાનોએ** તેમને ક્રૂર રીતે સંતાપ્યા, અને **ઔરંગજેબની** પછી થયેલા હીણા બાદશાહોએ તેમનો લગભગ ઉચ્છેદ કર્યો, તથાપિ ધર્માર્થે પ્રાણત્યાગી **શીખ** લોક દૃઢ ઊલટથી પોતાના મતને વળગી રહ્યા. **મુગલરાજ્યના** ભાંગી પડવાથી અંતે તેઓ દેશના ધણી થઈ રાજ્ય બળવાન થયા.

પંજાબમાં માત્ર એ નિયમિત રાજ્યબંધારણ રહ્યું હતું. એમ ઉત્તરે શીખ, અને દક્ષિણ તથા મધ્ય હિંદમાં મરાઠા, એ બે મોટાં બળવાન રાજ્યો બન્યાં અને તેમણે મુગલ બાદશાહત વહેંચી લીધી.

રણજીતસિંહ, ૧૭૮૦--૧૮૩૯.—રણજીતસિંહનો ઉદય થયાની પૂર્વે પણ શીખ મીસલ કે મંડળમાંની શાખાઓએ પોત પોતાના સરદારોએ પસંદ કરી સતલજને કાંઠે લશ્કરી જાગીરો મેળવી હતી, ને એમાંની કેટલીક અદ્યાપિ ટકી રહીછે. શીખ રાજ્યના સ્થાપનાર રણજીતસિંહનો જન્મ ૧૭૮૦ માં થયો હતો. વીસ વરસની ઉમરે અફગાન સુલતાને તેને લાહોરનો ગવર્નર નીમ્યો, અને એ વખતે તેણે પોતાના સ્વદેશીઓના ધર્માંધ જોસ્સાને આધારે પોતાના પંડનો અમલ બેસાડવાની યોજના કરી. તેણે સીખ, 'એટલે મુક્ત પામેલા' લોકની લશ્કરી વ્યવસ્થા યૂરોપી અમલદારોના હાથ નીચે કરી. ક્રામ્વેલના 'આયર્ન સાઇડ્સ' (લોહાંગિ) ના વખત પછી દૃઢતા અને ધાર્મિક જુસ્સામાં બીજું કોઇ લશ્કર એના સરખું થયું નથી. લાહોરમાં રાજધાની કરી તેણે દક્ષિણે મુલતાન, પશ્ચિમે પેશાવર અને ઉત્તરે કાશ્મીર સુધીનો મૂલક જીતી લીધો. ફકત પૂર્વમાં સતલજ નદી તેને આડે આવી હતી. ૧૮૦૪ માં ઇંગ્રેજનો અધિકાર ત્યાં લગી જઈ પહોંચ્યો હતો. ૧૮૦૯ માં મેટ્કાફ્જોડે જે કરાર રણજીતસિંહે કર્યા હતા તે તેણે ૧૮૩૯ માં તેનું મરણ થયું ત્યાં પર્યંત પાળ્યા. પણ તેનું રાજ્ય ચલાવી શકે તેવો પુત્ર તેણે પાછળ મૂક્યો નહિ. પ્રતિપક્ષી સરદારો, પ્રધાનો, અને રાણીઓના કલહથી લાહોરમાં સંપ ત્રુટ્યો. રાજ્યમાં જબરૂં બળ માત્ર ખાલસા (એટલે મધ્ય મંડળી) સૈન્યનું હતું. અફગાનિસ્તાનમાં બ્રિટિશ ફોજની ખરાબી થયા કેડે ઇંગ્રેજની નોકરી કરનારા સીપાઈઓની જોડે બાથ ભીડવાને ખાલસા સૈન્ય આતુર

થયું હતું. તેમણે આર્બિટેબલ અને કોર્ટ નામે યૂરોપી સેનાપતિઓને અધિકાર પરથી કાઢયા એ મૂર્ખાઇનું કામ કર્યું. લશ્કરનું સર્વોપરીપણું કેટલીક પંચાયતોને એટલે પસંદ કરી પાંચ પાંચની મંડળીઓને સોંપ્યું.

**પહેલો શીખ વિગ્રહ, ૧૮૪૫**.—૧૮૪૫ માં **સતલજ** ઓળંગી **સીખ** સેના ઇંગ્રેજી મૂલકપર પડી. એ સેનામાં ૬૦,૦૦૦ જોદ્ધાની જોડે ૧૫૦ તોપો હતી. સેનાધિપતિ સર હ્યુ ગાફ તથા ગવર્નર-જનરલ ત્વરાથી સરહદપર આવી પહોચ્યાં. મુડકી, ફીરોજશાહર, અલીવાલ, અને સોબ્રાઓન, એ ચાર જગાએ ત્રણ અઠવાડીઆંની અંદર યુદ્ધ થયાં. એમાંની પ્રત્યેક લડાઇમાં ઇંગ્રેજને ભારે હાનિ થઈ; એમાંની ચોથી લડાઈના જયથી શીખ લશ્કરને સતલજ ઓળંગી પાછા જવું પડ્યું અને લાહોર નગર ઇંગ્રેજને શરણે આવ્યું. બે રાજ્યો વચ્ચે કરાર થયો તેની રૂએ રણજીત સિંહના બાળકુમાર નામે દ્ધુલીપસિંહને ઇંગ્રેજે રાજા માન્યો, જલંધર દોઆબ એટલે સતલજ અને રાવીની વચગાળેનો પ્રદેશ ઇંગ્રેજે ખાલસા કર્યો; શીખ ફોજની સંખ્યાની અમુક હદ ઠરાવી; મેજર હેન્રિ લારેન્સને લાહોરનો રેસિડેન્ટ ઠરાવ્યો અને કેટલાક બ્રિટિશ સૈન્યને આઠ વરસ લગી પંજાબમાં રાખ્યું. સર હેન્રિ હાર્ડિંગને ઉમરાવ પદવી મળી, અને તે ૧૮૪૮ માં પાછો ઇંગ્લાંડ સીધાવ્યો.

**અર્લ આવ્ ડેલહૌસી, ૧૮૪૮–૧૮૫૬**—એની પછી લાર્ડ ડેલહૌસી આવ્યો. હિંદના રાજપ્રતિનિધિઓમાં એ સર્વથી મહાન હતો. ક્લાઇવ પછીના હરકોઇ ગવર્નર જનરલ કરતાં એણે પોતાની આઠ વરસની હકુમતમાં જે જે કૃત્યો કર્યાં તેનાં જાણવાજોગ પરિણામ પાછળ થયાં. મોટા મનનો, રાજનીતિ ધુરંધર, કોમળ અંતઃકરણવાળો, અને શાંતિનો અતિ અભિલાષી છતાં પોતાની મરજી વિરૂદ્ધ લાર્ડ ડેલહૌસીને બે

વિગ્રહ કરવા પડ્યા, તથા દેશી રાજ્યોને ખાલસા કરી દેવાનો માર્ગ પકડવો પડ્યો. પંજાબ અને બ્રહ્મદેશના ઝઘડાથી તેણે વિશાળ મુલક સંપાદન કર્યો; વળી નાગપુર, અયોધ્યા, અને બીજાં કેટલાંક નાનાં સંસ્થાનો બ્રિટિશ રાજ્યમાં ભેળ્યાં. પણ લાર્ડ ડેલહોસીની ઊંડામાં ઊંડી અપેક્ષા દેશની માનસોન્નતિ અને દ્રવ્યની વૃદ્ધિ કરવાપર હતી. જીતાયલા પંજાબમાં એ લારેન્સોએ અને તેમના આસિસ્ટન્ટોએ જે પદ્ધતિએ વહીવટ ચલાવ્યો તે ઇંગ્રેજોએ કરેલાં મુશ્કેલ કામોમાં સર્વેથી વધારે જસ ભરેલીછે એમ સંભવેછે. આપણી સરકારના તાબામાં આવ્યા પછી બ્રિટિશ બ્રહ્મદેશ પણ પંજાબથી ઓછી આબાદી પામ્યો નથી. એ બંનેના કારભારની ફતેહનો પાયો નાંખનાર લાર્ડ ડેલહોસી હતો, અને તેના માનનો મોટો ભાગ તેને આપવો ઘટેછે. રાજ્યકારભારનું એકે ખાતું તેને હાથે સુધર્યા વિના રહ્યું નહિ. સડકો અને નહેરોની જાળ હાલ હિંદમાં પથરાઇછે તે ઉત્પન્ન કરવાને તેણે પબ્લિક વર્કસ ડીપાર્ટમેંટ સ્થાપ્યું. ગંગાની નહેર ખુલ્લી કરવાની ક્રિયા એને હાથે થઈ. આ દેશમાં એના જેવડી મોટી બીજી નહેર હજી લગી બની નથી. પહેલા હિંદી રેલવેનું ખાતમુહૂર્ત એણે કર્યું. રાતા સમુદ્રને માર્ગે આગબોટ વડે ઇંગ્લાંડ જોડે વહેવાર ચલાવવામાં તેણે મદદ કરી અને સસતા ભાવથી કાગળો લઈ જવાય લવાય તેવો ટપાલ ખાતામાં સુધારો કર્યો અને તારખાતું નવું દાખલ કર્યું. જે દૃઢમનના પુરૂષે બ્રિટિશ હિંદનો ઘાટ પ્રેર્યો તેના ગયા પછી તેની દેશી રાજ્યોને ખાલસા કરવાની રાજરીતિને લીધે બળવો ઊઠ્યો તે યાદ કરતાં તેણે કરેલા આ ગુણ ઘણીવાર ભૂલી જવા માં આવેછે, એ તેનું (લાર્ડ ડેલહૌસીનું) કમનસીબ છે.

**બીજો સીખ વિગ્રહ, ૧૮૪૮–૧૮૪૯.**—લાર્ડ ડેલહૌસીના હિંદમાં આવ્યાને છ મહીના નહિ થયા એટલામાં બીજો સીખ

વિગ્રહ જાગ્યો. મુલતાનમાં બે બ્રિટિશ અમલદારોને વિશ્વાસઘાત કરી મારી નાંખવામાં આવ્યા. દુર્ભાગ્યે હેન્રિ લારેન્સ માંદગીની રજાપર સ્વદેશ ગયો હતો. ઊનાળામાં યુદ્ધે ચઢવાને બ્રિટિશ સૈન્ય તૈયાર ન હતું; અને લેફ્ટેનેન્ટ (પાછળથી સર હર્બર્ટ) એડ્વર્ડસે એકલે હાથે મહેનત કરી, તેમછતાં પણ આ ધર્માંધપણાના ઊભરામાં સર્વત્ર બંડ ઊઠ્યું. ખાલસા ફોજ ફરીને ટોળે મળી, અને બ્રિટિશ લશ્કર જોડે સમાનપણે પુનઃ વઢી. ચિલિયનવાળાની વિનાશકારી રણભૂમિમાં ઇંગ્રેજી ફોજના અમલદારો અને માણસો (સોલજરો તથા સિપાઇઓ) મળી ૨૪૦૦ નો ઘાણ વળ્યો તથા ચાર તોપો અને ત્રણ પલટણના વાવટા શત્રુને હાથ ગયા (૧૩ મી જાનેવારી ૧૮૪૯). આ લડાઇને ઇંગ્રેજના સ્વદેશાભિમાને બુડત યુદ્ધ (એટલે, જેમાં એકે પક્ષની હારજીત ન થઇ એવું યુદ્ધ) કહ્યુંછે. સર ચાર્લ્સ નેપિઅરને સેનાધિપતિ નીમી તેની જોડે મદદને માટે ઇંગ્લાંડથી લશ્કર મોકલ્યું, પણ તેના આવ્યાપહેલાં લાર્ડ ગાફે ગુજરાતના રણસંગ્રામમાં પરિપૂર્ણ જય મેળવી પોતાની ગયેલી ઇજ્જત પાછી સંપાદન કરી. એ ફતેહથી સીખ ફોજનો તદ્દન નાશ થયો. એની અગાઉ મુલતાન જીતાયું હતું; ઇંગ્રેજપર વધારે દ્વેષ હોવાથી અફગાનો પોતાનું શીખ લોકપરનું વંશપરંપરાનું વેર વીસારી દોસ્ત મહમદની સરદારી નીચે તેમને સહાય કરવાને આવ્યા હતા. એ અફગાન સવારોને લાજ ખોઇ પોતાના ડુંગરોમાં નાસવું પડ્યું. ૧૮૪૯ ના માર્ચ માસની ૨૯મી તારીખે પંજાબને ખાલસા કરવાથી તે ઇંગ્રેજી પ્રાંત થયો. ડેલહૌસી અને બે લારેન્સોની રાજકારભાર ચલાવવાની ચતુરાઇને અજમાવવાને એ નવું નકોર ક્ષેત્ર હતું. મહારાજા ધુલીપસિંહને રૂ. ૫,૮૦,૦૦૦ નું વર્ષાસન બાંધી આપ્યું. એ ઊપજવડે તે હવડા ઇંગ્લાંડના જાગીરદારની પેઠે નૉર્ફોક પરગણામાં રહેછે.

**પંજાબનું શાંતિકરણ.**—પંજાબમાં સલાહ શાંતિને અર્થે પ્રથમ ત્યાંના લોકનાં હથીઆર લીધાં. એથી ભિન્ન ભિન્ન પ્રકારનાં ૧,૨૦,૦૦૦ ત્યાંની વસ્તીએ આપી દીધાં. ત્યાર પછી પ્રત્યેક ગામની જમાબંદી કરી. શીખરાજ્યના જુલમથી જમીનવેરો ભારે થઇ પડ્યો હતો તેને આ જમાબંદીમાં મસ ઓછો કર્યો. દીવાની અને ફોજદારી વહીવટનો કાયદો ઠરાવ્યો તે લોકોને સખ્ત નહિ લાગે તેવો અને વાજબી હતો. કર્નલ રૉબર્ટ નેપિઅરે (પાછળથી મગદલાનો લાર્ડ નેપિઅર થયો તેણે) સડકો અને નહેરો બનાવી. બ્રિટિશ શાંતિથી મળેલા રક્ષણથી તથા બ્રિટિશ અમલદારોની પંડની સત્તા વડે આબાદીનો નવો સમય શરૂ થયો, અને તેની અસર એ પ્રાંતના છેક દૂરના ખૂણા પર્યંત જણાઇ. એથી એમ બન્યું કે ૧૮૫૭ માં બળવો ઊઠ્યો ત્યારે પંજાબમાં શાંતિ રહી એટલુંજ નહિ, પણ તે વફાદાર રહ્યું.

**બીજો બ્રહ્મી વિગ્રહ, ૧૮૫૨.**—રંગુનમાં કેટલાક યૂરોપી વેપારી ઉપર માઠી વર્તણુક ચલાવી અને ઇંગ્રેજના લશ્કરી વહાણના કપ્તાનને વારવા મોકલેલો તેનું અપમાન કર્યું તેથી બીજો બ્રહ્મી વિગ્રહ ૧૮૫૨ માં ઊઠ્યો. થોડા મહીનામાં રંગુનથી પ્રોમ સુધીનો ઇરાવદીનો તમામ પ્રદેશ ઇંગ્રેજની ફોજે કબજે કર્યો; અને આવાના રાજાએ સલાહના કોલકરાર કરવાની ના કહી તેથી ૧૮૫૨ ના ડીસેમ્બરની ૨૦ મી તારીખના જાહેરનામાથી એ મૂલકને ખાલસા કર્યો, અને ૧૮૨૬ માં મેળવેલા આરાકાન અને તેનાસરીમ પ્રાંતો સાથે તેને પેગુને નામે જોડી દીધો.

**બ્રિટિશ બર્માની આબાદી.**—ઇંગ્રેજી અમલ નીચે આવ્યા પછી રંગુનની વસ્તી દશગણી વધીછે. એ બંદરનો વેપાર ખાલસા થયા પછી ચાર વરસે (૧૮૫૭-૧૮૫૮ માં)

રૂ. ૨,૧૩,૧૦,૫૫૦ નો હતો તે વધી ૧૮૮૧-૧૮૮૨ માં રૂ. ૧૧,૩૨,૩૭,૮૧૦ નો થયો. નાનાં નગરો અને પરગણાં પણ એજ પ્રમાણે આબાદ થયાંછે. ૧૮૨૬ ની પહેલાં આમ્હર્સ્ત જિલ્લામાં સિઆમ અને પેગુના રાજા સદા વઢ્યાં કરતા અને તેથી તે વસ્તી વગરનો થયો હતો. ૧૮૨૭ ના ફેબ્રુઆરીમાં કોઈ તલૈંગ નાયક દશ હજાર સાથીઓ સહિત મઉલમેઈનની પડોશમાં વસ્યો; અને ત્યાર પછી થોડે વરસે બીજાં વીસ હજાર આદમી ત્યાં આવી વસ્યાં. ૧૮૫૫ માં આમ્હર્સ્ત જિલ્લાની વસ્તી ૮૩,૧૪૬ આદમીની હતી; ૧૮૬૦ માં તે ૧,૩૦,૯૫૩ ની થઈ અને ૧૮૮૧ માં ૩,૦૧,૦૮૬ ની થઈ. અથવા એક બંદરનો દાખલો લઈએ. ૧૮૨૬ માં આપણી સરકારે એ પ્રાંતનો કબજો કર્યો ત્યારે અકયાબ ગરીબ મચ્છીમાર ગામડું હતું; ૧૮૩૦ સુધીમાં તે વધી નાનો કસ્બો બન્યો અને તેનો વેપાર રૂ. ૭૦,૦૦૦નો થયો. ૧૮૮૧ માં તેનો વેપાર બે કરોડ પંચોતેર લાખ થયો હતો; માટે પચાસ વરસમાં અંકયાબનો વેપાર લગભગ ચારસેં ગણો વધ્યો. ૧૮૫૫ માં બ્રિટિશ બ્રહ્મદેશની વસ્તી સાડાબાર લાખ હતી તે વધીને ૧૮૮૧ માં સાડીસાડત્રીસ લાખ થઈ.

**લાર્ડ ડેલહૌસી અને દેશી રાજ્યો.**—લાર્ડ ડેલહૌસીની હિંદનાં મંડળિક રાજ્યો જોડેની વર્તણુક તેનો સ્વભાવ પૂરેપૂરો દેખાડેછે. રૈયતના ભલાને અર્થે માત્ર રાજકર્તાછે એ તેના રાજકારભારનો મુખ્ય સિદ્ધાંતહતો, અને એનું ઉદાહરણ તે પોતાની નિત્યની કરણીમાં આપતો. પ્રજાને માટે દેશી રાજવહીવટથી ઇંગ્રેજી રાજકારભાર સરસ હતો એવું આ સિદ્ધાંતપરથી અનુમાન નીકળ્યું. એ પરથી એના મનમાં એવું આવ્યું કે દેશી અધિપતિઓનો રાજકારભાર હાનિકારક અને નિયમથી વિરૂદ્ધ છે માટે તેમને હરેક વાજબી રસ્તેદૂર કરવા જોઇએ. જે ભૂપતિઓ ગાદીએ હોય તેમની જોડે તથા તેમના ઔરસ વારસો જોડે કરે-

લા કરાર પ્રમાણિકપણે પાળવા. પણ જે રાજવંશોએ પેઢી દર પેઢી અંધેર ચલાવી આપણો સમભાવ ખોયો હોય તેમનો બચાવ જૂઠા નરમ હૈયાથી થવો ન જોઇએ, તથા જેની પાછળ ગાદીએ બેસનાર ઔરસ વારસ ન હોય તે વંશને ચાલુ રાખવો ન જોઇએ. આ ધોરણ પ્રમાણે વર્ત્તવાથી દેશી રાજ્યો ઇંગ્રેજ સરકારને મળે, પણ હિંદનો દત્તપુત્ર લેવાનો રિવાજ વચમાં આવી ગુંચવણ પાડતો હતો. ખાનગી મિલ્કત સંબંધી હિંદુશાસ્ત્ર એવું છે કે દત્તપુત્રથી પેટના દીકરાનું સર્વ કાર્ય સરે, તે પ્રેતસંસ્કાર કરી શકેછે તથા તેની મિલ્કતનો વારસ થાયછે. એમાં કદી કોઇએ શક આણ્યો નથી; મરનારના તમામ હક્ક તેને મળેછે. પરંતુ ઇતિહાસમાં નોંધાયલા બનાવોપરથી તથા રાજકીય ઉચિતપણા પરથી એવી તકરાર લેવામાં આવી કે મરનારની પછી ગાદીપર બેશી રાજકરનારને આ નિયમ નથી લાગતો; એ વિષયનો પાયો નોખો છે. ઉપરી સરકાર એવો હક કબૂલ રાખી શકે નહિ; લાખો માણસના સુખને કોઇ નીચ કુળના સૂતારાને સ્વાધીન કરવાને કપટથી એનો ઉપયોગ થઇ શકે. 'રૈયતનાં સુખ' વિષેનું લાર્ડ ડેલહૌસીનું ધોરણ અહીં લાગુ પડેછે. વહેમી અને ઘણીક વેળા ડગાઇભરેલા કૃત્રિમ નિયમનો અમલ થવા દેવો તે કરતાં બ્રિટિશ રાજવહીવટથી જે કલ્યાણ થાય તે તેના મનને વધારે બળવાન હતું.

**વારસ નહિ હોવાથી સરકારને મળેલાં દેશી રાજ્યો.**— એ ધોરણપ્રમાણે ઇંગ્રેજસરકારને પ્રથમ સતારાનું રાજ્ય મળ્યું. ૧૮૧૮ માં પેશ્વાનું રાજ્ય જીત્યું તે વખતે લાર્ડ હેસ્ટિંગ્સે એને ફરીને ઊભું કર્યું હતું. શિવાજીથી ઉતરેલો તેના વંશનો રાજા ૧૮૪૮ માં અપુત્ર મરી ગયો, અને મરતીવેળા તેણે ખોળે લીધેલા દીકરાને ઇંગ્રેજ સરકારે સ્વીકાર્યો નહિ (૧૮૪૯). એજ વરસમાં કોર્ટ ઑવ્ ડરેક્ટર્સે આધીન રજવાંનું રાજ્ય અને રક્ષણમાં

રહેલા મિત્રના રાજ્યની વચ્ચે બારીક ભેદ કરી કરૌલીના સંસ્થાનને ખાલસા કર્યું નહિ; સતારાની પેઠે ઝાન્સીનું સંસ્થાન ૧૮૫૩ માં ખૂડચું. પણ એ નિયમપ્રમાણે રાજ્ય ડૂબવાનો અતિ મશહૂર બનાવ નાગપુરનો છે. હિંદના બ્રિટિશ રાજ્યથી વધારે જૂના મરાઠી ભોંસલા વંશનો રાજા પાછળ પેટનો કે દત્તપુત્ર મૂક્યાવિના ૧૮૫૩ માં મુઓ. એ રાજ્યને ખાલસા કરી તેનો મધ્ય પ્રાંત બનાવ્યો. હૈદરાવાદના નિજામના રક્ષણને અર્થે બ્રિટિશ ફોજ રાખવામાં આવતી તેના ખર્ચનાં નાણાં વરસો વરસ નિજામ આપી શકતો નહિ ને ચડચાં જતાં હતાં માટે તેની બાંહેધરીને પેટે તેણે વરાડ પ્રાંત ઇંગ્રેજને આપ્યો તેથી ત્યાં પણ બ્રિટિશ રાજવહીવટ ચાલ્યો. બીજા ત્રણ રાજવંશના શેષ પણ એ વરસમાં ચાલ્યા ગયા, પણ તેથી ઇંગ્રેજી રાજ્યનો વિસ્તાર વધ્યો નહિ. છેક દક્ષિણમાં કર્નાટકનો માત્ર નામધારી નવાબ, અને તાનજોરનો નામધારી રાજા એ બેઉ બિનવારસ મરણ પામ્યા. તેમની પદવી અને તેમનાં પેન્શન તેમના મરણ પછી બંધ પડચાં, તથાપિ તેમનાં કુટુંબોને દયાખાતે જીવાઈ બાંધી આપી. હિંદના ઉત્તર ભાગમાં પદભ્રષ્ટ પેશ્વા બાજીરાવ ૧૮૧૮ માં રાજ્ય ખોયા પછી ૧૮૫૩ પર્યંત જીવ્યો, અને જીવતાં સુધી તેણે તેનું વરસે રૂ. ૮,૦૦,૦૦૦ નું પેન્શન ભોગવ્યું. તેણે ધનસંગ્રહ કર્યો હતો તે તેના દત્તપુત્ર નાના સાહેબને મળ્યો, પણ તે ઉપરાંત તેને બીજું કાંઈ આપવામાં આવ્યું નહિ.

**અયોધ્યાને ખાલસા કર્યું, ૧૮૫૬.**—લાર્ડ ડેલહૌસીએ અયોધ્યાનું રાજ્ય જુદા કારણથી લેઈ લીધું. ૧૭૬૫ માં નવાબ વજીર શુજા-ઉદ-દઉલાને તેનો ખોયલો મૂલક લાર્ડ ક્લાઇવે પાછો આપ્યો ત્યારથી તેના વંશનું રક્ષણ બ્રિટિશ ફોજ વડે થતું હતું. પરદેશી ચઢાઈ અને દેશની અંદરના બંડ એ બંને તરફથી રક્ષણ પામી એની ઓલાદમાં ઘણા નવાબ થયા તેઓ ખાનગી

રહેણીમાં લંપટ દુર્વ્યસની હતા અને જાહેર કરણીમાં રૈયત ઉપર જુલમી હતા. તેઓમાં એક ગુણ હતો. તેઓ ઇંગ્રેજ સરકાર જોડે દૃઢ વફાદાર રહેતા. ગંગા અને ગોગરા નદીઓની વચ્ચે જે રસાળ મૂલક છે તેમાં એટલી ઘાડી વસ્તી છે કે પૃથ્વી ઉપર બીજે કોઇ ઠેકાણે એટલાજ વિસ્તારની જમીનમાં તેટલી ઘાડી વસ્તી નથી. એ પ્રદેશમાંની રૈયત ભવના ભવસુધી અંધેર રાજ્યપીડા પામતી હતી અને તે પીડાને માટે દરેક ગવર્નર જનરલ કેટલેક દરજે પોતાને જવાબદાર ગણતો હતો. નવાબોને તાકીદ પર તાકીદ આપવામાં આવતી (૧૮૧૯થી તેમણે શાહનો ઇલકાબ ધારણ કર્યો હતો) કે તમે તમારી વર્તણુકમાં સુધારો કરો. પરહિતેચ્છુ બેંટિંકે તથા જંગી હાર્ડિંગે જે કરવાની માત્ર ધમકી આપી હતી તે લાર્ડ ડેલહૌસીને હાથે થવાને રહેલું હતું. પ્રમાણિક હેતુની જોડે તે અમલમાં આણવાને તેના લક્ષણમાં દૃઢ નિશ્ચયપણું હતું. તમામ બિના તેણે કોર્ટ ઑવ્ ડરેક્ટરોને લખી મોકલી. દીર્ઘ અને દુ:ખકારક આનાકાની કર્યા પછી એ રાજ્યને ખાલસા કરવાનો ઠરાવ તેમણે કર્યો. એ હૂકમ આવ્યો તે વારે લાર્ડ ડેલહૌસીને સ્વદેશ પાછા જવાનો સમય થયો હતો, તોપણ તેણે વિચાર્યું કે આ જોખમ ભરેલું કામ તેની પછી આવનાર અધિકારીને તેના બેસતા અમલમાં કરવાને રાખવું એ વાજબી નથી. કોર્ટ આવ્ ડરેક્ટરોના ઠરાવને આવતાં બહુ વિલંબ થયાથી તે બજાવવાને તેને માત્ર થોડાંજ અઠવાડીઆં મળ્યાં. પરંતુ તે પૂરા ભાવથી માનતો હતો કે એ કામ કરવું એ તેની અયોધ્યાના લોક તરફ ફરજ છે. તેણે ખાનગી પત્રમાં લખ્યુંછે કે મારા મનમાં આવો ભાવ હોવાથી અને સર્વ શક્તિમાન પરમેશ્વરની કૃપા ઉપર નમ્રતાપૂર્વક આધાર રાખી (કેમકે તેના સરજેલા લાખો માણસ આ ફેરફારથી સ્વતંત્રતા અને સુખ પામશે) હું આ

કર્ત્તવ્યકર્મ પાર પાડવાનું કામ ગંભીરપણે અને ચિંતાપૂર્વક, પરંતુ શાંતપણે અને શંકાવિના હાથમાં લઉંછું.

**ખાલસા કરવાનાં કારણ.**—લાર્ડ ડેલહોસીના અમલની છેલ્લી સાલ ૧૮૫૬ હતી. એ સાલને આરંભે તેણે લકનૌના દરબાર ખાતે જનરલ (પાછળથી સર જેમ્સ) ઔટ્રામ રેસિડંટ હતો તેને અયોધ્યાનો રાજકારભાર હાથમાં લઇ ચલાવવાનો હૂકમ આપ્યો. એમ કરવાનું કારણ એ કે લાખો માણસને જે રાજવહીવટથી દુઃખ થાયછે તેને આધાર આપી વધારેવાર જારી રાખવાથી બ્રિટિશ સરકાર પરમેશ્વરની તથા માણસની નજરે ગુન્હેગાર થાયછે. એ ઢંઢેરો ૧૮૫૬ ના ફેબ્રુઆરી માસની ૧૩ મી તારીખે પ્રગટ કર્યો. અટકાવી નહિ શકાય એવા બળને પાદશાહ વાજીદ અલી તાબે થયો. તથાપિ તેને પદભ્રષ્ટ કર્યો એ વાજબી છે એવું કબૂલ કરવાની તેણે ના કહી. પોતાની દૃઢ અસંમતિ જણાવવાને તથા અપીલ કરવાને ઇંગ્લાંડમાં માણસો મોકલ્યા પછી કલકત્તાની સોડે ગાર્ડન રીચ નામે ખુશકારક પરામાં તે ઠરીઠામ વસ્યો અને અદ્યાપિ (૧૮૮૧ માં) પોતાનું વરસે બાર લાખ રૂપિઆનું પેન્શન ખાયછે. એમ વગર લડે અયોધ્યાનું રાજ્ય ખાલસા થયું. આ કૃત્યને લાર્ડ ડેલહોસી પોતાનું અતિ મોટું સદાચરણ ગણી સંભારતો હતો, પરંતુ તેના અમલનાં જે કામોથી દેશી સાર્વજનિક મતે ઘણામાં ઘણી ધાસ્તી ખાધી તે કદાચિત્ એ હતું.

**હિંદમાં કરેલું લાર્ડ ડેલહૌસીનું કામ.**—૧૮૫૬ ના માર્ચ મહીનામાં લાર્ડ ડેલહોસીએ અધિકાર છોડી દીધો. એ વેળા એની ઉમર માત્ર ચુંવાળીસ વરસની હતી; પણ લાંબી પથારીના મંદવાડનાં બીજ તે પોતાની જોડે સ્વદેશ લેતો ગયો, ને તેથી ૧૮૬૦ માં તેનો કાળ થયો. હિંદની ગરજનો ભોગ થવામાં, કાર્નવાલિસને બાદ કરતાં ઇંગ્રેજ રાજકીય પુરૂષોમાં તે પહેલો

હતો, પણ છેલ્લો ન હતો. હિંદમાં બ્રિટિશ રાજ્યની ઇમારત લાર્ડ ડેલહોસીએ સંપૂર્ણ કરી. એ સૈકાના પહેલા ભાગમાં લાર્ડ વેલ્લેસ્લેયે તથા લાર્ડ હેસ્ટિંગ્સે અધિરાજ્યનો નકશો બનાવ્યો હતો તેમાં ૧૮૪૩માં સિંધ ઉમેરાયું. વચમાં જે વિશાળ જગા બાકી હતી તેમાં અયોધ્યા, મધ્ય પ્રાંતો, અને હિંદમાંનાં નાનાં સંસ્થાનોની જોડે વાયવ્ય મર્યાદા પર આવેલો છેવાડાનો પંજાબ પ્રાંત તથા સમુદ્ર પાર રહેલા બ્રિટિશ બ્રહ્મદેશનો સૌથી વધારે સમૃદ્ધિવાન્ ભાગ એટલો મૂલક તેમાં માર્કિવસ ડેલહૌસીએ દાખલ કર્યો.

અર્લ કાનિંગ, ૧૮૫૬--૧૮૬૨.—આ મોટા ગવર્નર જનરલની જગાએ તેનો મિત્ર લાર્ડ કાનિંગ આવ્યો. તેને જતી વખતે ઇંગ્લાંડમાં કોર્ટ ઑવ્ ડરેક્ટર્સે ખાનું આપ્યું તે સમે આ ભવિષ્યસૂચક વચન તે બોલ્યો 'મારી નોકરીની મુદ્દત શાંતિમાં જાય એવું હું ઇચ્છુંછું. તથાપિ હું ભૂલી જઈ શકતો નથી કે હિંદનું આકાશ સ્વસ્થ છે તેમાં માણસની હથેળી જેવડું નાનું વાદળું ચઢી આવે અને તે વધારે વધારે મોટું થઇ ત્રુટી પડે ને આપણને નાશમાં ગ્રસ્ત કરી નાંખે.' બીજે વરસે બંગાળી ફોજના સિપાઇઓએ બળવો કર્યો અને પટનાથી દિલ્હી સુધીનો ગંગાનો બધો પ્રદેશ તેથી સળગી ઊઠયો.

# प्रकरण १५ मुं.

## બળવો, સને ૧૮૫૭.

**સિપાઈઓનાં બળવાનાં કારણ.**—બળવો ઊઠવાનાં જે ભિન્ન ભિન્ન કારણો આપવામાં આવેછે તે યૂરોપીના મનને પૂરતાં લાગતાં નથી. સત્ય એ દીસેછે કે આખા હિંદમાં દેશીઓનાં મન ઉશ્કેરાયલાં હોવાથી તરેહવાર ગપાટા માનવાને અને ત્રાસના વ્હારામાં હોવાથી ઝંપલાવી પડવાને લોકો પ્રવૃત્ત થયા હતા. યૂરોપી ટોળાપર દારૂની જેવી અસર થાયછે તેવી એશિઆની પ્રજાપર હેબકની અસર થાયછે. લાર્ડ ડેલહૌસીની રાજ્ય ખાલસા કરવાની પદ્ધતિ અતિ સુધારેલા વિચારથી ઘડી કાઢેલી હતી, તથાપિ દેશીઓને તે અપ્રિય હતી. કેળવણીનો પ્રસાર કરવામાં તથા એકજ સમયે વરાળયંત્ર અને તાર દાખલ કરવામાં હિંદી સુધારાને ઠેકાણે ઇંગ્રેજી સુધારો પ્રવર્त्तાવવાની તેમની ગૂઢ યોજના છે એવું દેશીઓને લાગ્યું. વિશેષે કરીને બંગાળી પલટણોના સિપાઇઓ એવું ધારતા હતા કે અમારી દૃષ્ટિ બીજા સ્વદેશીઓની દૃષ્ટિથી વધારે દૂર પહોચી શકેછે. એમાંના ઘણાખરા સિપાઈઓ ઊંચ વર્ણના હિંદુઓ હતા અને પુષ્કળ સિપાઈઓની ભરતી અયોધ્યામાંથી કરી હતી. પશ્ચિમ ભણીના ધોરણે કરવા માંડેલા સુધારાને તેમણે પોતાની પ્રજા તરીકેની ઐક્યતા તોડવાના હુમલા માન્યા અને ખાલસા કરવું એટલે શું તે તેમણે નજરે જોયું હતું. અમારા પરાક્રમથીજ પંજાબ પ્રાંત જીતાયોછે અને આખો હિંદ કબજે રહ્યોછે એવું તેઓ માનતા હતા. આ બેદિલી અને ધાસકાવાળી મનની સ્થિતિ પદભ્રષ્ટ થયેલા પુષ્કળ રાજાઓ અથવા તેમના વારસો અને વિધવા રાણીઓના જાણવામાં પ્રથમ આવી અને તેમણે તેનો લાભ લીધો. તેમ-

ણે ક્રિમીઆની લડાઇની હકીકત સાંભળી હતી અને રૂશ દેશ ઇંગ્લાંડનો સદાનો વેરી છે, એવી તેમને ખબર મળીહતી.ઇંગ્રેજ તરફથી મોટાં પેન્શન મળવાથી તેમની પાસે દ્રવ્યનો સંચય થયો હતો તેવડે હોશિયાર કાવતરાઓરોને નાણાં આપી તેમની મદદ લેઇ શકતા હતા.

**બળવાનાં કહેવાતાં બીજાં કારણો.**—એથી ઉલટું, કંપનીની નોકરીમાંની વધારે ઊંચા દરજાની જગ્યાઓ વિદ્વાન, બુદ્ધિમાન, અથવા વફાદાર નીવડેલા દેશીઓને મળતી નહિ. હિંદની સરકારી નોકરીમાંની ભારે પગારની અને દરજાની ઘણીક જગ્યાઓ હિંદના વતનીઓને મળે એવું મહારાણીની સરકારે હમણા ઠરાવ્યુંછે તેઓ પર તે વેળા થોડાક ઇંગ્રેજોનોજ માત્ર હક્ક હતો. બળવો થયાની થોડી મુદ્દત પહેલાં સર જાન લારેન્સે સ્પષ્ટ જણાવ્યું હતું કે લશ્કરમાં બુદ્ધિમાન પુરૂષની વાજબી તૃષ્ણા સંતોષ પામી શકે તેમાં પણ દેશી અમલદારને પોતાનું પરાક્રમ દેખાડવાનો લાગ મળતો નથી. આવી સ્થિતિને લીધે ભારે હાનિ થશે એવું તેણે આગ્રહ પૂર્વક કહ્યું હતું; પરંતુ એની સૂચનાપર છેલ્લી ઘડી લગી કોઇએ લક્ષ આપ્યું નહિ. બળવાના બારીક સમયમાં લોર્ડ કાનિંગને કાંઇ અકસ્માત્ થાય તો તે કામ ચલાઉ ગવર્નર જનરલ થાય એવો ઠરાવ થયો હતો; અને એ મોટું ફિતૂર શમ્યા પછી કંપનીના હસ્તકમાંથી જઈ મહારાણીના હાથમાં રાજ્યગાદી આવી તેવારે મહારાણીએ પ્રસિદ્ધ કરેલા ઢંઢેરામાં તેણે (લારેન્સે) સબળ કારણો બતાવીને જે ધોરણ પ્રમાણે વર્ત્તવાનો આગ્રહ કર્યો હતો તે ધોરણ બહાલ રહ્યું. મહારાણીનાં મહેરબાની ભરેલાં વચનો આ પ્રમાણે છેઃ—"વળી અમે ફરમાવીએ છીએ કે બની શકે ત્યાં સુધી જાતિભેદ કે ધર્મભેદ ઉપર નજર ન રાખતાં અમારી રૈયતમાં જેઓ કેળવણી, બુદ્ધિબળ, અને પ્રમાણિકપણાથી નો-

કરી કરવાને લાયક હોય તેમને છૂટથી અને નિષ્પક્ષપાતપણે સરકારી નોકરીમાં દાખલ કરવા." આ ઉદાર રાજ્યનીતિ કંપનીના અમલમાં ગ્રહણ કરી નહોતી. એ કારણથી સને ૧૮૫૭ ના સિપાઈઓના બળવાના સમયમાં હિંદના પુષ્કળ ભૂપતિઓ, તેમાં વિશેષે કરીને પદભ્રષ્ટ રાજ્યવંશો કંપનીના વેરી થયા હતા; અને ખુદ કંપનીનાજ દેશી અમલદારોની મોટી સંખ્યા ઉઘાડે છોગ બેવફા અથવા તેના ભાવી વિષે બેદરકાર હતી.

**ચરબી લગાડેલાં કારતૂસો** ( કાર્ટ્રિજ ).—આવો અણીનો મામલો ચાલતો હતો તે સમયમાં લશ્કરી છાવણીઓમાં એવી ગપ ચાલી કે બંગાળી ફોજનાં સિપાઈઓનાં કારતૂસોને ડુક્કરની ચરબી ચોપડેલીછે. એ પ્રાણીને હિંદુ અને મુસલમાન એ બેઉ પ્રજા અપવિત્ર ગણેછે. ધણીએ ખાતરી કર્યા છતાં સિપાઈઓનાં મન શાંત થઈ શક્યાં નહિ. દેશી પલટણોને રહેવાનાં મકાનમાં રાતે લાહે થતી; સિપાઈઓ પોતાના અમલદારોનું અપમાન કરતા; વિશ્વાસ ઊઠી ગયો હતો; અને કવાયતનું ડોળ માત્ર રહ્યું હતું.

**લશ્કરોમાં બુદ્ધિમાન અમલદારોની ઘટ.**—એ ઉપરાંત ફિતૂર ઊઠ્યું તે વખતે દેશી પલટણોમાં સર્વોત્કૃષ્ટ અમલદારોની ઘટ પડી ગઈ હતી. જે મહાન પાદશાહતનો પાયો લાર્ડ ડેલહૌસીએ નાંખ્યો હતો તેનો કારભાર ચલાવવાને સિવિલ સર્વિસથી જેટલા નોકરોની ભરતી થઈ શકતી તેનાથી વધારે અમલદારોનો ખપ હતો. મુલ્કી ખાતાના ઓહ્દાપર હોશિયાર લશ્કરી અધિકારીઓ પસંદ કરવાનો રિવાજ ઘણા કાળથી ચાલતો હતો તેમાં એકાએક પુષ્કળ વધારો થઈ ગયો. અયોધ્યા, પંજાબ, મધ્યપ્રાંતો, અને બ્રિટિશ બ્રહ્મદેશનો કારભાર ઘણે દરજ્જે કંપનીની પલટણોમાંથી ચૂંટી કહાડેલા અધિકારીઓને હાથ હતો. સારા અને

કુશળ સેનાપતિઓ રહ્યા હતા; તથાપિ દેશી સૈન્યના કિસ્મતની અણીના વખતમાં અતિ તેજ બુદ્ધિ અને દૃઢ સંકલ્પવાળા અધિકારીઓનો મોટો ભાગ તેમાં રહ્યો નહોતો.

**બળવો ઊઠ્યો, મે સને ૧૮૫૭.**—સને ૧૮૫૭ના મે માસની તા૦ ૧૦ મીને રવિવારે પાછલે પહોરે મીરત (મીરથ) ના સિપાઇઓએ બળવો કર્યો. તેઓ કેદખાનામાં ધૂસ્યા અને છાવણીઓમાં વેગથી ધસી જે યૂરોપી મળ્યો તેને તેમણે કાપી નાંખ્યો. પછી પાસેના મોટા દિલ્લી શાહેરની દેશી ફોજને તથા બદમાશ લોકોને ઉશ્કેરવાને અને પદભ્રષ્ટ મુગલ પાદશાહનો અધિકાર સ્વીકારવાને તેઓ ત્યાં ગયા. ઉત્તર હિંદમાં મોટામાં મોટી લશ્કરી છાવણી મીરતમાં હતી. બળવાખોરો દિલ્લી જઈ પોહોચે તે પહેલાં તેમને કચરી નાંખે એવડી પાયદલ, ઘોડેસવાર, તથા તોપોની જબરદસ્ત યૂરોપી ફોજ એ છાવણીમાં હતી. પરંતુ સિપાઇઓ ઉતાવળા થઇ વગર વિચારે વર્ત્યા તેમ યૂરોપી અમલદારોએ ઘણે પ્રસંગે દૃઢતાનો ત્યાગ કરી એટલીજ મૂર્ખાઇ ભરેલી વર્ત્તણુક ચલાવી. બળવો ઊઠ્યાની ખબર તારમાં દિલ્લી મોકલી તે સિવાય તે રાત્રે બીજું કશું કર્યું નહિ. જે ક્ષણે દૃઢમનના એક માણસથી હિંદનું રક્ષણ થઇ શકત એવી હતી તે ક્ષણે મીરતના કોઇ પણ લશ્કરી અમલદારમાં વિચાર કરવાની કે વર્તવાની શક્તિ જણાઇ નહિ. બીજે દિવસે પ્રાતઃકાળે દિલ્લીના મુસલમાનોએ બંડ કર્યું તે વારે ત્યાંના યુરોપીઓએ માત્ર દારૂખાનું ઉરાડી દીધું, બીજું કશું કર્યું નહિ.

**બળવાનો ફેલાવ, જૂન સને ૧૮૫૭.**—એમ ભેગા મળવાનું મધ્ય સ્થળ દિલ્લી ગણાયું અને આ બંડનું નામ બળવો પડ્યું. એ બંડ ઉતાવળે વાયવ્ય પ્રાંતો અને અયોધ્યામાં થઇ છેક નીચલા બંગાલામાં દાવાનળની પેઠે પ્રસર્યું. પ્રત્યેક ઉપકથાની

હકીકત જુદી જુદી તથા ખેદકારક છે, અને તે ઉપરથી જણાય-છે કે દરેક બાજૂના લોકો પોતપોતાના પક્ષને એકનિષ્ઠાથી દૃઢ વળગી રહ્યા હતા તેમ છતાં સઘળાં બંડોનો એકજ વૃત્તાંત આપવો બસ થશે. ઘણી વખતે ચેતાવ્યા વગર અને કેટલીક વાર વફાદાર રહેવાનાં વચન આપ્યાં છતાં સિપાઈઓ પોતાના ઉપરી અધિકારીઓની સામા ઊઠ્યા. તેમણે યૂરોપીઓને કે ખ્રિસ્તિ ધર્મ માનનારાઓને મારી નાંખ્યા; અને કેટલેક પ્રસંગે સ્ત્રીઓ અને બાળકોની પણ હત્યા કરી. બળવાખોરોએ જેલનાં બારણાં તોડી નાંખ્યા, ત્રીજોરી લૂંટી, અને બળવાએ એ વેળા પ્રજાવિગ્રહનું રૂપ ધારણ કર્યું હતું તેમાં સામિલ થવાને બંડના કોઈ મધ્યસ્થળે કૂચ કરી. માત્ર પંજાબના સર જૉન લૉરેન્સે અને તેના મદદનીશોએ અગાઉથી ચેતી સિપાઈઓને દાબમાં રાખ-વાના અને તેમનાં હથિયારો લેઈ લેવાના સખ્ત ઉપાય લીધા હતા. એ મદદનીશોમાં એડ્વર્ડસ અને નિકલ્સન મુખ્ય હતા. શીખ લોકો ડગ્યા નહિ. અફગાનિસ્તાનના ડુંગરોમાંથી નવા સિપા-ઈઓનાં ટોળાં પોતાની ખુશીથી આવ્યાં. એમ પંજાબ પ્રાંત ભયનું મૂળ ન થતાં દિલ્લીને ઘેરો ઘાલવાને પોતાની ફોજનો ભાગ આપવાને શક્તિમાન થયો. દક્ષિણ બંગાળાના ઘણાખરા સિપાઈઓએ બંડ કર્યાં અને પછી જુદા જુદા ભાગમાં વેરાઈ ગયા. મુંબાઈ અને મદ્રાસની દેશી ફોજો વફાદાર રહી. મધ્ય હિંદના મોટા અધિપતિઓમાંના ઘણાઓનાં લશ્કર બળવાખોરો જોડે વહેલાં મોડાં સામિલ થયાં, પરંતુ હૈદરાબા-દનું મુસલમાન સંસ્થાન તેના કુશળ પ્રધાન સર સાલર જંગના દાબથી ઈમાનદાર રહ્યું.

**કાનપુર.—કાનપુર**, લકનૌ, અને દિલ્લી એ ત્રણ શહેર સિપાઈઓના બળવાનાં મુખ્ય સ્થળ થઈ પડ્યાં. હિંદની મોટી દેશી ફોજોમાંની એક ફોજ કાનપુરની છાવણીમાં હતી. કાન-

પુરથી થોડે છેટે બિથુરમાં છેલ્લા પેશ્વાના વારસ ધોંડુપંતનો મહેલ હતો. ધોંડુપંતનું વધારે જાણીતું નામ નાના સાહેબ હતું, તે સદા સર્વ જમાનામાં અપકીર્તિને પામશે. નાનો પ્રથમ તો રાજ્યભક્તિ બતાવવામાં ધીતાળ હતો; પરંતુ ૬ ઠ્ઠી જુને સિપાઇઓએ દંગો કર્યો તે વારે તે તેમનો નાયક બન્યો અને મરાઠાનો પેશ્વા બની તેણે પોતાની આણ ફેરવી. કાનપુરના યુરોપીઓએ ઉતાવળે ખરાબ પસંદ કરેલી મોરચાબંધ છાવણીમાં ભરાઇ ઉષ્ણ કટિબંધના જૂન મહીનાના સખ્ત તાપમાં ઓગણીસ દિવસ લગી મર્દાઇથી ઘેરો સહન કર્યો. એ યુરોપીઓમાં જેટલા લડવૈયા પુરૂષો હતા તેમનાથી સ્ત્રીઓની અને બાળકોની સંખ્યા વધારે હતી. દરેકમાં દુઃખ સહન કરવાની અથવા મરવાની હિંમત અને ધીરજ હતી; પરંતુ તેમને રસ્તો દેખાડી શકે એવો પુરૂષ એ સમયે પણ નહોતો. ઠેઠ અલાહાબાદ લગી સહીસલામત પહોચાડવાનું નાનાએ વચન આપ્યું તે પર વિશ્વાસ રાખી તેઓ ૨૭ મી જૂને શરણે આવ્યા અને તેમનામાંનાં ૪૫૦ માણસ ગંગા નદીમાં મછવામાં બેશીને નીકળ્યાં, તેમનાપર નદીને કાંઠેથી તાબડતોબ ગોળીનો ઘાતકી મારો ચલાવ્યો. માત્ર એકજ મછવો નાશી છૂટ્યો. અને જે ચાર માણસ તરીને એક રાજા ઇંગ્રેજનો દોસ્ત હતો તેમના રક્ષણમાં ગયાં તેઓ માત્ર એ વાત કહેવાને જીવતાં રહ્યાં, બાકીનાં માણસોને તેજ સ્થળે કાપી નાંખ્યાં. સ્ત્રીઓ અને બાળકો મળીને ૧૨૫ જણને ૧૫ મી જુલાઇએ એજ દશાએ પહોચાડવાને રાખ્યાં હતાં. એ સમયે હાવેલૉકનું વેર વાળનારૂં સૈન્ય પાસે હતું.

**લકનૌ.**—અયોધ્યાનો મુખ્ય કમિશનર સર હેન્રિ લારેન્સ આ બળવા વિષે અગાઉથી ચેત્યો હતો. તેણે લકનૌની રેસિડન્સિને કિલ્લાકોટથી મજબૂત કરી અને ખોરાકી ભરી રાખી;

અને તમામ યુરોપી રહેવાશીઓને તથા એક નબળી બ્રિટિશ પલટણને લઇને તે બીજી જુલાઇએ ત્યાં ગયો. બે દિવસ કેડે છરાનો ગોળો વાગવાથી તેને કારી જખમ થયો. પરંતુ એ સ્થળે બુદ્ધિમાન પુરૂષના હાથમાં અધિકાર હતો. લારેન્સે પોતાનો મુકામ ઘણી હોશિયારીથી પસંદ કર્યો હતો; અને ૨૫ મી સપ્ટેંબરે હાવેલૉક અને ઑટ્રામે આવીને એ નાની ફોજને ઘેરામાંથી છોડવી ત્યાં લગી અનુપમ સંકટો સહીને બહુ મોટી સંખ્યાની સામે તે ટકી રહી. પરંતુ એ છૂટકારો કરનારા સૈન્યને બળવાખોરોનાં નવાં ધાડાંએ ઘેરી લીધું; અને છેક નવેંબરમાં સર કોલિન કામ્પબેલે (પછીથી લૉર્ડ ક્લૈડ) લકનોમાં ઘૂશીને એ ફોજનો છેવટનો છૂટકારો કર્યો (૧૬ મી નવેંબર ૧૮૫૭). એ પછી ઇંગ્રેજી લશ્કરો વધારે અગત્યનું કામ કરવામાં રોકાયાં, અને તેમણે સને ૧૮૫૮ ના માર્ચ મહીના લગી લકનોનો ફરીને જાથુનો કબજો કર્યો નહિ.

**દિલ્લીનો ઘેરો.**—૭મી જૂને એટલે મીરતમાં પહેલ વહેલું બંડ ઊઠ્યું તે કેડે એક મહીને દિલ્લીને ઘેરો ઘાલ્યો. વાસ્તવિક શબ્દાર્થ જોતાં એને ઘેરો કહેવાય નહિ, કારણ કે ઐતિહાસિક 'ટેકરી' પર પડાવ કરેલા બ્રિટિશ લશ્કરમાં ૮,૦૦૦ થી વધારે માણસ નહોતું, પરંતુ કોટની અંદર રહેલા બળવાખોરોના લશ્કરમાં ૩૦,૦૦૦ થી વધારે માણસ હતું. આગસ્ટ માસની અધવચમાં પંજાબથી એક ટૂકડી લઇને નિકલ્સન આવી પહોંચ્યો; પરંતુ તે જે ટૂકડી લાવ્યો તેને લીધે ઇંગ્રેજી ફોજને જેટલી હિંમત આવી તેના કરતાં તે જાતે આવ્યો તેણે કરીને તેને વધારે હિંમત આવી. ૧૪ મી સપ્ટેંબરે હુમલો કર્યો; અને મહોલ્લામાં સાત દિવસ લગી મરણીઆ થઇને લડી દિલ્લી પાછી જીતી લીધી. હલ્લો કરનારી ટૂકડીને મોખરે નિકલ્સન હતો તે લડતાં રણમાં પડ્યો. ઘોડાના રસાલાની એક ટૂકડીના નીડર સરદાર

હૉડ્સને બીજે દિવસે ઘરડા મુગલ પાદશાહ બહાદુરશાહ તથા તેના દીકરાઓને પકડી કેદ કર્યા. પાદશાહને પાછળથી રાજ્ય-કેદી કરી રંગુન મોકલી દીધો ત્યાં તે સને ૧૮૬૨ લગી જીવ્યો. દિલ્લી આગળ એ શાહજાદાની આસપાસ મૂકેલા પહેરેગીર ઉપર હુલ્લડી લોકોનું ધાડું ધસી આવ્યાથી તે શાહજાદા (જેઓ વગર શરતે પકડાયા હતા) ને પોતાને હાથે ગોળીથી મારી નાંખવાની હૉડ્સનને જરૂર પડી.

**લૉર્ડ ક્લૈડે અયોધ્યા જીતી લીધું**—દિલ્લી જીતી લીધા કેડે તથા લકનૌને ઘેરામાંથી છોડાવ્યા કેડે જુદા જુદા ભાગમાં અઢાર મહિના લગી મારામારી ચાલી, તથાપિ બળવાનો નાટકીય મોહ જતો રહ્યો. અયોધ્યાની બેગમ, બરેલીનો નવાબ, તથા ખુદ નાના સાહેબ આવ્યાથી ઉશ્કેરાઇને અયોધ્યા તથા રોહિલખંડના તમામ લોક બળવાખોર સિપાઇઓ જોડે મળી ગયા. હિંદના એકલા એજ ભાગમાં એ બળવો લશ્કરનો બળવો નહોતાં પ્રજાનો બળવો હતો અને તેને બેસાડી દેવાનો હતો. સર કૉલિન કામ્પબેલ (પછીથી લાર્ડ કલૈડે) અયોધ્યામાં લડાઇ ચલાવી તે બે શિયાળા લગી પહોચી. નેપાળના સર જંગ બહાદુર અને તેના બહાદુર ગુર્ખા તરફથી કીમતી મદદ મળી હતી. એક પછી એક શહેર તાબે થયું, એક પછી એક કિલ્લાને ઘેરો ઘાલ્યો અને સને ૧૮૫૯ના જાનેવારી માસ લગીમાં છેલ્લી તોપ પાછી લઇ લીધી અને છેલ્લા પલાયન કરનારને સરહદ બહાર હાંકી કહાડ્યો.

**સર હ્યુ રોઝે મધ્ય હિંદ સર કર્યું.**—એ અરસામાં સર હ્યુ રોઝ (પછીથી લૉર્ડ સ્ટ્રાથનૈર્ન) મુંબઇથી આવેલું બીજું લશ્કર લઇને મધ્ય હિંદમાં એટલાજ યશથી લડાઇ ચલાવતો હતો. ઝાંસીની ખારજ થયેલી રાણી અને તાતીઆ ટોપી એ બે તેના અતિ ભયંકર શત્રુ હતા. નાના સાહેબે પ્રતિરોધ

કરવાની જે શક્તિ બતાવી હતી તે પૂર્વે તાતીઆ ટોપીથી તેને મળી હતી. ઝાંસીની રાણી ૧૮૫૮ ના જૂન મહીનામાં લશ્કરને મોખરે લડતાં રણમાં પડી. તાતીઆ ટોપી મધ્ય હિંદમાં આડો અવળો ભટકી છેવટે ૧૮૫૯ ના એપ્રિલ માસમાં વિશ્વાસઘાતથી પકડાયો અને તેને મારી નાંખ્યો.

**કંપનીના પટાનો સાર, ૧૬૦૦-૧૭૮૪.**—એ બળવાને લીધે અઢીસેંથી વધારે વરસની હયાતી ભોગવ્યા કેડે ઇસ્ટ ઈંડિઆ કંપનીના અમલનો અંત આવ્યો. મૂળ કંપનીને ઈલિઝાબેથ રાણીએ સને ૧૬૦૦માં સનદી મંડળીનો પટો કરી આપ્યો હતો. લાર્ડ નાર્થના પ્રધાન મંડળે સને ૧૭૭૩ નો રેગ્યુલેટિંગ આક્ટ મંજૂર કર્યો તેના અન્વયે એ કંપનીને રાજકીય સત્તા મળી હતી અને હિંદી રાજ્યનું બંધારણ થયું હતું. એ કાયદાની રૂએ બંગાળાના ગવર્નરને ગવર્નર-જનરલની પદવી મળી અને ચાર સભાસદના મંત્રીમંડળની સલાહથી સંધિ વિગ્રહની બાબતોમાં પણ મુંબઈ અને મદ્રાસની સરકારો ઉપર અધિકાર ચલાવવાની સત્તા મળી; કલકત્તામાં ન્યાયની સુપ્રીમ કોર્ટ સ્થાપી તેના જડજોની નીમણુક ઇંગ્લાંડના ગાદીપતિએ કરી: અને ગવર્નર-જનરલને તથા તેના મંત્રીમંડળને નિયમો અને કાયદા કરવાની સત્તા મળી. એ પછી પિટ્ટનું ઈંડિઆ બિલ મંજૂર થયું (૧૭૮૪) તેની રૂએ ઇંગ્લાંડમાં બોર્ડ આવ્ કંટ્રોલ સ્થપાઈ; બીજા ઇલાકાપર બંગાળા ઇલાકાનું સર્વોપરીપણું દૃઢ થયું; અને 'ગવનર-જનરલ-ઇન-કાઉન્સિલ,' એવું ઐતિહાસિક પદ વાપરવાની પહેલ વહેલી મંજૂરી મળી.

**કંપનીને ફરીને સનદ કરી આપી, ૧૮૧૩-૧૮૫૩.**—હિંદનો વેપાર એકલી કંપનીના હાથમાં હતો તે ૧૮૧૩ માં ફરી કરી આપેલી સનદથી બંધ પડ્યો અને પ્રજાપર સારો અમલ ચલાવવા તરફ લક્ષ લગાડવાની તેને જરૂર પડી. કંપનીને બીજી

વાર સનદ કરી આપી તેવારે ૧૮૩૩ના આક્ટની રૂઇએ ચીન જોડે તેને વેપાર ચાલતો હતો તે બંધ પડ્યો. વળી એ આક્ટે હિંદી રાજ્યના બંધારણમાં એક પછી એક સુધારા દાખલ કર્યા. એ આક્ટની રૂઇએ કાઉન્સિલમાં એક નવો (કાયદા ખાતે) મેંબર ઉમેરાયો. એ મેંબર કંપનીના નોકરોમાંથી પસંદ કરેલો ન એ હોય અને તેણે કાયદા અને કાનુનો કરવા માટે સભાઓ મળે તેઓમાં માત્ર હાજર રહેવું એવું ઠર્યું. એ રીતે કરેલા કાયદા અને કાનુનો પાર્લમેંટના આક્ટોના જેટલો અધિકાર એ કાયદાની રૂઇએ ઠર્યો, પરંતુ તેઓને નામંજૂર કરવાની સત્તા કોર્ટ ઑવ્ ડરેક્ટર્સને હતી; એ આક્ટની રૂઇએ એક લૉ કમિશન નીમાયું અને છેવટે એ આક્ટની રૂઇએ ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સિલને મુલ્કી અને લશ્કરી ખાતાના વહીવટને લગતી તમામ બાબતોમાં બીજા ઈલાકાઓ ઉપર હકુમત ચલાવવાનો અધિકાર મળ્યો. છેલ્લી સનદ ૧૮૫૩માં ફરી આપી તેની અમુક મુદત ઠરાવી નહિ. પરંતુ પાર્લમેંટની નજરમાં આવે ત્યાં લગી માત્ર તે અમલમાં આવે. એ વખતે ડરેક્ટરોની સંખ્યા ઘટાડી અને સિવિલ સર્વિસમાં વગવસીલાથી જગ્યા મળતી તેને ઠામે જાહેર પરીક્ષા લઇને જગ્યા આપવાનો નિયમ દાખલ કર્યો.

**રાજ્યગાદીના તાબામાં હિંદનો મૂલક આવ્યો, સને ૧૮૫૮.**—હિંદનું રાજ્ય વધારે સારી રીતે ચલાવવાનો કાયદો મંજૂર થયો (૧૮૫૮) તે વડે અંતે કંપનીના હાથથી રાજ્યકારભાર જઇ રાજ્યગાદીને મળ્યો. એ વખતે ડરેક્ટરોએ વાક્ચતુરાઇથી વિરૂદ્ધ મત જણાવ્યો તથા પાર્લમેંટમાં સામસામા પક્ષકારોમાં પણ એ વિષે કડવો વાદવિવાદ થયો. એ કાયદામાં એવું ઠરાવ્યું કે પંદર મેંબરોની કાઉન્સિલની સલાહથી પોતાના મુખ્ય સ્ટેટ સેક્રેટરીઓમાંના એકની મારફત ઇંગ્લાંડની રાણી હિંદ ઉપર અમલ ચલાવશે અને તેને નામે અમલ ચાલશે. ગ-

વર્નર-જનરલને વાઇસરાયનો નવો ઈલકાબ મળ્યો. કંપનીનાં યૂરોપી લશ્કરોને રૉયલ સર્વિસમાં ભેળી દીધાં અને હિંદી નૌકા-સેના કાઢી નાંખી. એ યૂરોપી લશ્કરોમાં અમલદારો અને સિપાઈઓ મળીને આશરે ૨૪,૦૦૦ માણસ હતું. હિંદી કાઉન્સિલોના આક્ટ (૧૮૬૧) ના અન્વયે ગવર્નર-જનરલની અને વળી મદ્રાસ તથા મુંબઈની કાઉન્સિલોમાં ફક્ત કાયદા બાંધવાના કામમાં મદદ કરવાને દેશી કે યૂરોપી, સરકારી નોકરીમાં ન હોય એવા મેંબરો ઉમેરાયા; અને એજ સાલમાં બીજો કાયદો મંજૂર થયો તેની રૂઇએ ઈલાકાનાં શહેરોમાં જૂની સુપ્રીમ કોર્ટો હતી તેને ઠેકાણે ન્યાયની હાઈ કોર્ટો સ્થપાઈ.

# प्रकरण १६ मुं.

## બ્રિટિશ રાજ્યગાદીના તાબામાં હિંદ.

**મહારાણીનો ઢંઢેરો, ૧ લી નવેંબર ૧૮૫૮.**—બળવો બેસાડી દેવાનું તથા ત્યાર પછી રાજ્યમાં જે સમાધાની ભરેલો ફેરફાર થયો તે દાખલ કરવાનું કામ લાર્ડ કાર્નિંગને હાથ આવ્યું. જોખમના છેક ખરાબ સમયમાં પણ તેણે પોતાના મનની શાંતિને ડગવા દીધી નહિ અને તેના અતિ નિષ્પક્ષપાત આચરણને લીધે બેઉ પક્ષનાં માણસોએ વારા ફરતી તેની સ્તુતિ કરી અને તેને માથે દોષ મૂક્યો. એ સમયે તેને તિરસ્કારમાં 'દયાળુ કાર્નિંગ' (ક્લેમન્સિ કાર્નિંગ) એવું ઉપનામ આપ્યું હતું તે આજે માત્ર તેના માનાર્થે સંભારવામાં આવેછે. સને ૧૮૫૮ ના નવેંબર માસની ૧ લી તારીખે અલાહાબાદમાં મોટો દરબાર ભરી મહારાણીએ હિંદનો રાજ્યકારભાર પોતાને હસ્તક લીધાનો બાદશાહી ઢંઢેરો તેણે વાંચી સંભળાવ્યો. ઘણોજ વાસ્તવિક અને ઉત્કૃષ્ટ ભાવાર્થ જોતાં એ લેખ હિંદની પ્રજાનો મોટો ચાર્ટર છે. એ લેખમાં મહારાણીના અમલની રાજ્યનીતિના મુખ્ય આધાર તરીકે ધર્મ સંબંધી છૂટ અને ન્યાયના નિયમો વાક્ચતુરાઈ ભરેલાં વચનોમાં લખ્યાં હતાં. વળી બ્રિટિશ પ્રજાનાં ખૂન કરવામાં જેમણે પ્રત્યક્ષ ભાગ લીધો હતો તેમના સિવાય બીજા બધાને એ લેખમાં માફી આપી હતી. સને ૧૮૫૯ ની તા૦ ૮ મી જુલાઈએ આખા હિંદમાં શાંતિનાં જાહેરનામાં થયાં. બીજે વર્ષે શિયાળામાં વફાદાર રાજા રાણાઓની સેવા સ્વીકારવાને તથા તેમને દત્તપુત્ર કરવાના હક્ક છે એવી ખાત્રી કરી આપવાને લાર્ડ કાર્નિંગ ઉત્તર તરફના પ્રાંતોમાં વાઇસિરાયના ઓહ્દાથી પ્રવાસે નીકળ્યા.

**વસૂલાત ખાતામાં મિ૦ વિલસને કરેલા સુધારા.**—

બળવો બેસાડી દેવામાં હિંદના કરજમાં લગભગ ચાળીસ કરોડ રૂપિઆનો વધારો થયો અને લશ્કરી ખાતામાં ફેરફાર થવાથી આશરે દશ કરોડ રૂપિઆનો વાર્ષિક ખર્ચ વધ્યો. આ ખોટ પૂરી પાડવાને **મી૰ જેમ્સ વિલ્સન** નામે પ્રખ્યાત અર્થશાસ્ત્રી અને પાર્લમેંટના વસૂલાત ખાતાના અધિકારીને હિંદી કાઉન્સિલનો વસૂલાત ખાતાનો મેંબર નીમીને ઇંગ્લાંડથી મોકલ્યો. તેણે જકાત લેવાની પદ્ધતિની ફરી વ્યવસ્થા કરી, કમાણી અને ધંધાપર વેરો (ઇનકમ તથા લાઇસેન્સ ટાક્સ) બેસાડ્યો, અને સરકારી કાગળનાં નાણાં (નોટો) ચલાવ્યાં. આ પ્રતાપી કાર્યમાં તે રોકાયો હતો તે દર્મિયાન તેનો કાળ થયો, પરંતુ હિંદના વસૂલાત ખાતાના પહેલ વહેલા અને ઉત્કૃષ્ટ મંત્રી તરીકે તેનું નામ અમર રહ્યુંછે. હિંદના ફોજદારી કાયદાનો ખરડો સને ૧૮૩૭ માં **મકૉલે**એ પહેલ વહેલો કર્યો હતો તે સને ૧૮૬૦ માં મંજૂર થયો તથા તેની જોડે દીવાની અને ફોજદારી વહીવટના કાયદા સને ૧૮૬૧ માં મંજૂર થયા.

**લાર્ડ એલ્ગિન, ૧૮૬૨-૧૮૬૩.**—લાર્ડ કાનિંગ સને ૧૮૬૨ ના માર્ચ મહીનામાં હિંદ છોડીને સ્વદેશ ગયો અને ત્યાં મહીનો થયો નહિ તે પહેલાં મરણ પામ્યો. એની પછી લાર્ડ એલ્ગિન આવ્યો તે ૧૮૬૩ ના નવેંબર મહીના લગી માત્ર જીવ્યો. હિમાલય પર્વતમાંહેલા ધર્મશાળાને મુકામે તેનો કાળ થયો અને ત્યાં તેને ભૂમિદાહ કર્યોછે.

**લાર્ડ લૉરેન્સ, ૧૮૬૪-૧૮૬૯.**—એની પછી પંજાબનો રક્ષક **સર જૉન લૉરેન્સ** આવ્યો. ભૂતાન જોડે વિગ્રહ, તેની પછી સને ૧૮૬૪ માં દ્વાર્સ પરગણાનું ખાલસા થવું, અને સને ૧૮૬૬ માં ઓઢિઆમાં પડેલો ભારે દુકાળ એ તેના અમલના મુખ્ય બનાવ હતા. સને ૧૮૬૮-૧૮૬૯ માં બુંદેલખંડ અને ઉપલા હિંદમાં દુકાળ પડ્યો તે વખતે લાર્ડ લૉરેન્સે ભૂખમરાથી

મૃત્યુ થતાં અટકાવવાને બનતા ઉપાય લેવાની જવાબદારી ખુદ સરકારી અધિકારીઓને શિર રહેશે એવો હિંદની તવારીખમાં પહેલ વહેલો નિયમ ઠરાવ્યો. અયોધ્યાના ખેડુતોની સ્થિતિની તપાસ ચલાવી તેમને તેમના ચાલુ હક્ક આપવાના હેતુથી એક આક્ટ મંજૂર કર્યો. દોસ્ત મહંમદના કુંવરોમાં કેટલીક મુદત લગી માંહોમાંહે કાપાકાપી ચાલ્યા પછી અફગાનિસ્તાનનો મૂલક એકલા શેર અલીને હસ્તક આવ્યો અને તેને લાર્ડ લારેન્સે અમીર કબૂલ કર્યો. સને ૧૮૬૬ માં વેપારની ખરાબી થવાથી બંગાળાના ચાના નવાસવા દાખલ થયેલા ઉદ્યોગને મોટો ધોકો પહોચ્યો અને મુંબઇમાં ઘણા વેપારીઓ પાયમાલ થઇ ગયા. આસિસ્ટંટ માજીસ્ટ્રેટના ઓદ્ધાથી તે વાઇસિરાયની પદવી લગી હિંદની દરેક દરજાની નોકરી કર્યા કેડે સને ૧૮૬૯ ના જાનેવારી મહિનામાં લાર્ડ લારેન્સે નોકરી છોડીને ઇંગ્લાંડ ગયો તેવારે તેને અમીરની પદવી મળી. તે સને ૧૮૭૯ માં મરણ પામ્યો અને તેના શબને વેસ્ટમિન્સ્ટર આબ્બીમાં દાટ્યું છે.

**લાર્ડ મેયો, ૧૮૬૯-૧૮૭૨.**—સને ૧૮૬૯ માં લૉર્ડ લૉરેન્સની પછી લૉર્ડ મેયો આવ્યો તેણે હિંદની દ્રવ્યવૃદ્ધિને ઉત્તેજન આપ્યું. અંબાલા દરબારનું કામ શારેતારે પાર પડ્યું તેનું માન લાર્ડ મેયોને ઘટેછે (સને ૧૮૬૯). એ દરબારમાં શેર અલ્લીને વિધિપૂર્વક અફગાનિસ્તાનનો અમીર સ્વીકાર્યો, અર્થાત્ લાર્ડ લૉરેન્સે જે કામનો આરંભ કર્યો હતો તે એક અર્થે જોતાં લૉર્ડ મેયોએ પરિપૂર્ણ કર્યું. સને ૧૮૬૯-૭૦ માં નામદાર શાહાજાદા ડ્યૂક ઑવ્ એડિન્બરોની હિંદમાં પધરામણી થવાથી હિંદવાશીઓને ઘણો હર્ષ થયો અને મંડળિક રાજાઓએ પંડે આવી અંગ્રેજી રાજ્ય તરફ પોતાની વફાદારી બતાવી. લાર્ડ મેયોએ રાજ્યનાં કેટલાંક મોટાં ખાતાંમાં સુધારો કર્યો, ખેતીવાડીનું નવું

ખાતું ઉઘાડ્યું, અને પ્રાંતવાર ઊપજ ખર્ચની પદ્ધતિ દાખલ કરી. એ છેલ્લી યોજનાથી સ્થાનિક સ્વરાજ્યને જે ઉત્તેજન મળ્યું તેને લીધે હિંદની ઊપજ વધારી તેની યોગ્ય વ્યવસ્થા કરવાનું, ઇંગ્રેજ રાજકારભારીઓમાં જવાબદારીની સમજ પ્રદીપ્ત કરવાનું, અને લોકોમાં રાજકીય સ્ફુરતા જાગૃત કરવાનું કામ ઘણું થયુંછે અને વધારે થશે. લાર્ડ મેયોએ મીઠાપરની જકાતમાં સુધારો કરવાનો પણ પાયો નાંખ્યો. એમ જે જૂની હાનિકારક દાણની ચોકીઓએ એક પ્રાંતને બીજા પ્રાંતથી છૂટો પાડી બ્રીટિશ હિંદ અને મંડળિક રાજ્યો વચ્ચેના વેપારને દાબી નાંખ્યો હતો તે ચોકીઓ કહાડી નાંખવાને તેણે તેના ઉત્તરાધિકારીઓને રસ્તો કરી આપ્યો. તેણે પુષ્કળ સડક, રેલવે, અને નહેરો બંધાવી દેશની દ્રવ્યઊપજ વધારવાનાં સાધનો ખીલવ્યાં. જાહેર બાંધકામની જે લોકહિતકારી પદ્ધતિની લાર્ડ ડેલહૌસીએ સ્થાપના કરી હતી તેને તેણે અમલમાં આણી. દેશનાં હવાપાણીથી અને તેણે જે મહાભારત કામ માથે લીધાં હતાં તેનાથી તેનો તેજોમય ઉમંગ ડગ્યો નહિ. તેણે કાળજી રાખીને અને શ્રમ વેઠીને રાજ્યના છેક આઘેના પ્રાંતોની હાજતો નજરે જોઇને વાકેફગારી મેળવી. પરંતુ સને ૧૮૭૨ માં દેશનિકાલ થયેલા ગુન્હેગારોને રાખવાના આંડામન ટાપુના થાણામાં એક ખૂનીને હાથે તેની ઉત્કૃષ્ટ ઉપયોગી જિંદગીનો અંત આવ્યો.

**લાર્ડ નાર્થબ્રૂક ૧૮૭૨–૧૮૭૬.**—એની પછી લાર્ડ નાર્થબ્રૂક આવ્યો તેને પોતાની બુદ્ધિ અજમાવવાનો વસૂલાત ખાતામાં ઉત્કૃષ્ટ લાગ મળ્યો. એના અમલમાં સને ૧૮૭૪ માં નીચલા બંગાળામાં દુકાળ પડ્યો તેને રાજ્ય તરફથી મદદ આપવાની બહોળા પાયાપર ગોઠવણ કરીને ફતેહમંદીથી ખાળ્યો. સને ૧૮૭૫ માં વડોદરાના મરાઠા ગાયકવાડને રાજ્યની અવ્ય-

વસ્થાને લીધે તથા તેના દરબારમાંના બ્રિટિશ રેસિડંટને ઝેર દેવાની કોશિશ કરવા માટે પદભ્રષ્ટ કર્યો. પરંતુ રાજ્ય તેના વંશમાંના એક બાળકને સોંપ્યું. સને ૧૮૭૫-૭૬ ના શિયાળામાં પ્રિન્સ આવ્ વેલ્સે હિંદમાં પ્રવાસ કર્યો. એ નામદાર યુવરાજના પધારવાથી હિંદની તમામ પ્રજાએ બ્રિટિશ હિંદના ઇતિહાસમાં પૂર્વે કદી જણાયલી નહિ એવી ઉત્સાપૂર્વક વફાદારી બતાવી. અને પ્રાચીન અને ભવ્ય રાજ્યવંશની બાદશાહતમાં જોડાયા છીએ એવું હિંદના મંડળિક રાજા રાણાઓએ પહેલીજવાર જાણ્યું.

લાર્ડ લિટ્ટન, ૧૮૭૬--૧૮૮૦—લાર્ડ નાર્થબ્રુકની પછી સને ૧૮૭૬ માં લાર્ડ લિટ્ટન આવ્યો. સને ૧૮૭૭ ના જાનેવારીની ૧ લી તારીખે પ્રાચીન મુગલ રાજધાની દિલ્લી શહેરમાં આવેલી ઐતિહાસિક 'ટેકરી' પર અપૂર્વ ઠાઠમાઠથી દરબાર ભરી મહારાણી વિક્ટોરિઆએ કૈસરે હિંદનું પદ ધારણ કર્યાની ખબર પ્રસિદ્ધ કરી. પરંતુ દેશના ભૂપતિઓ અને મોટા અધિકારીઓ આ ભવ્ય સ્થળે જતા હતા તે સમયે દુકાળનો પડછાયો દક્ષિણ હિંદને અંધકારમાં ઘેરી લેતો હતો. ૧૮૭૬ ના ચોમાસામાં જોઈએ એટલો વરસાદ પડ્યો નહિ, અને ૧૮૭૭ ની મોસમ કાંઈક ઠીક હતી. આ લાંબી મુદ્દતની અનાવૃષ્ટિ દખણ (દક્ષિણ) થી કન્યાકુમારી સુધી અને પછીથી ઉત્તર હિંદમાં પ્રસરવાથી દુકાળ પડ્યો. હિંદના ઇતિહાસમાં નોધાયલી હરકોઈ એવીજ આપત્તિથી એ દુકાળનો વિસ્તાર વધારે ભાગપર હતો. સમુદ્ર વાટે અને રેલવેને રસ્તે પુષ્કળ અનાજ લાવ્યા છતાં તથા સરકારે અથાગ મહેનત કર્યા છતાં ખરેખરા ભૂખમરાથી અને તેનાથી ઉત્પન્ન થતા અનેક વ્યાધિઓથી લાખો માણસનો ઘાણ નીકળ્યો. એ દુકાળ ખાતે સરકારને એકંદર અગીઆર કરોડ રૂપિઆનો ખર્ચ થયો હતો. ઓસક નહિ મળવાથી તથા દુકાળથી

પીડાયલા લોકોને થતા વ્યાધિઓથી પરા લાખ માણસનાં મરણ નીપજ્યાં હતાં એવો અડસટ્ટો કહાડચોછે.

**અફગાનિસ્તાનનો મામલો, ૧૮૭૮-૧૮૮૦.**—સને ૧૮૭૮ ની શરદ્ ઋતુમાં અફગાનિસ્તાનનો મામલો ફરીને જાગ્યો. લાર્ડ મેયોએ જે અમીર શેરઅલીનો સારો સત્કાર કર્યો હતો તેજ અમીર રૂશ લોકના કારસ્થાનને મદદ કરતો જણાયો. તેણે ઇંગ્રેજના વકીલને પોતાના દેશમાં પેસવા દીધો નહિ, પણ રૂશિઆના વકીલનો માનપૂર્વક આવકાર કર્યો. એ પરથી વધરો ઊઠ્યો. બ્રિટિશ લશ્કરોએ ખૈબર, કુરમ, અને બોલન એ ત્રણ માર્ગે કૂચ કરી અને ઘણો પ્રતિરોધ પામ્યા સિવાય એ ઘાટનાં અંદરનાં દ્વારનો કબજો કર્યો (૧૮૭૮). શેરઅલી અફગાન-તુર્કસ્તાનમાં નાશી ગયો અને ત્યાં મરણ પામ્યો. તેના દીકરા યાકુબખાન જોડે ગંદમક મુકામે તહનામું થયું (મે,૧૮૭૯) તેની રૂએ એ ઘાટોનાં શિખર અથવા વધારે દૂરની બાજૂઓ લગી બ્રિટિશ મૂલકની હદ્દ વધી અને બ્રિટિશ અમલદારને કાબુલમાં રહેવાની પરવાનગી મળી. થોડા મહીનામાં બ્રિટિશ રેસિડંટ સર લુઈ કાવાન્યારીને તેના રસાલા સુદ્ધાં દગાથી હુમલો કરી મારીનાંખ્યો (સપ્ટેંબર૧૮૭૯) તેથી બીજી લડાઈ કરવાની જરૂર પડી. યાકુબખાને ગાદીપરથી હાથઊઠાવ્યો અને તેને હિંદમાં આણ્યો; કાબુલ અને કંદહારનો કબજો કરી ત્યાં લશ્કર રાખ્યાં અને અફગાન જાતો સ્વદેશાને માટે લડવા ઊઠી અને કાબુલ માંહેલી બ્રિટિશ ફોજને સંકટમાં નાંખી તેવારે સર ફ્રેડરિક રાબર્ટ્સે તેમને સજડ હરાવી (૧૮૭૯-૮૦).

**માર્ક્વિસ ઑવ રિપન, ૧૮૮૦-૧૮૮૪.**—આ અણીનો મામલો ચાલતો હતો તે સમયમાં ઇંગ્લાંડની પાર્લમેંટના મેંબરોની સામાન્ય ચુંટણી થઈ તેમાં ટોરી પ્રધાન મંડળની હાર થઈ. વિલાયતના રાજ્યમંડળે રાજીનામું આપ્યું તેની જોડેજ લાર્ડ લિટ્ટને પોતાના ઓદ્ધાનું રાજીનામું આપ્યું, અને તેની

જગ્યાએ લાર્ડ રિપનની સને ૧૮૮૦ના એપ્રિલ માસમાં નીમણુક થઈ. એ ઊનાળામાં કંદહાર અને હેલ્મંડ નદીની વચ્ચે મૈવાન્ડમાં એક ઇંગ્રેજી લશ્કરી ટૂકડીને આયુબખાનના હેરાતી લશ્કરે હરાવી,–જનરલ સર ફ્રેડરિક રાબર્ટ્સે કાબુલથી કંદહારમાં પ્રતાપી કૂચ કરી અને સને ૧૮૮૦ના સપ્ટેંબર માસની ૧લી તારીખે આયુબખાનના લશ્કરનો પૂર્ણ પરાભવ કરી એ હારનો સત્વર અને પૂર્ણ બદલો વાળ્યો. અબદુર રહેમાનખાન નામે દોસ્ત મહમદના કુળના સૌથી વડા વંશજને ઇંગ્રેજે અમીર કબૂલ રાખ્યો. એને રાજ્યધાનીનો કબજો સોંપી ઇંગ્રેજી લશ્કર કાબુલમાંથી પાછું આવ્યું (૧૮૮૦).

આયુબખાને ફરીને લડાઈ ઊઠાવી. પરંતુ તેનો જય થોડા વખત લગી ટક્યો, અને અબદુર રહેમાન અદ્યાપિ અફગાનિસ્તાનનો સુલતાન છે (ફેબ્રુઆરી, ૧૮૮૯). સને ૧૮૮૧ થી જે અખંડ શાંતિ ચાલી તેનો લાભ લેઈ લાર્ડ રિપને રાજ્યની અંદરની વ્યવસ્થામાં કેટલાક સુધારા ર્યા. આ મહાન્ સુધારાને માટે સને ૧૮૮૨ અને ૧૮૮૩ની સાલો યાદ રાખવા જોગ થશે. દેશી વર્ત્તમાનપત્રોનો કાયદો રદ કરી જાહેર પ્રશ્નોની છૂટથી ચર્ચા કરવામાં જે છેલ્લો પ્રતિબંધ હતો તેમાંથી દેશી વર્ત્તમાનપત્રોને તેણે મુક્ત કર્યાં. તેણે સ્થાનિક સ્વરાજ્યની યોજના કરી તેણે કરીને હિંદના વતનીઓને રાજકીય વિષયોમાં નવું ચૈતન્ય મળ્યું. એજ વેળા લોકોમાં કેળવણીનો પ્રસાર વધારે બહોળા પાયાપર કરવાના હેતુથી એજ્યુકેશન કમિશન નીમી તેણે લોકોને આપેલા હક્કનો બરાબર ઉપયોગ કરવાને તેમને લાયક કરવાનો પ્રયત્ન કર્યો. લાર્ડ રિપનના વસૂલાત ખાતાના પ્રધાન સર એવેલિન બેરિંગે સને ૧૮૮૨માં પરદેશથી આવતું કાપડપરની જકાત કહાડી નાંખી અને થોડાક અપવાદ સિવાય હિંદમાં આવતા માલપરથી તમામ જકાત કહાડી નાંખવામાં આવી.

મહેસૂલની બાબતમાં આ વિખ્યાત નિપુણ પુરૂષ ક્રેરો શાહેરમાં ઇંગ્રેજના પ્રતિનિધિના ઊંચા ઓહ્દાપર નીમાયાથી બીજે વરસે (૧૮૮૩ માં) હિંદ છોડીને ગયો તેથી હિંદની તમામ પ્રજાને ખેદ થયો. સને ૧૮૮૨ માં ઇંગ્રેજી ફોજ મિસરનો કબજો લેવામાં ફતેહ પામી તેમાં હિંદના દેશી લશ્કરની એક ટૂકડી સામિલ હતી. તેમણે ચઢાઇમાં સહનતાનું અને રણમાં બહાદુરીનું દૈવત સ્પષ્ટ બતાવ્યું હતું. ત્યાર પછી હિંદના લશ્કરી અમલદારો તથા સિપાઈઓની ચૂંટી કહાડેલી એક ટૂકડીને ઇંગ્લાંડ મોકલી હતી તેનો ત્યાંના તમામ વર્ગના લોકે ઉત્સાહથી આવકાર કર્યો. પોતાના અમલની શરૂઆતમાં લાર્ડ રિપને ખેતીનું ખાતું ફરીને સ્થાપ્યું અને દુકાળના વખતમાં દેશનું રક્ષણ થાય તેવા ઉપાય કર્યા. હિંદમાં રેલવેનો વધારો કરવાના હેતુથી પાર્લમેંટની કમિટીની રૂબરૂ સાક્ષી આપવાને તેણે સને ૧૮૮૪ માં કેટલાક અધિકારીઓને ઇંગ્લાંડ મોકલ્યા. સને ૧૮૮૪ ની આખરે તે પોતાના ઓહ્દાનું રાજીનામું આપી સ્વદેશ સિધાવ્યો. લાર્ડ રિપનનો લોકોપર અને લોકોનો તેનાપર ઘણો પ્રેમ હતો.

**અર્લ આવ્ ડફરિન, ૧૮૮૪-૮૮.**—એની પછી સને ૧૮૮૪ માં અર્લ આવ્ ડફરિન વાઇસિરાયના ઓહ્દા પર આવ્યો. સને ૧૮૮૫ ની વસંત ઋતુમાં લાર્ડ ડફરિને અફગાનિસ્તાનના અમીરનો આવકાર કરવાને રાવળપિંડીમાં ભવ્ય દરબાર ભરીને તે હાકેમની જોડે ઇંગ્રેજ સરકારને દોસ્તીનો સંબંધ હતો તે દૃઢ કર્યો. ઊનાળામાં રૂશિઆ જોડે વિગ્રહ થશે એવું ભાસ્યું તેવારે દેશી ભૂપતિઓએ પોતાનાં સૈન્ય ઇંગ્રેજ સરકારની તેનાતમાં સોંપવાનું કહી તેની પ્રત્યે પોતાની વફાદારી જણાવી. ઉપલા બ્રહ્મદેશમાં થીબોરાજાએ દુરાચરણ ચલાવ્યાં કીધાં, ઇંગ્રેજી પ્રજાને પીડા કરી તથા સમાધાની કરવાનાં તમામ કહેણો પાછાં

વાળ્યાં તેથી સને ૧૮૮૫ ની આખરમાં તેની સામે લડવાને જનરલ પ્રેન્ડરગાસ્ટની સરદારી નીચે એક લશ્કર મોકલ્યું. રાજાને પદભ્રષ્ટ કરી હિંદમાં આણ્યો. સને ૧૮૮૬ ના જાનેવારી મહીનાની ૧ લી તારીખે તેનો મૂલક બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો. વળી સને ૧૮૮૬ ની શરૂઆતમાં પંજાબમાં આવેલા પાણીપતના સ્મરણીય રણક્ષેત્રમાં લશ્કરની મોટી કવાયત થઈ હતી. અને લાર્ડ ડફરિનની સરકારે ગ્વાલિયર ગઢ તેના વંશપરંપરાના માલિક સિંધિયા મહારાજને પાછો આપ્યો.

# સૂચીપત્ર.

સમાપ્ત.